# મૃગલોચની

અથવા

# માયા–પ્રાબલ્ય.

## ભાગ ૨ જો.

( અદ્‌ભુત ઘટનાયુક્ત નવલકથા )



સંપાદક

**વ્રજલાલ જાદવજી ઠક્કર,**

તંત્રી 'લુહાણા–બંધુ'—અમદાવાદ.



પ્રકાશક

**મહાદેવ રામચંદ્ર જાગુટે,**

બુકસેલર ઍન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.



વિક્રમાબ્દ ૧૯૭૪ પ્રથમાવૃત્તિ.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૮ પ્રત ૧૦૦૦.



મૂલ્ય રૂ. ૧–૮–૦.








અમદાવાદમાં ખમાસાની ગેટ પાસે આવેલા ધી નટવર પ્રિન્ટીંગ

પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપી.

# અનુક્રમણિકા.

૧૯ રણઘેલા રજપૂતો ભા. ૧ લો (પ્રશંસનીય વીરકથા) ૧—૮—૦
૨૦ „ ભા. ૨ જો ( „ ) ૧—૮—૦
૨૧ લાવણ્યમયી ( ઐતિહાસિક નવલકથા ) ૧—૦—૦
૨૨ રાજનન્દિની અથવા હૃદયત્રિપુટી ( „ ) ૧—૦—૦
૨૩ ગુલશાના ... ... ( „ ) ૧—૦—૦
૨૪ મનોહારિણી માયા ... ( „ ) ૧—૮—૦
*૨૫ ચિત્તોડપર ચ્હડાઈ ... ( „ ) ૧—૦—૦
*૨૬ નવીન સંન્યાસી ( પ્રેમકથા ... ... ૦—૮—૦
૨૭ કુલભૂષણ મહિલા ( સ્ત્રીઓપયોગી નિબંધસંગ્રહ ) ૧—૦—૦
*૨૮ ટૂંકી વાર્તાઓ ભાગ ૨ જો ( સસ્તા સાહિત્યદ્વારા પ્રકાશિત)
*૨૯ મહાન્ એલેકઝાંડરનું ચરિત્ર „
*૩૦ જગવિખ્યાત પુરુષો ભાગ ૨ જો (ગ્લૅડસ્ટન અને
પ્રિન્સ બિસ્માર્કની જીવનકથા) ... ...
૩૧ નારી મહિમા નિરૂપણ ( છપાય છે ) ... ૧—૮—૦

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર અને પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

* આ ચિહ્નવાળાં પુસ્તકો હાલ મળતાં નથી.

# નૂતન હુન્નરસાગર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ હુન્નર ઉપર ઘણી જ લંબાણથી માહિતી આપેલી હોવાથી ગમે તેવો અજ્ઞાન માણસ પણ આ પુસ્તક વાંચવાથી હુન્નર શીખી શકે છે. આમાં મીણબત્તીઓ, જુદી જુદી જાતના સુકા રંગ, જુદી જુદી જાતના સાબુઓ, જુદી જુદી જાતનાં વારનીસો, જુદા જુદા સીમીન્ટો, ખેતીવાડી અને જમીનની પરીક્ષા, તરેહતરેહનાં આટનો, કાચ, લાખ, ચામડા તેલ, અત્તરો, અર્કો, ચાંદી સોના તથા ત્રાંબાના ગીલ્ટ ચઢાવવાની ક્રિયા તેમજ તે સાફ કરવાની રીત તથા લાલ, લીલી, કાળી, સોનેરી તેમજ રબ્બર સ્ટેમ્પની, ટાઇપરાઇટરની શાહીઓ, ચાહ, શાહી, દારૂ, તેજાબ, લોહી વગેરેના ડાઘા કાહાડવા વિષે તેમજ મોતી ઉપરના ડાઘ કાઢવા વિષે; બપોરીયા, ફુલકરણી, જુદી જુદી જાતનાં હવાઇબાણો, રંગબેરંગી દીવાસળી વગેરે દારૂ કામની સંપૂર્ણ માહિતી; શરીર ઉપરના વાળ દૂર કરવાની, શરીર સફેદ કરવા વગેરે: જુદી જુદી જાતના ઝેરના ઉપાય તથા જુદી જુદી જાતના ગલમોના પ્રયોગો લગભગ ૧૩૦૦ આપેલા છે. શીખાઉ તેમજ અજ્ઞાન માણસોને આ ઘણુંજ ઉપયોગી થાય તેમાં નવાઈ નથી. ગ્લેજ ઉંચા કાગળ, પાકું સોનેરી પૂઠું પૃષ્ઠ ૩૫૦ હોવા છતાં માત્ર કીમત બે રૂપિયા.

**મહદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર એન્ડ પબ્લીશર,

ત્રણ દરવાજા—અમદાવાદ.

। ॐ तत्सत्परमात्मने नमः ।

# મૃગલોચની

અથવા

# માયા પ્રાબલ્ય.

## ભાગ ૨ જો.

—:*:—

## પ્રકરણ ૧ લું.

### નિરાશાનો નાશ કિંવા આશાનો પ્રકાશ.

રસ્તે જતાં રાજકુમાર વીરસિંહનું ચિત્ત અત્યંત અસ્થિર બની ગયું. મૃગલોચની અને કિશોરીને મારી નાખતાંની સાથે જ માબાપની ફિકર, યુદ્ધની ધૂન, જ્યોતિસિંહની દિલોજાન દોસ્તી આદિ સર્વ વીરસિંહ ભૂલી ગયો. રસ્તે ત્રણે જણા ચાલ્યા જતા હતા. સર્વની આગળ મહારાણા કનકસિંહની ગાંસડી ઉચકીને લક્ષ્મણસિંહ ચાલતો હતો. તેની પાછળ વીરસિંહ અને જ્યોતિસિંહ ચાલતા હતા. પોતે ક્યાં જાય છે, શા માટે જાય છે તેનું વીરસિંહને બિલકુલ જ્ઞાન નહોતું. દિવસ ચઢતાં ચઢતાંમાં તેઓ ત્રણે જણા એક ઘીચ જંગલમાં જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી જ્યોતિસિંહના કહેવાથી લક્ષ્મણસિંહે કનકસિંહની ગાંસડીને નીચે ઉતારી દીધી. પછીથી તેણે રાજકુમારને પાસે જ પડેલા એક પત્થરપર બેસવાનું કહ્યું; કિન્તુ

રાજકુમાર ઊભો જ રહ્યો તેના અંતરમાં આ સમયે અપાર વ્યથા થતી હતી.

રાજકુમાર વીરસિંહની સ્થિતિ જોઇને જ્યોતિસિંહ ઘણો ગભરાયો. રાજકુમારના જીવન માટે તેના અંતરમાં આશંકા ઉપજી. વીરસિંહને તેના દેહનું ભાન નહોતું. તેની દૃષ્ટિ તેજોહીન બની ગઈ હતી. મુખમંડળ ચિંતામગ્ન બની ગયું હતું.

જ્યોતિસિંહે વીરસિંહનો હાથ પકડી તેને પત્થરપર બેસાડવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ કુમાર ગબડી પડ્યો અને તેનું મસ્તિષ્ક એ પત્થર સાથે અથડાયું તેથી અલ્પકાળમાં જ તે બેશુદ્ધ બની ગયો.

હવે વીરસિંહના જીવન માટે જ્યોતિસિંહના અંતરમાં પ્રબળ સંશય ઉપજ્યો. તેનાથી ધૈર્ય ધારણ કરી શકાયું નહિ. પોતાના પ્રાણાધિક મિત્રની આવી શોચનીય સ્થિતિ જોઇને તે છૂટે મ્હોંડે રડી પડ્યો. તેની સાથે લક્ષ્મણસિંહે પણ રુદન કરવા માંડયું. જ્યોતિસિંહ રુદન કરતાં કરતાં કહેવા લાગ્યો:—"અરેરે કુમાર! તમે દુનિયાનો ત્યાગ કર્યો કે શું? કયા પ્રાણહારક અમંગલજનક પ્રસંગે તમારા અંતરમાં મૃગલોચની માટે પ્રેમ ઉત્પન્ન થયો હતો એ સમજી શકાતું નથી. તમારી જીંદગી આટલી ટૂંકી હશે એમ અમે જાણતા નહોતા. રાજકુમાર! આજ સુધી તમે મ્હારાપર એક સગાભાઇ કરતાં વિશેષ સ્નેહ રાખ્યો હતો; છતાં આપે આજે ક્રૂરતાથી આ દીન મિત્રનો ત્યાગ કેમ કર્યો છે?"

જ્યોતિસિંહ આવી રીતે વિલાપ કરતો હતો એવામાં નિમ્નલિખિત વચનો તેના સાંભળવામાં આવ્યાં:—"ભાઇ! તમે નિષ્પ્રયોજન શા માટે શોક કરો છો? રાજકુમારની ઉમ્મર અદ્યાપિ ઘણી છે. એમને મારનાર અદ્યાપિ કોઇ ઉત્પન્ન થયો નથી વળી કોઇ કલ્યાણ-

કર કિંવા શુભજનક પ્રસંગે જ તેમના અંતરમાં રાજનન્દિની મૃગલોચની માટે પ્રેમ ઉપજ્યો છે. એનું પરિણામ અત્યુત્તમ આવનાર છે. રાજકુમાર સાથે મૃગલોચનીનું શુભલગ્ન થશે એટલું જ નહિ; પરંતુ આ રામગઢનું રાજસિંહાસન પણ તેમને પ્રાપ્ત થશે. વળી તેઓ બીજા પણ ઘણા દેશો જીતીને પોતાને સ્વાધીન કરશે. તેમનાથી રાજનન્દિની મૃગલોચનીને વિશેષ તેજસ્વી અને શૂરવીર બે પુત્રો થશે; આમ છતાં તમે અધીરા બની જઇને શા માટે આક્રંદ કરો છો ?"

જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ એકદમ શાન્ત થઇ ગયા. તેઓ પોતાની આસપાસ દૃષ્ટિ ફેરવવા લાગ્યા. જ્યોતિસિંહ વિચારવા લાગ્યો:-"આ શું ! આ આનંદજનક વચનો ઉચ્ચારનાર મહાનુભાવ કોણ હશે ? ત્રિકાળજ્ઞાની મહાત્મા સિવાય આવું ભવિષ્ય અન્ય કોઈ ભાખે એ સર્વથા અસંભવિત છે. આ ભવિષ્યવાણી ભાખનાર મહાપુરુષને શોધી કાઢવા જોઇએ" આમ વિચારી જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ ઉપર્યુક્ત વચનો ઉચ્ચારનારની આજુબાજુમાં તપાસ કરવા લાગ્યા. એવામાં પુનઃ તેણે સાંભળ્યું કેઃ-"આ તરફ દૃષ્ટિ કરો."

જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહે જે દિશા તરફથી આ અવાજ આવ્યો તે દિશા તરફ જોયું તો તેમણે જગન્નાથ જ્યોતિષીને એક વૃક્ષપરથી નીચે ઉતરતો જોયો.

જગન્નાથ જ્યોતિષીએ વૃક્ષપરથી નીચે ઉતરી જ્યોતિસિંહ પાસે આવીને કહ્યું:-"આપ ચિંતા કરશો નહિ. જે વચનો મ્હેં ઉચ્ચાર્યાં છે એ સર્વથા સત્ય જ છે. હું મહારાણા કનકસિંહના પક્ષમાં હોવા છતાં આપને આપના હિતની વાત કેમ કહું છું એનું કારણ પણ અલ્પકાળમાં જ આપના જાણવામાં આવશે, તથા આપ મ્હને આપનો

સાચો દોસ્ત સમજજો. પહેલાં રાજકુમારને શુદ્ધિમાં લાવવાની જરૂર છે; પછીથી આપણે આપણી વાતચિત કરીશું."

તત્પશ્ચાત્ જગનાથે જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહની દૃષ્ટિસમક્ષ એક જડીબુટ્ટીને હાથમાં ને હાથમાં મસળી તેનાં બે બિંદુઓ રાજકુમારનાં નેત્રોમાં નાખ્યાં. બાકીના રસને કુમારના તાળુપર ઘસી તેના પર પોતાની ચાદરનો એક કડકો ફાડી બાંધી દીધો. પછીથી તેઓ કુમારની શુદ્ધિમાં આવવાની રાહ જોવા લાગ્યા.

અડધો કલાક પણ પસાર નહિ થયો હોય એવામાં કુમારનાં નેત્રોનો રંગ બદલાવા લાગ્યો. ધીમે ધીમે તેના હાથપગ પણ હાલવા લાગ્યા. નાડી ઠેકાણે આવવા લાગી. છેવટે ત્રણ ચાર છીંકો ખાઈ તે પૂર્ણ શુદ્ધિમાં આવી બેઠો થયો તો તેણે જગન્નાથ જ્યોતિષી સાથે લક્ષ્મણસિંહ અને જ્યોતિસિંહને પોતાની પાસે બેઠેલા જોયા. તેણે પૂછ્યુંઃ—" કેમ, મ્હને શું થયું હતું ?"

ઉતરમાં જ્યોતિસંહે સઘળી હકીકત કહી સુંભળાવી. વીરસિંહે જ્યોતિષીને સાષ્ટાંગ પ્રણામ કરીને કહ્યુંઃ—" મહારાજ ! આપે મ્હારાપર શા હેતુથી કૃપા કરી છે એ હકીકત મ્હને સત્વર કહો, કેમ કે, મ્હારા અંતરમાં અસંખ્ય તર્કવિતર્ક ઉત્પન્ન થાય છે."

જ્યોતિષીએ કહ્યુંઃ—" રાજકુમાર ! આ સઘળી ઇશ્વરી માયા છે. આપની સાથે રહી આપની સેવા બજાવવાની પ્રબળ ઇચ્છા મ્હારા અંતરમાં ઉત્પન્ન થઇ છે. જો મહારાણા કનકસિંહ યોગ્યતાની કદર કરનાર હોત તો હું તેમના માટે મ્હારો જીવ સુદ્ધાં આપત; પરંતુ તેમને મનુષ્યના ગુણની પરીક્ષા નથી. જે મનુષ્ય ગુણવાન્ જનોનો યથોચિત સત્કાર નથી કરતો તેની સેવા કરવી એ મૂર્ખમતિનું કાર્ય છે. કનકસિંહ ઘણો સ્વાર્થપરાયણ છે. જો ગમે એવા સદ્ગુણી અને

બુદ્ધિશાળી મનુષ્યથી પણ તેનું કાર્ય દૈવયોગે બગડે છે તો તે તેના-પર પોતાનો ક્રોધ ઉતાર્યા સિવાય સ્થિર થતો નથી. વળી તે ઘણો જ અધર્મી છે. કોઈ ભલો માણસ તેના સહવાસમાં એક ક્ષણ પણ રહી શકે તેમ નથી. આથી મ્હારો પણ હવે એના સહવાસમાં રહે-વાનો બિલ્કુલ વિચાર નથી. આપ જેવા સુયોગ્ય અને પાત્રપરિક્ષક પુરૂષ મ્હેં બીજા કોઈ જોયા નથી; તેથી જ આપના સહવાસમાં રહેવાની ઇચ્છા મ્હારા અંતરમાં ઉત્પન્ન થઇ છે. ઘણા દિવસથી મ્હારી આવી ઈચ્છા હતી; પરંતુ મ્હારી સત્યતાની આપને સાબિતી આપી શકું એવો અત્યાર સુધીમાં એક પણ સુયોગ મ્હને પ્રાપ્ત નહિ થયાથી મ્હારી ઇચ્છાને મ્હેં મ્હારા અંતરમાં જ શમાવી રાખી હતી. વળી બહુરૂપીઓ ગમે એટલો વિશ્વાસ બતાવે—સત્ય વચનો ઉચ્ચારે તો પણ કોઈ એકાએક તેમનો વિશ્વાસ રાખતું નથી. આજે જ મ્હને ઇચ્છિત સુયોગ પ્રાપ્ત થયો છે; કેમ કે આજનો દિવસ આપના માટે ઘણો સંકટજનક હતો. એ પ્રકારની ખાત્રી મહારાણા કનકસિંહની આજની લુચ્ચાઇથી આપને થઇ ગઈ હશે !”

જ્યોતિષીનું અંતિમ વાક્ય સાંભળી સર્વ ચમકી ઊઠયા. ત્રણે જણા તેમની વિશેષ પાસે આવીને બેઠા. જ્યોતિસિંહે અધીરતાથી પૂછયું:—“ જ્યોતિષીજી, જલ્દી કહો કે, કાલે મહારાણા કનકસિંહે કેવી રીતે લુચ્ચાઇ કરી છે?”

“ મહારાણા કનકસિંહનો એવો કાયદો છે કે જ્યારે તે કોઇ મહત્વનું કાર્ય કરે છે ત્યારે એ સંબંધી મ્હને અવશ્ય પૂછે છે. અમુક કાર્ય કરવાની હું ના કહું છું તો પણ તે પોતાના દુરાગ્રહી સ્વભાવને વશ થઇને એ કાર્ય કરે છે અને વારંવાર સંકટમાં ફસાય છે. મ્હારી સત્ય સલાહથી કેટલીક વખતે ભૈરવનાથ પણ મ્હારાપર વિરક્ત થઇ

ગયો હતો, અને મ્હને કાંઇ પણ નહિ પૂછવા માટે તેણે મહારાણાને ભલામણ કરી હતી. આજે રાત્રે આપની સાથે જે ચાલાકી કરવામાં આવી છે તે નહિ કરવા માટે મ્હેં કનકસિંહને સમજાવ્યા હતા; પરંતુ મ્હારી સત્ય સલાહ નહિ સ્વીકાર્યાથી પરિણામે ચણ્ડીપ્રસાદ અને જાનકીપ્રસાદ નામના બન્ને બહુરૂપીઓનો જીવ ગયો છે. જો આપ મ્હને આપના સહવાસમાં કિંવા પક્ષમાં રાખવાને કબૂલ થતા હો તો એ સઘળી હકીકત હું આપને નિવેદન કરવા તૈયાર છું.”

આ સમયે રાજકુમારે જ્યોતિસિંહના મ્હોં તરફ જોયું. જ્યોતિસિંહે કહ્યું:—“જ્યોતિષીજી, જો આપ સ્વચ્છ હૃદયથી સોગન ખાતા હો તો હું આપને અત્યંત પ્રસન્નતાપૂર્વક મ્હારા પક્ષમાં રાખવાને તૈયાર છું.”

જ્યોતિસિંહના અંતરનો સંદેહ દૂર કરવા માટે જગન્નાથે સોગન ખાધા; એટલે જ્યોતિસિંહે તેને સ્નેહાલિંગન કર્યું. આ પ્રસંગે રાજકુમારે પણ પોતાના કંઠમાંની મૂલ્યવાન્ માળા બ્હાર કાઢીને જગન્નાથ જ્યોતિષીના ગળામાં પહેરાવી દીધી.

જગન્નાથે કહ્યું:—‘રાજકુમારને કાલે શામાટે રાજમહાલયના અંત:પુરમાં કેદ કરવામાં આવ્યા’ હતા તથા રાત્રે થયેલા ખૂનનું રહસ્ય શું હતું તે લક્ષ્યપૂર્વક સાંભળો. જ્યારે આપ સૈન્યમાંથી રાજનન્દિનીની શોધ કરવા નીકળ્યા હતા ત્યારે રસ્તામાં બહુરૂપી ભૈરવનાથે આપને જોઇ લીધા હતા. આપના પહેલાં જ તે અહીં આવી પહોંચ્યો તથા મૃગલોચનીને બીજા સ્થળે છુપાવવાના વિચારથી એ ગુફામાં એને લેવા ગયો; પરંતુ તેના પહોંચતાં પહેલાં જ રાજકુમારી ત્યાંથી ગૂમ થઇ ગઇ, તથા તે નિરાશ થઇ પાછો ફર્યો અને અઘોરનાથને સાથે લઇ આપની સર્વેની શોધ કરવા નીકળ્યો. આપને આ જંગ-

લમાં જોઈ તેણે પોતાની વિદ્યા અજમાવી. અઘોરનાથે પત્થર ફેંક્યા એટલે લક્ષ્મણસિંહ તેને પકડવા ગયા એટલે ભૈરવનાથ કે જેણે પ્રથમથી જ જ્યોતિસિંહનો વેશ ધારણ કર્યો હતો તે કોણ જાણે કે શી ચાલાકીથી આપની પાસે આવી આપને બેહોશ બનાવી કિલ્લામાં લઈ ગયો. પછીથી આપના અંતરમાંથી મૃગલોચનીનો પ્રેમ દૂર થઈ જાય અને આપ ભવિષ્યમાં તેની શોધ ન કરો, તેમ જ એટલા માટે કનકસિંહ સાથે આપનું યુદ્ધ ન થાય તથા ચણ્ડીપ્રસાદ અને જાનકીપ્રસાદને કે જે સઘળા બહુરૂપીઓમાં ન્હાની ઉમ્મરના હતા તેમને મૃગલોચની અને કિશોરી બનાવવામાં આવ્યા, તથા ક્રોધાવેશમાં જ આપે તેમનો બન્નેનો સંહાર કરી નાખ્યો. બીજી બધી હકીકત આપ જાણો જ છો."

જ્યોતિષીનાં વચનો સાંભળવામાં આવતાં વીરસિંહ અત્યંત પ્રસન્ન થયો. તેણે કહ્યું:—"કેવો ભયંકર વિશ્વાસઘાત !. કેવો દગો !! હવે જ મ્હને માલૂમ પડ્યું કે, મ્હારી મૃગલોચની જીવતી છે; પરંતુ હાય, તે ક્યાં કેવી અવસ્થામાં છે? હવે તો તેનો પત્તો સત્વર લાગે તો મ્હારો જીવ નિશ્ચિંત થાય."

હવે શું કરવું એ સંબંધી તેમણે સર્વેએ મળી ઘણા સમય સુધી વિચાર કર્યો. અંતે તેમણે એવો નિર્ણય કર્યો કે, જે ભયંકર નિર્જન ગુફામાં પહેલાં યુસફખાનને કેદ કરી રાખ્યો હતો એ ગુફામાં જ મહારાણા કનકસિંહને કેદ કરી રાખવો; પરંતુ સિંહના મ્હોંમાંથી જીભ ખેંચતાં એ ગુફાનું દ્વાર ખુલ્લું થઇ જાય છે; માટે તેને બીજી રીતનું તાળું મારી બંધ કરવી. આ બીજું તાળું વાસવા ઉઘાડવાની રીત જ્યોતિસિંહ સિવાય બીજા કોઈને માલૂમ નહોતી. બીજો નિશ્ચય એ કરવામાં આવ્યો કે, રાજકુમારે રત્નગઢ જવું; કેમ કે, મહારાણો કનક-

સિંહ જ્યાં સૂધી કેદમાં રહે ત્યાં સૂધી યુદ્ધ થવાનું નહોતું; પરંતુ સાવધાનતા રાખવાની આવશ્યકતા હતી, તથા સરહદ પર થોડું સૈન્ય રાખવાની પણ જરૂર હતી. ત્રીજા નિશ્ચયમાં રાજકુમારની પાસે લક્ષ્મણસિંહને રહેવાનું ઠર્યું અને ચોથા નિશ્ચયમાં જ્યોતિસિંહ અને જ્યોતિષી જગન્નાથે રાજકુમારી તથા કિશોરીની શોધમાં જવાનો ઠરાવ કર્યો.

આવા પ્રકારના નિશ્ચય કરી સર્વ પોતાના કાર્યાર્થે ચાલ્યા ગયા.

## પ્રકરણ ૨ જું.

### ભયંકર ભેદભરમોથી ભરપૂર ખંજર.

મધ્યાન્હકાળે એક નાળાના કિનારાપર પડેલી એક પાષાણશિલાપર બે ખૂબસૂરત સુંદરીઓ બેઠી હતી. બન્નેની સાડી મલિન હોઇ ફાટી ગયેલી હતી. બન્ને ચંદ્રવદનીઓના વદનમંડળપર ચિંતાની ગાઢ છાયા છવાઇ રહેલી જોવામાં આવતી હતી. તેમના કૃષ્ણકેશકલાપ અસ્ત વ્યસ્ત થઇ તેમની પીઠપર પડયા હતા. ચોતરફથી જંગલી જાનવરોનો ભયંકર અવાજ વારંવાર સાંભળવામાં આવતો હતો વાયુ એટલા બધા જોશથી ફુંકાતો હતો કે, તેથી એ જંગલ વિશેષ ભયાનક ભાસતું હતું.

એ બન્ને સુંદરીઓની સ્હામે, નાળાની પેલી પાર એક રીંછ પાણી પીવા માટે આવ્યું. રીંછને પાણી પીવા આવેલું જોઇએ એ સુંદરીઓમાં જે અલ્પવયસ્કા હતી તેણે બીજીને ઉદ્દેશીને કહ્યું:–"સખિ! પેલું જંગલી રીંછ જોયું કે? જો એ કદાચ આપણી પાસે આવી પહોંચશે તો આપણો જીવ લીધા સિવાય રહેશે નહિ. આપણા ભાગ્યમાં

હજી કેટલું દુઃખ ભોગવવાનું નિર્માણ થયેલું છે તેની કલ્પના હું કરી શકતી નથી.”

“રાજનન્દિનિ! તમે તમારા અંતરમાં સહજ પણ ભયને સ્થાન આપશો નહિ. એ રીંછ આ પાર નહિ જ આવે, અને કદાપિ આવશે તો હું મ્હારી પાસેનું તીર ફેંકી ક્ષણમાત્રમાં જ તેનો જીવ લઈશ.” રાજનન્દિનીની સખીએ ધૈર્યોત્પાદક વચનો ઉચ્ચાર્યાં.

સદ્‌ભાગ્યે રીંછ પણ જળપાન કરીને ત્યાંથી જતું રહ્યું. આ બન્ને સુંદરીઓને હવે કદાચ વાંચકબંધુઓ ઓળખી શક્યા હશે. તેમાંની એક રાજનન્દિની મૃગલોચની અને બીજી તેની જીવનાધિકા સખી કિશોરી હતી. મૃગલોચની રીંછને જતું રહેલું જોઇ સ્વસ્થ થઈ અને કિશોરીને ઉદ્દેશીને તેણે કહ્યું:—“સખિ! હવે આપણે ક્યાં જઇશું? આ સ્થળેથી આપણું નગર કયી તરફ કેટલા અંતરે આવેલું હશે તેની કલ્પના હું કરી શકતી નથી.”

“રાજકુમારિ! એ સંબંધી હું પણ કાંઇ સમજી શકતી નથી. નાસતાં નાસતાં આપણે ક્યાં આવી ચઢ્યાં છીએ એ સમજી શકાય તેમ નથી. આ ઘોર અરણ્યમાં હું પૂર્વે કદાપિ આવી નથી; તેથી આ અપરિચિત માર્ગની માહિતી મ્હને ક્યાંથી હોઈ શકે? રામગઢથી રત્નગઢ જવાના સીધા રસ્તાની મ્હને માહિતી હતી; પરંતુ એ રસ્તામાં હમણાં અનેક સ્થળે શત્રુના સૈનિકોએ છાવણી નાખેલી હોવાથી એ રસ્તેથી આપણે રત્નગઢ સહિસલામત જઇ શકીએ તેમ નથી; પરંતુ ચિંતા કરવાનું પ્રયોજન નથી. મ્હારા અંતરમાં એવો દૃઢ વિશ્વાસ છે કે, ઇશ્વર આપણને અવશ્ય સહાયતા કરશે. વળી રાજકુમારિ! તમે ઘણા સમયથી બિલકુલ આહાર કર્યો નથી તેથી તમે ક્ષુધાની વ્યથા ભોગવતાં હશો; માટે મ્હારા વાટવામાં જે મેવો

છે તે ખાઇને સ્વસ્થ થાઓ, એટલે પછી આપણે ક્યાં જવું તેનો નિર્ણય કરીશું."

"કિશોરિ! આપણે આ જંગલમાંથી ક્યારે બ્હાર નીકળીશું તેનો કશો ચોક્કસ નિર્ણય થઇ શકે તેમ નથી; માટે જે મેવો છે તે હાલ ત્હારી પાસે જ રહેવા દે. એ મેવો કદાચ આપણને યથાપ્રસંગે વિશેષ ઉપયોગી થઇ પડશે. આ જંગલમાં ફળફૂળાદિનાં અસંખ્ય વૃક્ષો છે તેથી આપણી ક્ષુધાની વ્યથા દૂર કરવામાં અહીં આપણને વિશેષ અડચણ નહિ વેઠવી પડે." મૃગલોચનીએ યથાર્થ વચનો ઉચ્ચાર્યાં.

ત્યાર પછી તેઓ બન્ને જણીઓ નાળાના કિનારાની બાજુપર ફળફૂળાદિની શોધમાં ફરવા લાગી, તથા વિવિધ પ્રકારનાં ફળોનો સંગ્રહ કરવા લાગી. મધ્યાન્હકાળ વીતિ ગયો હતો. જંગલમાં ફરતી ફરતી બન્ને જણીઓ એક ખંડેર પાસે જઇ પહોંચી. આ ખંડેર ઘણું જીર્ણ થઇ ગયેલું જોવામાં આવતું હતું; પરંતુ ભૂતકાળમાં તે કોઈ રાજમહાલય જ હોય એવી કલ્પના તેને જોતાંની સાથે અંતરમાં ઉપજતી હતી. કેટલાંક સ્થળોએથી તેની પડી ગયેલી દિવાલના પત્થરો આજુબાજુના પ્રદેશમાં પડી રહેલા હતા. એ ખંડેરના દરવાજા પાસે જતાંની સાથે જ મૃગલોચનીએ કહ્યું:—"બ્હેન! આ ખંડેર ઘણું અદ્ભુત જણાય છે. એમાં કાંઈ પણ રહસ્ય હોવું જોઇએ એમ હું ધારું છું."

"હમણાં એ સંબંધી વિચાર કરવાની આપણને શી જરૂર છે? જો તમે ખંડેરના આ ઓટલાપર બેસો તો હું આપણા માટે બીજાં થોડાં ફળ ફળાદિ લઇ આવું. એ ફળોનો આહાર કર્યા પછી આપણે આ ખંડેરમાં જઇ તેના રહસ્યની માહિતી મેળવીશું." કિશોરીએ કહ્યું.

"મ્હારો તો એવો જ વિચાર છે કે, જ્યાં સુધી આપણને અહીંથી ખરા રસ્તાની માહિતી ન મળે ત્યાં સુધી આપણે આ ખંડેરમાં જ રહીશું, અને અહીંથી કોઇ મુસાફિર જતો આવતો જોવામાં આવશે તો તેને રત્નગઢનો રસ્તો પૂછી આપણે રત્નગઢ તરફ વિદાય થઇશું." ઓટલાપર બેસતાં મૃગલોચનીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"ઠીક છે. એ સંબંધી આપણે પછીથી પૂરતો વિચાર કરી જેમ ઠીક લાગશે તેમ કરીશું. તમે અહીંથી અન્ય કોઇ પણ સ્થળે મ્હારા આવ્યા સિવાય જશો નહિ. ફળફળાદિનો આવશ્યક સંગ્રહ કરી હું સત્વર અહીં આવી પહોંચીશ." કિશોરીએ કહ્યું. આમ કહીને તે ત્યાંથી ચાલી ગઇ.

ઘણો સમય વીતિ ગયો; પરંતુ કિશોરી પાછી આવી નહિ. તેથી ખંડેરના ઓટલાપર બેઠેલી મૃગલોચની વિવિધ પ્રકારના તર્ક-વિતર્ક કરવા લાગી. એ ખંડેરમાં કાંઇ પણ જોવા જેવું હશે એવો વિચાર કરી મૃગલોચનીએ કિશોરી પાછી આવે ત્યાં સુધી તેમાં ફરી આવવાનો નિશ્ચય કર્યો. તરત જ ઓટલાપરથી ઊઠી તેણે ખંડેરમાં પ્રવેશ કર્યો; એ ખંડેરનો દરવાજો ઘણો મજબુત હતો. કાળના પ્રવાહ સાથે તેનામાં વિશેષ ફેરફાર થયેલો જોવામાં આવતો નહોતો. ખંડેરમાં પ્રવેશ કરતાં જ અંદરના ચોગાનમાં એક ભવ્ય ઈમારતને ભૂતકાળની કીર્ત્તિસહ ઊભી રહેલી રાજકુમારીએ જોઇ. એ ઈમારતની વચ્ચેનો ભાગ ભાંગી ગયેલો હતો; પરંતુ તેની આસપાસનો ભાગ અદ્યાપિ સારી સ્થિતિમાં જણાતો હતો. મૃગલોચની સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરતી કરતી એ ઇમારતની બાજુએ આવેલા મયદાનમાં ગઇ તો તે સ્હામેના ભાગમાં એક મંડપ જોઈ શકી. એ મંડપની ઉપરનો છજાનો ભાગ જમીનદોસ્ત થઇ ગયો હતો. આસપાસ, ઈંટ,

પત્થર અને માટીના ઢગલા થઈ રહેલા નજરે પડતા હતા. મૃગલોચની ઇમારતની પાછળ આવેલા એક ખુલ્લા મયદાનમાં જઇ પહોંચી, અને આસપાસની વસ્તુઓનું આશ્ચર્યસહ દર્શન કરવા લાગી. ત્યાં આગળ આરસપત્થરના જીર્ણ થઇ ગયેલા કયારાઓ, જમીનદોસ્ત થઇ ગયેલા ફુવ્વારાઓ વગેરે જોતામાં આવતાં પૂર્વે એ એક સુંદર બગીચો હોય એવું અનુમાન તે સહેલાઇથી કરી શકી. આ નાશ પામેલા બગીચામાં થોડે આગળ જતાં પત્થરનો એક બગલો તેની નજરે પડયો. એ બગલા પાસે જઈ મૃગલોચની તેનું સૂક્ષ્મદૃષ્ટિથી દર્શન કરવા લાગી. આ બગલો આરસપત્થરનો હોઈ. તેની કમ્મર સૂધી મ્હોટા કાળા પત્થરો નાખી તેનાપર તેની સ્થાપના કરેલી હતી. આ બગલાની લંબાઇ લગભગ પંદરેક હાથ જેટલી હતી. આ બગલો બનાવનારની કાર્યકુશળતા માટે રાજનન્દિનીના અંતરમાં અપાર માન ઉપજ્યું. એ બગલાનાપર હાથ ફેરવી જોવાની પ્રબળ ઇચ્છા તેના અંતરમાં. ઉત્પન્ન થઇ. બગલાના અંગપર હાથ ફેરવવામાં આવતાં જ તેણે પોતાની મ્હોટી ચાંચ પહોળી કરી. આવો પ્રકાર જોઇ ભયભીત બની જઇ મૃગલોચની આગળ વધતી અટકી. તે તેનાથી દૂર ખસી જઇને વિસ્મિતદૃષ્ટિથી તેના તરફ જોતી ઊભી રહી; કિન્તુ તે જ્યાં ઊભી હતી ત્યાં સૂધી બગલાએ પોતાની પાંખો લંબાવીને તેને પકડવાનો પ્રયત્ન કર્યો છતાં; રાજનન્દિની સાવધાનતાથી ત્યાંથી ખસી બગલાની પાછળ જઈ ઊભી રહી. ત્યાં આગળ જમીનપર પડેલી એક પાષાણશિલાપર તેનો પગ પડતાં જ બગલો એક વખત જોરથી હાલ્યો, તથા એકાએક ઝડપથી પાછો ફરીને પોતાની ફાડેલી ચાંચમાં મૃગલોચનીને ગળી ગયો, તથા ક્ષણ માત્રમાં જ તે પાછો યથાસ્થિત થઇ ગયો. તેની પહોળી પાંખો પણ પૂર્વવત્ થઈ રહી. ચાંચ બંધ થઇ

ગઈ. આવી રીતે રાજનન્દિની મૃગલોચની આ અદ્દભુત બગલાના ઉદરમાં અદ્રશ્ય થઇ ગઇ.

ફળફળાદિનો સંગ્રહ કરવા ગયેલી કિશોરી પુષ્કળ ફળોથી પોતાની ઝોળી ભરીને ખંડેરના ઓટલા પાસે આવી પહોંચી. ઓટલાપર મૃગલોચની નજરે નહિ પડયાથી અલ્પકાળ સુધી તે ચિંતામગ્ન બની ગઇ. પછીથી ખંડેરમાં પ્રવેશ કરવાના માર્ગપર પડેલાં પગલાં જોઇ રાજકુમારી અંદર ગઈ હશે એવો વિચાર કરી તેણે પણ આ ભેદભરેલા ખંડેરમાં પ્રવેશ કર્યો. મૃગલોચનીની અવલોકનશક્તિ કિંવા દૃષ્ટિશક્તિ કિશોરીથી કાંઇક અંશે ઓછી હતી. કિશોરી સર્વ વસ્તુઓનું સાવધાનતાથી લક્ષ્યપૂર્વક દર્શન કરતી કરતી આગળ વધવા લાગી. ખંડેરમાં પ્રવેશ કરતાંની સાથે જ તેણે બે બાજુએ બે મંડપ જોયા. મંડપની દિવાલપરનાં ચિત્રો અદ્યાપિ સ્પષ્ટતાથી જોઇ શકાતાં હતાં. કિશોરી આશ્ચર્ય પામીને એ ચિત્રો જોવા લાગી. એ ચિત્રોમાંથી કોઇના નાકનો તો કોઇના પગનો તો કોઇના મસ્તકનો ભાગ ઘસાઈ ગયેલો હતો; તેથી એ ચિત્રો ઘણાં ભયાનક ભાસતાં હતાં. ચિત્રદર્શન કરી રહ્યા પછી કિશોરી આગળ ચાલી. એટલે તે આસપાસ માટી, ચુનો, પત્થર, ઇંટો વગેરેના અનેક ઢગલા પડેલા જોઇ શકી. એ ઢગલાઓમાં કેટલાંક વૃક્ષો ઉગી નીકળ્યાં હતાં. આ ઢગલાઓ ઓળંગીને કિશોરી પેલા મયદાનમાં જઇ પહોંચી, એટલે કુમારીને ગળી જનાર બગલાપર તેની નજર પડી. બીજી બધી વસ્તુઓ પ્રત્યે વિશેષ લક્ષ્ય નહિ આપતાં કિશોરી એ બગલા પાસે ગઈ. તરત જ બગલાએ પ્રથમની માફક પોતાની ચાંચ પહોળી કરી. કિશોરીને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું; તરત જ તે બે ડગલાં પાછળ હઠી ગઈ. તે સાથે બગલાની ચાંચ પણ બંધ થઇ ગઈ. આ બગલામાં

શો ભેદ હશે એના ગંભીર વિચારમાં કિશોરી પડી ગઈ. તેણે વિચાર્યું—"આ કોઇ જાદુગરની જગ્યા છે કે બહુરૂપીની જગ્યા છે તેનો નિર્ણય કરવો જોઇએ; કિન્તુ તે પૂર્વે મ્હારે રાજકુમારીને શોધી કાઢવાં જોઇએ. અત્યાર સુધીમાં રાજકુમારી આ ભેદ ભરેલા સ્થાનમાં કોઇ સ્થળે સંકટમાં તો નહિ ફસાઇ પડયાં હોય ?"

આવો સંશય અંતરમાં ઉપજતાં જ કિશોરી આસપાસમાં ફરી રાજકુમારીની શોધ કરવા લાગી. કિશોરીએ પ્રથમ એક બાજુએ શોધ કરવા માંડી. પહેલાં તે એક મંડપમાં ગઈ. એ મંડપનું છજું પડી ગયું હતું. એ મંડપ લગભગ સોએક હાથ લાંબો હતો. તેમાં પણ માટી, ચુનો અને પત્થરના મ્હોટા મ્હોટા ઢગલાઓ પડી રહેલા હતા. તે સિવાય ત્યાં કેટલાંક હાડકાં પડી રહેલાં હતાં. ચોતરફની દિવાલો પર કરોળીઆઓનાં પડ બાઝેલાં હતાં. માટી ચુનાના ઢગલાઓમાં ન્હાનાં મ્હોટાં ઝાડ ઉગી નીકળ્યાં હતાં. મંડપમાં આગળ ચાલતાં કિશોરીના જોવામાં એક ઓરડી આવી. એ ઓરડીમાં પ્રવેશ કરતાં તેમાં એક કૂવો આવેલો નજરે પડયો. કૂવામાં નજર કરી જોઈ તો એ કૂવો ઘણો ઊંડો જણાયો. અંદરના ભાગમાં ઘોર અંધકાર હોવાથી એ કૂવામાં પાણી હશે કે કેમ તેનો નિર્ણય પ્રકાશની સહાયતા સિવાય થઇ શકે તેમ નહોતો. બીજાં સ્થળોની માફક આ ઓરડીમાં અસ્વચ્છતા નહોતી. કૂવાની પાળ સુદ્ધાં સ્વચ્છ હતી. વળી વપરાશ વગરના કૂવાઓમાં જેમ ન્હાનાં ન્હાનાં વૃક્ષો ઉગી નીકળે છે તેમ આ કૂવામાં એકે વૃક્ષ ઉગી નીકળેલું જણાતું નહોતું. વળી એ કૂવાની અંદરથી કોઇ માણસનો મૃદુસ્વર સાંભળવામાં આવતો હતો. આથી એ કૂવાનું રહસ્ય જાણવાની જીજ્ઞાસાથી, કિશોરીએ પોતાની પાસેથી થોડું કપુર બ્હાર કાઢી તેના ન્હાના કડકા કરી નાખી, તેને સળગાવીને કૂવામાં નાખ્યા.

હવે કૂવાની અંદરનો ભાગ બરાબર દેખાવા લાગ્યો. એ કૂવો નીચેથી ઘણો પહોળો હતો. ત્યાં એક સફેદ સ્વચ્છ બિછાનાપર એક વયોવૃદ્ધ પુરુષ બેઠેલો હતો. તેની લાંબી સફેદ દાઢી પૃથિવીને ચુંબન કરતી હતી. તે ગરદન નમાવીને બેસી રહેલો હોવાથી તેનું મ્હોં જોઈ શકાતું નહોતું. વૃદ્ધની સ્હામે પડેલા એક આસનપર કેટલાંક રંગબેરંગી પુષ્પો પડેલાં હતાં. આ દેખાવ જોવામાં આવતાં પ્રથમ તો કિશોરી ભયભીત બની ગઇ; પરંતુ થોડા સમય પછી આત્મસંવરણ કરી લઇ એ વૃદ્ધ પુરુષ કોણ હશે એનો તે વિચાર કરવા લાગી. થોડા સમય પછી અંદર નાખવામાં આવેલા કપુરના બળતા કડકાઓ નિર્વાપિત થઇ ગયા, અને એ કૂવામા પુનઃ પૂર્ણ અંધકારનો વિસ્તાર થઇ રહ્યો. આ ઓરડીમાંથી બીજા મંડપમાં જવાનું એક દ્વાર હતું. એ દ્વાર ઉઘાડું હોવાથી ચિંતામગ્ન સ્થિતિથી કિશોરીએ તેમાં પ્રવેશ કર્યો. ત્યાં ઘણા જ ભયાનક અને હૃદયભેદક દેખાવો તેની નજરે પડયા. અનેક જાનવરોનાં હાડકાં ત્યાં અવ્યવસ્થિત રીતે પડેલાં હતાં. આગલા મંડપના કરતાં આ મંડપમાં ગંદકી પણ વિશેષ હતી. કિશોરી કંપી ઊઠી. અંતે આ મંડપમાંથી પસાર થઇ તે એક ખુલ્લા ચૉકમાં જઇ ચઢી. મંડપની સ્હામે થોડા અંતરે તે દોઢેક પુરુષની ઉંચાઇ જેટલો એક આરસપત્થરનો ચબુતરો જોઈ શકી. એ ચબુતરાની સીડીને નવ પગથીઆં હતાં. ચબુતરાપર એક આસન હતું. એ આસનપર આડો પડીને એક માણસ કોઈ ગ્રંથ વાંચતો હતો. ચબુતરો ઉંચો હોવાથી કિશોરી એ માણસને બરાબર જોઇ શકી નહિ. ચબુતરાપર ચઢી એ માણસ માર્ફત આ ભેદભરેલા ખંડેરનું રહસ્ય જાણવાની પ્રબળેચ્છા તેના અંતરમા ઉપજી; પરંતુ તે સાથે જ પાછા એવા વિચારો તેના મનમાં ઉપજવા લાગ્યા કે, "ચબુતરા-

પર ચઢવાથી હું કોઇ અણધાર્યા નવીન સંકટમાં તો નહિ ફસાઇ પડું?! હું આ સીડીના એક જ પગથીઆપર પ્રથમ પગ મૂકી જોઉં એટલે જો તેમાં કશો ચમત્કાર હશે તો તરત માલૂમ પડશે!" આવો વિચાર કરી આગળ વધી તેણે એ સીડીના એક પગથીઆપર પોતાનો એક પગ મૂકયો. તે સાથે જ એક ભયંકર અવાજ થયો, અને એક પેટીના ઢાંકણાની માફક ઉપરનું બીજું પગથીઉં જોરથી ખુલ્લું થઈ ગયું. એનો ધક્કો લાગતાં કિશોરી દૂર જઇને પડી; પરંતુ તરત જ સાવધ થઈ તે ઊઠી ઊભી થઈ. તેણે જોયું કે, એ પગથીઉં પાછું પ્રથમના જેવું યથાસ્થિત થઇ ગયું હતું. કિશોરી સ્વગત કહેવા લાગી:—"આ જંગલી ખંડેર પણ અનેક ભેદભરમોથી ભરપૂર હોય એવો ભાસ થાય છે. આ ઇમારતમાં ફરી સર્વ સ્થળોની તપાસ કરવી એ જીવનું જોખમ ખેડવા જેવું સાહસિક કાર્ય છે; કેમ કે જો સહજ ભૂલચૂક થાય તો તરત જ યમરાજનો સાક્ષાત્કાર થાય તેમ છે!" વળી પાછું મૃગલોચનીનું સ્મરણ થઈ આવતાં તે સ્વગત કહેવા લાગી:—"મ્હારે શા માટે ભય રાખવો જોઇએ? મ્હારા પ્રાણથી પણ મ્હને અધિક પ્રિય એવાં રાજનન્દિની આ ખંડેરમાં સપડાઇ ગયેલાં હોવાથી મ્હારે તેમની મુક્તિ કરવી જ જોઇએ. એમ કરતાં જો કદાચ મ્હારો જીવ જાય તો પણ તેની મ્હને ચિંતા નથી. આ ચબુતરામાં શી કરામત છે તે હું જોઉં તો ખરી." સ્વગત આવો વિચાર કરીને કિશોરીએ લગભગ દશશેર વજનનો એક પત્થર એ ચબુતરાના જે પગથીઆપર પોતે પગ મૂકયો હતો તે જ પગથીઆપર મૂકયો. એટલે એ પગથીઉં પહેલાંની માફક ઉઘડયું અને પત્થર દૂર જઇને પડયો. એ ચબુતરાનાં નવે પગથીઆંપર કિશોરીએ પત્થરો મૂકી જોયા; કિન્તુ પ્રત્યેક પગથીઆમાં ઉપર્યુક્ત પગથીઆના

જેવી જ કરામત હતી. તેથી એ ચબુતરાપર ચઢી તેનું વિશેષ રહસ્ય જાણવાની જીજ્ઞાસાથી કિશોરીએ એક બીજી યુક્તિ અજમાવી. આજુબાજુમાં પડેલી ઇંટો, પત્થરો વગેરે ઉંચકીને તેણે ચબુતરાની સ્હામે એક ઉંચો ઢગલો કર્યો. એ ઢગલાપર ચઢીને તપાસ કરતાં તેને માલૂમ પડયું કે, ચબુતરાપર એક લાંબા આસનપર એક માણસ કોઇ પુસ્તક વાંચતો સૂઇ રહ્યો હતો. એ માણસનું વય આશરે ત્રીસેક વર્ષનું હતું. સૂક્ષ્મદષ્ટિથી તપાસ કરતાં કિશોરી સમજી શકી કે, એ માણસ પણ પત્થરનો જ બનેલો હતો. એક ન્હાનો કાંકરો કિશોરીએ એ માણસના મ્હોં પર ફેંક્યો. કાંકરાનો સ્પર્શ થતાંની સાથે જ એ કૃત્રિમ મનુષ્યે જીવતા માણસની માફક પોતાનો એક હાથ ઉંચો કરી, કાંકરો દૂર ફેંકી દઇ પુનઃ પોતાના હાથને પ્રથમ પ્રમાણે ગોઠવી દીધો. કિશોરીએ અત્યંત આશ્ચર્ય પામીને એક બીજો કાંકરો તેના પગપર ફેંક્યો. એ કાંકરાને પણ ઉપર્યુક્ત માણસે પોતાનો પગ હલાવી દૂર ફેંકી દીધો. કિશોરી ગમે એવી સાહસિક હોવા છતાં તે એક રમણી જ હતી; તેથી આ કૃત્રિમ મનુષ્યની આવી આશ્ચર્યજનક કાર્યપ્રણાલી જોવામાં આવતાં તેના અંતરમાં અપાર ભય ઉપજ્યો. આ સ્થળે વિશેષ સમયસૂધી નહિ રોકાતાં તે બીજા સ્થળે ચાલી ગઇ. ચાલતાં ચાલતાં તે એક બીજા મંડપમાં ઉપસ્થિત થઇ એ મંડપમાં એક ભયાનક ભોંયરું આવેલું હતું. એ ભોંયરામાં અંદર ઉતરવાનાં પગથીઆં પણ હતાં. તેના દરવાજાને બે બારણાં હતાં. એ બન્ને બારણાં આ સમયે ઉઘાડાં હતાં. એ ભોંયરામાં ઉતરવું કે નહિ તેનો વિચાર કરતી કિશોરી ત્યાં જ ઊભી રહી. પોતે કદાચ અંદર ઉતરે અને બારણાં બંધ થાય તો પોતાની કેવી શોચનીય સ્થિતિ થાય એનો વિચાર કરતાં તે કંપી ઊઠી. અંતે તેણે બીજી કોઇ યુક્તિ અજમાવીને પ્રથમ આ ભોંયરાનો ભેદ જાણી લેવાનો વિચાર કર્યો. તેણે પોતાની કમ્મરપર બાં-

પેલી ચાદર છોડીને તેનો એક છેડો એ ભોંયરાના બારણાને દૃઢતાથી બાંધી દીધો, પછીથી તેનો બીજો છેડો મંડપના એક થાંભલા સાથે કસીને બાંધી દીધો, અને એક મ્હોટો પત્થર ઉંચકી તેણે એ ભોંયરામાં ફેંક્યો. તે સાથેજ અંદરથી જાણે જોરથી હવા નીકળતી હોય એવો અવાજ થવા લાગ્યો. પછીથી એ ભોંયરાનું એક બારણું બંધ થઈ ગયું. બીજું બારણું પણ ખેંચાવા લાગ્યું; પરંતુ તેને દૃઢતાથી બાંધેલું હોવાથી તે બંધ થઈ શક્યું નહિ. અંતે કિશોરીએ વિચાર્યું:— "હવે આ ભોંયરામાં પ્રવેશ કરવામાં કશી અડચણ નથી." આમ વિચારી તેણે એ ભયંકર રહસ્યમય ભોંયરામાં પ્રવેશ કર્યો.

——:o:——

## પ્રકરણ ૩ જું.

### સુંદરીઓનો સોદાગર.

મૃગલોચનીની બીજી માનીતી સખી કિંવા સેવિકા પણ કાંઈ નિશ્ચિંત થઈને બેઠી નહોતી. તે પણ રાજનન્દિનીની શોધ કરવા નીકળી પડી હતી. ઘણી શોધ કર્યા છતાં પણ મૃગલોચનીનો પત્તો લાગ્યો નહિ ત્યારે પુષ્પાવતી પણ મહારાણીની અનુમતિ મેળવી રાજકુમારીને શોધવા નીકળી. ભયંકર જંગલોમાં અને પાર્વત્યપ્રદેશમાં તે અથડાતી હતી. રસ્તામાં કાંટાવાળી ઝાડીઓમાં માર્ગક્રમણ કર્યાથી તેના અંગપર ઉઝરડા ભરાયા હતા. તેનાં વસ્ત્રો પણ ફાટી ગયાં હતાં એક દિવસે એક વૃક્ષની સુશીતળ છાયા નીચે બેસી રાજકુમારીને શોધવા કયી તરફ જવું એનો તે વિચાર કર્યા કરતી હતી. એવામાં તેણે ચાર યવન સિપાહીઓને પોતાના તરફ આવતા જોયા તેમના હાથમાં એકેક ભાલો હતો તથા કમ્મરપર તલ્વાર અને પીઠ-

પર ઢાલ લટકતી હતી. દૂરથી પુષ્પાવતી નજરે પડતાં તેઓ એક બીજાની સાથે કાંઇ વાતચિત કરવા લાગ્યા. એ વાતચિત પુષ્પાવતી સાંભળી શકી નહિ; છતાં તે એ યવન સૈનિકો તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી. કવચિત્ તેઓ પુષ્પાવતીના પૂર્ણેન્દુસદૃશ મનોહર મુખમંડળ તરફ જોતા હતા તો કવચિત્ એક બીજાની સાથે સ્મિતમુખે કશી વાતચિત કરતા હતા. વળી કવચિત્ તેઓ પોતાની પાછળ પણ જોતા હતા. આ ઉપરથી તેઓ કોઇની માર્ગપ્રતીક્ષા કરતા હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો.

થોડા સમય પછી એ સિપાહીઓ જે વૃક્ષ નીચે પુષ્પાવતી બેઠી હતી તે વૃક્ષની આજુબાજુ આવેલાં વૃક્ષો નીચે બેસી ગયા. પુષ્પાવતી તેમની આવી હિલચાલ જોઇ આશ્ચર્ય પામી, તથા તેઓ કોણ હશે, અને શા ઉદ્દેશથી અત્રે આવીને બેઠા હશે તત્સંબંધી વિવિધ તર્કવિતર્ક કરવા લાગી. અંતે આ સ્થળે વિશેષ સમય સૂધી બેસી રહેવું તેને શ્રેયસ્કર લાગ્યું નહિ. એકાએક તે ઉઠીને ત્યાંથી ચાલી જવા લાગી. તરત જ પેલા ચાર સિપાહીઓએ તેની પાસે જઇ પહોંચીને તેને આગળ વધતી અટકાવી તથા એક સિપાહીએ કહ્યું:—

"નાજનીન! કયાં જાય છે?"

"મ્હને આવો પ્રશ્ન તમે શામાટે પૂછો છો? ચાલો—મ્હારા માર્ગમાંથી દૂર ખસી જાઓ." પુષ્પાવતીએ સાહસનો સંચય કરીને કહ્યું.

"ગુલબદન! હમણાં જ અમારા સરદાર અત્રે આવનાર છે; ત્યાં સૂધી તું આ સ્થળેથી અન્યત્ર ન જાય એવી અમારી ઈચ્છા છે" બીજા એક સિપાહીએ કહ્યું.

"તમારા સરદાર આવે ત્યાં સૂધી મ્હારે શામાટે અહીં રોકાવું જોઇએ?" પુષ્પાવતીએ પુર્વવત્ સ્વરે પ્રશ્ન કર્યો.

"અમે સરદાર સાહેબને સિફારિશ કરી તને નોકરી અપાવીશું; જેથી તું અત્યંત આનંદમાં અને વૈભવવિલાસ ભોગવવામાં ત્હારું આયુષ્ય પસાર કરી શકીશ." ત્રીજા સિપાહીએ લોભ દર્શાવ્યો.

"નોકરી મેળવવાની મ્હારી ઇચ્છા નથી. તમે મ્હારા માર્ગમાં અડચણ નહિ કરતાં મ્હને અહીંથી જવા દો." પુષ્પાવતીએ કહ્યું.

"ના ના—તું આમ ઉતાવળી ન થા જયારે તું અમારા સરદારનું દર્શન કરીશ ત્યારે અત્યંત આનંદિત બની જઇશ. એમના જેવો ખૂબસુરત કામદેવ તુલ્ય યુવાન્ ત્હેં આ આખી આલમમાં એક પણ નહિ જોયો હોય! અમે એમની સાથે ત્હારી શાદી કરાવી આપીશું." એક સિપાહીએ પુષ્પાવતીનાં વચનો પ્રત્યે દુર્લક્ષ્ય કરીને કહ્યું.

"મ્હને એમ લાગે છે કે, ધીમે ધીમે તમે મર્યાદાનું ઉલ્લંઘન કરીને મ્હારી સાથે વાત કરો છો; કિન્તુ મ્હને તમે કોઇ સાધારણ અબળા સમજશો નહિ. તમારા જેવા આઠદશ સૈનિકોને પહોંચી વળવા હું શક્તિવતી છું." પુષ્પાવતીએ કિંચિત્ રોષસૂચક સ્વરે કહ્યું.

પુષ્પાવતીનાં આવાં વચનો સાંભળી એ સિપાહીઓ અતિ આશ્ચર્ય પામ્યા. તેઓ એકબીજાનાં મ્હોં જોવા લાગ્યા. પુષ્પાવતી પુનઃ આગળ વધી એટલે એક સિપાહીએ તેનો હાથ પકડી લીધો. હવે પુષ્પાવતીએ ધૈર્યનો ત્યાગ કરી, પોતાની કમરપરથી ખંજર બ્હાર કાઢ્યું અને બે સિપાહીઓને ઘાયલ કરી તે ત્યાંથી પલાયન કરી ગઇ. બીજા બે સિપાહીઓએ તેની પુઠ પકડી; પરંતુ તેઓ તેને પકડી શકયા નહિ.

પુષ્પાવતી પલાયન તો કરી ગઇ; કિન્તુ અદ્યાપિ તેના કમનસીબ કિસ્મતમાં વિશેષ કષ્ટ ભોગવવાનું નિર્માણ થયેલું હતું. દોડતાં દોડતાં એક મ્હોટા પત્થરની ઠોકર વાગ્યાથી તે પૃથિવીપર પછડાઈ. આ વખતે તેને એટલું બધું વાગ્યું કે એકાએક તે ઊઠી શકી નહિ. એવામાં

તેની પુઠ લેનાર સિપાહીઓ તેની પાસે જઈ પહોંચ્યા. એ લોકો કાંઇ બોલ્યા નહોતા કે તરત જ બસો સોદાગરોનો એક કાફલો સ્હામેથી એ તરફ આવતો નજરે પડયો. એ બસો સોદાગરોની આગળ એક વયોવૃદ્ધ પુરુષ હતો. તેની લાંબી દાઢીના વાળ સફેદ થઇ ગયા હતા. શરીરનો રંગ કાળો હતો. આંખો આસ્માની રંગની હતી. તેણે ઘણાં કિમતી વસ્ત્રો પહેરેલાં હોઇ તેનું વય લગભગ એંશી વર્ષનું હોય એવો ભાસ થતો હતો. વિવિધ અસ્ત્રશસ્ત્રાદિથી સુસજ્જિત થઇને તે એક ચપળ અશ્વપર સવાર થયેલો હતો. તેની સાથે જ એક વીશ વર્ષનો નવયુવક બહુમૂલ્ય અશ્વપર સવાર થઇ આગળ વધતો હતો. એ નવયુવક ઉપર્યુકત વયોવૃદ્ધ પુરુષનો જ પુત્ર હતો. અદ્યાપિ તેની મૂછનો દોરો સુદ્ધાં ફુટયો નહોતો. તેનો પોષાક એક રાજકુમાર જેવો હોઈ તે ઘણો સ્વરૂપવાન હતો. આ પિતાપુત્રની પાછળ કેટલાક લોકો ઘોડેસ્વાર થઇને તો કેટલાક પગે ચાલતા માર્ગ કાપતા હતા. એ સર્વ લોકોની પાછળ કેટલાંક ઊંટ ઉપર તેમનો મુસાફરીનો સરસામાન લાદેલો જણાતો હતો. ઊંટો પાછળ કેટલાક મ્યાનાઓને ઉંચકી ભોઇઓ માર્ગ કાપતા હતા. એ મ્યાનાઓની આજુબાજુ ભરેલી બંદુકો હાથમાં લઈ કેટલાક સિપાહીઓ ચાલતા હતા;

આ કાફલો જ્યારે પુષ્પાવતી અને તેની પાસે ઊભેલા સિપાહીઓ પાસે જઈ પહોંચ્યો ત્યારે એક સિપાહીએ ઉપર્યુકત વૃદ્ધ પુરુષ પાસે જઇ તેને નમન કરીને કહ્યું:—"આ નિર્દય નારીએ આપણા બે સિપાહીઓને ઘાયલ કર્યા છે."

આ વાકય સાંભળવામાં આવતાં જ કેટલાક માણસોએ પુષ્પાવતીને ઘેરી લઈ, તેના હાથમાંનું ખંજર ખુંચાવી લઇ તેને હાથકડી પહેરાવી દીધી. પેલા વયોવૃદ્ધ પુરુષે કે જે સર્વનો સરદાર હોવો જોઇએ

તેણે બે એક માણસો તરફ જોઇને કહ્યું:-"આપણો મુકામ અહીં નાખો; કેમ કે અહીં મનુષ્યોનો પગરવ હોય એમ લાગતું નથી."

આજ્ઞા મળતાં જ માણસો તંબૂઓ ઠોકવા મંડી પડયા, અને જોતજોતાંમાં મુકામ કરવાનો યથોચિત બંદોબસ્ત થઈ ગયો. સઘળા તંબૂઓની વચ્ચે એક બહુમૂલ્ય તંબૂ ઠોકવામાં આવ્યો; તેમાં મ્યાનાઓમાંની સુંદરીઓને રાખવામાં આવી. એ સુંદરીઓની સાથે પુષ્પાવતીને પણ રહેવું પડયું.

સંધ્યાકાળ થતાં એક દાસી આવી સુંદરીઓના તંબૂમાં દીપક મૂકી ગઈ. થોડા સમય પછી બીજી એક દાસીએ આવી એ સુંદરીઓને પૂછયું:-"તમે સર્વ તૈયાર ભોજન આરોગશો કે તમારી રસોઈ તમે સ્વહસ્તે જ બનાવી લેશો?"

ઘણીખરી સુંદરીઓએ તૈયાર ભોજન જમવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પરંતુ બે સ્ત્રીઓએ કહ્યું:-"અમારે કાંઇ ખાવું નથી."

"ભૂખનું દુઃખ તમે કયાં સૂધી વેઠી શકો છો એ અમે પણ જોઇશું." આમ કહીને દાસી ચાલી ગઇ.

વાંચકબંધુઓ! જે બે સુંદરીઓએ ભોજન કરવાની સાફ ના પાડી એ સુંદરીઓ કોણ હતી? એ બે સુંદરીઓમાંની એક તો બિચારી સંકટાધીના પુષ્પાવતી હતી અને બીજી એક ઘણી કોમળ ખૂબસુરત સ્ત્રી હતી કે જેનાં નયનયુગલમાંથી અજસ્ર અશ્રુધારાઓ વહેતી હતી. એ હતભાગિની સુંદરી પાસે જ પુષ્પાવતી પોતાના દુર્ભાગ્યની ચિંતા કરતી બેઠી હતી.

રાત્રિનો એક પ્રહર પસાર થઇ ગયો. સઘળી સુંદરીઓ માટે ભોજનસામગ્રી આવી. માત્ર પુષ્પાવતી તથા તેની પાસે બેઠેલી લાવણ્યમયી લલના માટે ભોજનસામગ્રી આવી નહિ. ભોજનાદિથી નિવૃત્ત

થયા પછી સુંદરીઓ શય્યાવશ થઇ ગઇ.

મધ્યરાત્રિનો સમય હતો. ગંભીર શાન્તિનો સર્વત્ર વિસ્તાર થયો હતો. એવામાં કોઇનાં પગલાંનો તંબૂની આસપાસ થતો અવાજ સાંભળવામાં આવ્યો. પુષ્પાવતી હવે સમજી ગઇ કે, તંબૂની આજુબાજુ પહેરેગીરો પહેરો ભર્યા કરે છે. પુષ્પાવતીએ પોતાની સાથે સૂઈ રહેલી લાવણ્યમયી લલના સાથે મૃદુસ્વરે વાતચિત કરવા માંડી. તેણે પૂછ્યું:—“ બ્હેન ! તમે કોણ છો ? કેવી રીતે તમે આ લોકોના પંઝામાં ફસાઇ પડયાં છો ?”

“ મ્હારું નામ કલાવતી છે. હું મહારાણા કનકસિંહની રાણી છું. મહારાણા યુદ્ધમાં ગયા હતા. એમના વિયોગની વેદનાથી વ્યાકુળ બની જઇ હું શયનગૃહમાં સૂઈ રહી હતી. પછીથી જ્યારે હું નિદ્રામાંથી જાગ્રત થઇ ત્યારે આ લોકોના પંઝામાં ફસાઇ છું એમ મ્હને માલૂમ પડયું. બ્હેન ! હવે કહો જોઇએ કે તમે કોણ છો ?” લલનાએ પોતાનો પરિચય આપ્યો.

“શું તમે જ મહારાણી કલાવતી છો ? હું તમારી આવી દુર્દશા થયેલી જોઇ ઘણી દિલગીર છું. હે વિધાતા ! તને ધન્ય છે! મહારાણીજી, મ્હને લાગે છે કે, તમે રાજનન્દિની મૃગલોચનીને તો અવશ્ય ઓળખતાં હશો. હું એમની સખી છું, તથા તેમની શોધમાં જંગલમાં ફરતી હતી એવામાં આ શયતાનોના સપાટામાં ફસાઈ પડી છું આ લોકોનો સરદાર કોણ છે એ તમે જાણી શકયાં છો કે ?”

“ એ એક વિલાસપરાયણ વ્યભિચારી શહેનશાહને સત્રગી સૌન્દર્યમયી સુંદરીઓ વેચનાર અર્થદાસ છે. બ્હેન ! મ્હને આ અન્ય સ્ત્રીઓ પ્રત્યે ઘણો તિરસ્કાર છૂટે છે. તેમને તેમના ધર્મનું, માનમર્યાદાનું તથા નીતિતત્વનું બિલ્કુલ જ્ઞાન નથી; સ્વધર્મનું તેમને સહજ

પણ અભિમાન નથી. પરજાતિનું ઉચ્છિષ્ટ અન્ન તેઓ પ્રસન્નતાપુર્વક ખાઇ સ્વધર્મને જલાંજલિ આપે છે. વૈભવવિલાસ ભોગવવાની રાક્ષસી મહત્વાકાંક્ષાનું અંતરમાં પોષણ કરી તેમણે મહાપાપનો સંચય કરવા માંડયો છે. જે રમણીઓના આત્મત્યાગથી, પ્રબળ ધર્મપ્રભાવથી અને ઉજવળ પુણ્યથી ભારતવર્ષે સમસ્ત વિશ્વમાં કીર્ત્તિસહ ઉચ્ચાસન પ્રાપ્ત કરેલું હતું તે જ ભારતવર્ષમાં આવી અધર્મપરાયણ પાપિષ્ઠાઓનો જન્મ શા માટે થયો છે? !" રાણીએ અધર્મ પ્રત્યે તિરસ્કારભાવ દર્શાવ્યો.

"મહારાણીજી, જગતમાં સઘળું ઉત્તમ હોતું નથી. જો જગતનાં સકળ મનુષ્યોના આચાર વ્યવહાર, ધર્મભાવ સમાન હોય તો વિશ્વવૈચિત્ર્યનું સ્થાન ક્યાં રહે? વળી જ્યાં સુધી ખોટી વસ્તુનું અસ્તિત્વ નથી હોતું ત્યાં સુધી સારી વસ્તુનું માહાત્મ્ય કોઇ સમજી શકતું નથી. રાવણ જેવા પાપિષ્ઠ પુરુષના અસ્તિત્વથી જ સતી સીતાદેવીનો અપૂર્વ પતિપ્રેમ અત્યારે વિશ્વવિશ્રુત થયો છે." પુષ્પાવતીએ કહ્યું.

બરાબર આ સમયે 'કોણ છે? કોણ દોડતું દોડતું નાશી ગયું?' એવો અવાજ સાંભળવામાં આવ્યો. આ અવાજ સાંભળી કલાવતી ભય પામી; કિન્તુ પુષ્પાવતી ભય પામી નહિ. વાતમાં ને વાતમાં રાત્રિ વીતિ ગઇ. પુષ્પાવતી કે કલાવતી–બન્નેમાંથી કોઇને થોડા સમય માટે પણ નિદ્રા આવી નહિ. અંતે પ્રભાત થયું. ઉપર્યુક્ત બન્ને દાસીઓ પુનઃ આ સઘળી સુંદરીઓ પાસે આવી. તેમના બન્નેના હાથમાં તલ્વાર હતી. તેમણે સઘળી સુંદરીઓને ઉદ્દેશીને કહ્યું:—"તમે સર્વ યથાસ્થિત બેસી જાઓ. સોદાગરસાહેબ તમારી મુલાકાત લેવા આવે છે."

માત્ર પુષ્પાવતી અને કળાવતી સિવાય બીજી સર્વ સુંદરીઓ યથાસ્થિત બેસી ગઇ. એવામાં એક વૃદ્ધા સ્ત્રીને સાથે લઇને સુંદરીઓનો સોદાગર ત્યાં ઉપસ્થિત થયો. વૃદ્ધાએ એક વખત સર્વ સુંદરીઓપર દૃષ્ટિ ફેંકી સોદાગરને પૂછ્યું:—“આટલી જ છે કે ?”

“હા—હમણાં તો આટલી જ છે; પરંતુ તમે જો મેહેરબાની કરશો તો બીજી પણ ઘણી સુંદરીઓ મળી આવશે એવી મ્હારી ખાત્રી છે.” સોદાગરે ઉત્તર આપ્યો.

“આપ જો જો તો ખરા કે, હું કેટલી બધી લાવણ્યમયી લલનાઓને ફસાવી લાવું છું ! હવે કેવા પ્રકારની સુંદરી લાવવાથી કેટલું ઇનામ મળશે એનો ખુલાસો થવાની જરૂર છે,” વૃદ્ધાએ લોભની વાત કાઢી.

“જુઓ, આ જે સુંદરીઓ બેઠેલી છે તેમના જેવી સુંદરી લાવશો તો દશ સોનામહોર મળશે ( પુષ્પાવતી પ્રત્યે આંગળી કરીને) આવી લાવશો તો પચાસ સોનામહોર મળશે. (મહારાણી તરફ આંગળી કરીને) અને આવી ગુલબદન લાવશો તો સો સોનામહોરો મળશે.” સોદાગરે ઉત્તર આપ્યો.

“ઠીક, હવે હું બરાબર સમજી. આ બે ખૂબસુરત સુંદરીઓને તમે કયાંથી મેળવી ?” વૃદ્ધાએ પ્રશ્ન કર્યો.

“જે સુંદરી સર્વથી વિશેષ ખૂબસુરત છે તે (કળાવતી) એક ગુફામાંથી મળી આવી છે. એ ગુફામાં તે બેશુધ્ધાવસ્થામાં પડી રહી હતી ત્યાંથી મળી છે, અને આ બીજી (પુષ્પાવતી) ને ગઇ કાલે અહીંથી કેદ પકડી છે. તેણે મ્હારા બે માણસોને મારી નાખ્યા છે. એ ઘણી બદમાશ હોય એમ લાગે છે.” સોદાગરે કહ્યું.

“એનું મ્હોં જોતાં જ એની લુચ્ચાઇ માલૂમ પડી આવે છે.

જો એના જેવી બીજી બે સુંદરીઓ દૈવયોગે આપના કાફલામાં આવી ચઢે તો જોતજોતાંમાં આપનો કાફલો હતો ન હતો થઈ જાય." સોદાગરનાં વચનોને પુષ્ટિ આપતાં વૃદ્ધાએ કહ્યું.

"એમાં સહજ પણ સંદેહ નથી. આ બીજી સુંદરીઓ એના જેવી લુચ્ચી નથી. તેઓ પ્રસન્નતાપૂર્વક તેમને જેમ કહેવામાં આવે છે તેમ વર્ત્તે છે. હવે હું વધારે સમય સુધી ઊભો રહી શકું તેમ નથી; માટે તમે મ્હારા તંબૂમાં ચાલો; ત્યાં આપણે બીજી સઘળી વાતચિત કરીશું." વૃદ્ધ સોદાગરે શ્રમિત થઈ જઈને કહ્યું.

"ભલે ચાલો." કહીને વૃદ્ધા તંબૂમાંથી બ્હાર નીકળી. વૃદ્ધ સોદાગર પણ ત્યાંથી બ્હાર નીકળ્યો. તેમના બન્નેના બ્હાર ગયા પછી સઘળી સુંદરીઓએ તેમને ઘણી ગાળો ભાંડી. કોઇ સ્ત્રીએ કહ્યું:—"આ ડોશી ઘણી ઉસ્તાદ જણાય છે! એ શયતાનની સહચરી હોય એવો જ ભાંસ થાય છે હજી પણ તે બીજી અનેક સુંદરીઓને બળાત્કારપૂર્વક પકડી લાવવાની ઇચ્છા રાખે છે. કોણ જાણે કે એ રંડા કેટલા પુરુષોના સંસારને સ્મશાન-તુલ્ય બનાવી દેશે!" જ્યાં સુધી એ વૃદ્ધા સુંદરીઓના તંબૂમાં હતી ત્યાં સુધી પુષ્પાવતી તેના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી હતી. તે ચાલી ગઈ એટલે પુષ્પાવતી પોતાના મનમાં જ વિવિધ પ્રકારના વિચારો કરવા લાગી. મહારાણી કળાવતી તો રુદન જ કર્યા કરતી હતી. તેણે પુષ્પાવતીને ઉદ્દેશીને કહ્યું:—"બ્હેન! રણસંગ્રામમાં મહા-રાણાનું શું થયું હશે એ સંબંધી વિચાર કરતાં મ્હારું કાળજું કંપી ઊઠે છે. મ્હારું સ્મરણ કરીને તેઓ કેટલા બધા દુઃખી થતા હશે!" પુષ્પાવતી તેનું વિવિધ વચનોદ્વારા સાંત્વન કરવા લાગી. તેણે કહ્યું:—"રાણીજી, ધૈર્ય ધારણ કરો. તમે બિલકુલ ગભરાશો

નહિ. મ્હને એમ લાગે છે કે, આપણો સત્વર અહીંથી છુટકારો થઇ જશે. હું લાચાર છું કે, મ્હારા હાથ પગમાં લોઢાની બેડીઓ પડી છે; નહિ તો એ દુસ્મનોને હું બરાબર સપાટો બતાવું !"

આવી રીતે એ દિવસ પણ વીતિ ગયો. સંધ્યાકાળ થયો. એ વૃદ્ધ સરદાર પુનઃ સુંદરીઓના તંબૂમાં આવ્યો. તેની સાથે પેલી વૃદ્ધા પણ હતી. એ વૃદ્ધા એક અતુલનીય સૌન્દર્યમયી સુંદરીને લઇ આવી હતી. તેણે સોદાગરને ઉદ્દેશીને કહ્યું:—"સોદાગરસાહેબ ! જુઓ આ સુંદરી અત્યંત ખૂબસુરત છે કે નહિ ?"

સોદાગરે આવેલી સુંદરીના અંગ પ્રત્યંગનું સૂક્ષ્મદૃષ્ટિથી દૃષ્ટિથી દર્શન કરીને કહ્યું:—"આ સુંદરી બીજા વર્ગની છે. આજે તમને પચાસ સોનાંમહોરો મળશે."

"ભલે, પચાસ તો પચાસ. કાલે વળી આના કરતાં પણ કોઇ વિશેષ સુંદર બુલબુલ પકડી લાવીશ." વૃદ્ધાએ કહ્યું.

આટલી વાતચિત કરી સોદાગર અને વૃદ્ધા ત્યાંથી ચાલ્યાં ગયાં. આ સમયે એમની વાત ઘણા ધીમા અવાજમાં થઇ હતી; છતાં પુષ્પાવતી તેમની વાતચિતનું રહસ્ય સમજી ગઇ હતી. જે નવી સુંદરી આજે આવી હતી તેનું મુખમંડળ ઘણું પ્રસન્ન જણાતું હતું. તેના હાથ પગ ખુલ્લા હતા. વિના વિલંબે એ સુંદરી માટે ભોજનસામગ્રી આવી. સુંદરી અલ્પકાળમાં જ સઘળી ભોજનસામગ્રી ઉદરસ્થ કરી ગઇ. બીજી સુંદરીઓને વિલાપ કરતી જોઇ તે વિશેષ પ્રસન્ન થતી હતી. પુષ્પાવતીએ વિચાર્યું:—"આ તો કોઈ અદ્દભુત સુંદરી છે ! પોતે કેદ પકડાઈ છે એ માટે તેને સહજ પણ ચિંતા હોય એમ લાગતું નથી.



## પ્રકરણ ૪ થું.

―――+―――

### સોદાગર સપડાયો.

ગઇ કાલની રાત્રિ માફક આજની રાત્રિ પણ વીતિ ગઈ. પ્રભાતકાળે સઘળી સુંદરીઓને ખુલ્લા મયદાનમાં લઇ જવામાં આવી; કિન્તુ પુષ્પાવતી અને કળાવતી તેમની સાથે ગઇ નહિ. પુષ્પાવતીએ કળાવતીને પૂછ્યું:–"તમે કાંઈ ખાતાં નથી તેથી તમારા જીવનનું રક્ષણ થઇ શકશે નહિ."

"બ્હેન! મહારાણાને મળવાની મહત્વાકાંક્ષાથી જ હું મ્હારો જીવ બચાવું છું અને સામાન્ય આહાર કરું છું." કળાવતીએ ઉત્તર આપ્યો.

થોડા સમય પછી બે પુરુષો એ તંબૂમાં આવ્યા. તેઓમાંના એક પુષ્પાવતી તથા કળાવતીને ઉદ્દેશીને કહ્યું:–"ચાલો, આજે સઘળી સ્ત્રીઓને ખુલ્લા મયદાનમાં બેસાડવાની અમારા સરદાર તરફથી આજ્ઞા થયેલી છે; કે જેથી કોઇના સ્વાસ્થ્યમાં બગાડ ન થાય." આમ કહીને એ પુરુષો તેમને બન્નેને બ્હાર લઇ ગયા. જે સુંદરીઓ પ્રથમથી જ બ્હાર ગઇ હતી તેઓ સર્વ એક ઉચ્ચ અને છાયાવાળા વૃક્ષ નીચે યથાસ્થિત બેઠેલી હતી. પુષ્પાવતી અને કળાવતી પણ તેમની પાસે જઇને બેઠી. પુષ્પાવતી ચોતરફ તીવ્રદૃષ્ટિ ફેરવવા લાગી.

મધ્યાન્હકાળ થયો હશે. જે વૃદ્ધા ગઈ કાલે એક સુંદરી લઇ આવી હતી તે જ વૃદ્ધા આજે એ સુંદરી કરતાં પણ બીજી વિશેષ સુંદર સુંદરી લઈ આવી. વૃદ્ધ સૌદાગર પાસે હાજર થઇ. સોદાગરે અત્યંત પ્રસન્નતાપૂર્વક તેનો સત્કાર કરી તેને પોતાની પાસે બેસાડી. પછીથી

આવેલી સુંદરીને સુંદરીઓના તંબૂમાં મોકલી દેવામાં આવી. એ સુંદરી તંબૂમાં આવી પહોંચી એટલે પુષ્પાવતી સૂક્ષ્મદૃષ્ટિથી તેનું દર્શન કરવા લાગી. અંતે પુષ્પાવતીથી સ્થિર રહી શકાયું નહિ. તેણે સાંકેતિક શબ્દોમાં કહ્યું:—"મી સમગતા." (હું ઓળખી ગઇ.) આ શબ્દ સાંભળી, આવેલી મનોહારિણી પુષ્પાવતીના મુખમંડળનું દર્શન કરવા લાગી. થોડા સમય પછી તેણે નીચું જોઇ, પોતાના પગના અંગુઠાને મસળતાં મસળતાં કહ્યું:—"ચપકલા છટમેં બાપરો ફસ." (ચૂપ રહીશ તો ત્હારો જીવ પણ બચી જશે.) પછીથી તેઓ બન્નેમાંથી કોઇ કાંઇ બોલી નહિ.

રાત્રિના સમયે ભોજનસામગ્રી આવી પહોંચી. કળાવતી અને પુષ્પાવતી સિવાય સર્વેએ ભોજન કર્યું. જે બન્ને સુંદરીઓ નવી હતી તેમણે તો પુષ્કળ ભોજનસામગ્રી ઉદરસ્થ કરી.

રાત્રિ ઘણી વીતિ ગઈ. સર્વત્ર શાન્તિનો વિસ્તાર થઈ ગયો. તંબૂની ચોતરફ પહેરો ફરવા લાગ્યો. તંબૂમાં એક દીપકનાં પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. ચાર સુંદરીઓ સિવાય બીજી સઘળી સુંદરીઓ નિદ્રાધીના થઇ ગઈ હતી. એ નવી આવેલી સુંદરીઓ, કળાવતી અને પુષ્પાવતી હજી સૂધી જાગતી બેસી રહી હતી. પુષ્પાવતીએ બન્ને નૂતન નવયૌવનાઓ તરફ જોઇને કહ્યું:—"કડાકમી ટેકી, નો સે, પારો ફંસતો." (મ્હારી બેડી તોડી નાખો—નહિતો ગરબડ કરીને કેદ કરાવીશ.) એકે ઉત્તર આપ્યો:—"તોમચે કો?" (તમારી શી દશા થશે?) પુનઃ પુષ્પાવતીએ કહ્યું:—"રાની મેસેંગી." (રાણીની સોબત કરીશ.)

એ બન્ને સુંદરીઓએ પોતાનાં વસ્ત્રોમાંથી કોઇ તિક્ષ્ણ હથિયાર બ્હાર કાઢ્યું, અને ધીમેથી તેણે પુષ્પાવતીના હાથ પગમાંની બેડી કાપી નાખી. હવે પુષ્પાવતી નિશ્ચિંત થઈ. તેના વદનમંડળ પર આનં-

દની છાયા છવાઈ ગઇ.

મધ્યરાત્રિ વીતિ ગઇ હશે એવામાં એ તંબૂને ચોતરફથી ઘણા લોકોએ ઘેરી લીધો. અત્યંત કોલાહલ થવા લાગ્યો. બંદુકોના કઠોર તેમજ ભયંકર અવાજ સંભળાવા લાગ્યા. હવે સઘળી સુંદરીઓને એમ માલૂમ પડયું કે, લૂંટ શુરુ થઇ છે અને તેના પરિણામે ઉભયપક્ષના યુદ્ધનો આરંભ થઇ ગયો છે. તંબૂમાં જેટલી સુંદરીઓ હતી તે સઘળી આમતેમ દોડવા લાગી. મહારાણી ગભરાઇ જઇને પુષ્પાવતીને બોલાવવા લાગી; કિન્તુ તેનો પત્તો જ નહોતો. જે બન્ને નવી સુંદરીઓ હતી તેમણે મહારાણી પાસે આવીને કહ્યું:—“એમ લાગે છે કે, પુષ્પાવતી પલાયન કરી ગઇ છે. આપ બિલ્કુલ ગભરાશો નહિ. આપના નોકરોએ જ સોદાગરના કાફલાને ઘેરી લીધો છે. મ્હને આપ સુંદરી સમજશો નહિ. હું પણ આપનો જ તાબેદાર છું. હું આપને માટે સત્વર મ્યાનો લઇ અત્રે આવું છું.” આમ કહીને તેઓ બન્ને ત્યાંથી ચાલ્યા ગયા.

જે તંબૂમાં સુંદરીઓ હતી તેની ત્રણ દિશાએ કોલાહલ ઓછો થઈ ગયો. ચતુર્થ દિશા તરફ કે જ્યાં સોદાગરના લોકોએ મુકામ કર્યો હતો ત્યાં યુદ્ધ ચાલતું હોવાથી ઘણો કોલાહલ થઇ રહ્યો હતો. એ માણસો બુરખામાં પોતાનું મ્હોં ઢાંકી મ્યાનો લઇને તંબૂમાં આવી પહોંચ્યા. મહારાણીને મ્યાનોમાં બેસાડી મ્યાનો ઉંચકી તેઓ બ્હાર નીકળી પડયા.

રાત્રિ વીતિ ગઇ. પૂર્વાકાશમાં ધીમે ધીમે ઉજ્વળ પ્રકાશનો વિસ્તાર થવા લાગ્યો. પુષ્પાવતી અને કળાવતી તો ચાલી ગઇ; કિન્તુ બીજી સઘળી સુંદરીઓ એ તંબૂમાં બેસી રહી હતી. જીવ જવાના ભયથી તેઓ પલાયન કરી જવાનું સાહસ કરી શકતી નહોતી. તેઓ

એક બીજીના મ્હોં તરફ જોઈ રહી હતી. એવામાં અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથ એક મૂલ્યવાન મ્યાનો લઈ સુંદરીઓના તંબૂ પાસે આવ્યા, તથા મ્યાનો બ્હાર મૂકી તેમણે તંબૂમાં પ્રવેશ કર્યો. તેમણે બીજી સુંદરીઓને પૂછ્યું:-"તમારામાંથી બે સુંદરીઓ જોવામાં આવતી નથી; તેઓ ક્યાં ગઇ છે?"

સઘળી સ્ત્રીઓ ભય પામી હતી. તેઓ એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકી નહિ. અઘોરનાથે પુનઃ કહ્યું:-"તમે કોઈ ડરશો નહિ. અમે તમારા દુશ્મનો નથી. તમને સર્વેને છોડાવવા માટે જ અમારે આટલું બધું જોખમ ખેડવું પડ્યું છે. એ બન્ને સુંદરીઓ ક્યાં છે તે અમને જલ્દી કહો?"

આ વચનો સાંભળવામાં આવતાં એ સુંદરીઓનો ભય ઓછો થયો. એક સુંદરીએ કહ્યું:-"ભાઇ! માત્ર બે જ નહિ પરંતુ ચાર સુંદરીઓ અહીંથી ગૂમ થઇ ગઇ છે. એમાંની બે સુંદરીઓ તો માત્ર બે દિવસથી જ ફસાઇ પડી હતી. એ બન્ને સુંદરીઓ બીજીને એમ કહીને ચાલી ગઈ કે, "તમે ડરશો નહિ. અમે તમારા જ તાબેદાર છીએ." આમ કહી એક મ્યાનો લઈ આવી તેમાં પેલી સુંદરીને બેસાડી, મ્યાનો ઉપાડીને તેઓ ચાલી ગઇ. ચોથી સુંદરી તો પ્રથમથી જ પલાયન કરી ગઈ હતી."

અઘોરનાથના હોશ ઉડી ગયા. તે બદ્રીનાથ અને કપટશંકરના મ્હોં તરફ જોઇ રહ્યો. કપટશંકરે કહ્યું:-"ઠીક છે, અમે બન્ને જણા મહારાણીને ધીરજ આપીને તમારી શોધમાં મ્યાનો લેવા ચાલ્યા ગયા. આપણા સંકેતાનુસાર અમે તમને મળ્યા, તથા મ્યાનો લઇને આપણે સાથે જ ચાલ્યા આવીએ છીએ. હવે બીજું કોણ મ્યાનો

લઇ આવી મહારાણીને ઉપાડી ગયું ?! વળી આ સુંદરીઓ સત્ય જ કહે છે કે, પુષ્પાવતી પ્રથમથી જ પલાયન કરી ગઈ હતી. અમે જ્યારે સ્ત્રીજાતિના વેશમાં આ તંબૂમાં હતા અને બ્હાર યુદ્ધ ચાલતું હતું ત્યારે મહારાણીએ ભય પામીને પુષ્પાવતીને બોલાવી હતી; કિન્તુ તેનો પત્તો લાગ્યો નહોતો. શો પ્રકાર બન્યો છે એનો નિર્ણય કરી શકાતો નથી. ચાલો, આપણે બ્હાર જઇને આ સુંદરીઓના સોદાગરના મ્યાના ગણી જોઈએ કે તેમાં એકકે મ્યાનો ઓછો થયો છે કે નહિ? આ સુંદરીઓને પણ બ્હાર કાઢો."

સઘળી સુંદરીઓ એ તંબૂમાંથી બ્હાર નીકળી. બ્હાર નીકળતાં તેમણે ચોતરફની પૃથિવી લોહીથી ભીંજાઈ ગયેલી જોઇ. કેટલાક લોકોના મૃતદેહ પણ પૃથિવીપર પડયા હતા. કાફલાનો વૃદ્ધ સરદાર અને તેનો યુવાન પુત્ર એક વૃક્ષ નીચે વિષણ્ણવદને બેઠા હતા. તેમના હાથ પગમાં લોઢાની બેડીઓ નાખવામાં આવી હતી. દશ સિપાહીઓ હાથમાં નગ્ન તલ્વાર લઇ તેમનાપર પહેરો ભરતા હતા. બીજા ઘણા લોકોને તેમના હાથ પગ બાંધી એક બીજા વૃક્ષ નીચે બેસાડેલા હતા. સઘળા તંબૂઓ અને રાવટીઓમાં હવે એક પણ મનુષ્ય રહ્યું નહોતું.

અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથ, સોદાગરના મ્યાનાઓ જે ઠેકાણે પડેલા હતા ત્યાં ગયા. કપટશંકરે અઘોરનાથને કહ્યું:—"જુઓ, સોળ મ્યાનાઓ હમણાં અહીં પડેલા છે. પહેલાં મ્હેં ગણ્યા ત્યારે સત્તર હતા. એ ઉપરથી એમ સાબિત થાય છે કે જે મ્યાનામાં મહારાણીજી ગયાં છે એ મ્યાનો પણ અહીંનો છે; કિન્તુ તેમને કોણ લઈ ગયું ?! બદ્રીનાથ ! તમે સત્વર જઇને દીવાનસાહેબને અહીં બોલાવી લાવો. જ્યાં સૈન્ય ઉભેલું છે ત્યાં જ તેઓ બેઠેલા છે."

અલ્પકાળમાં જ બદ્રીનાથ દીવાનને બોલાવી લાવ્યો. અઘોરનાથે તેને કહ્યું:—"દીવાનસાહેબ! આપણો ચાર દિવસનો સતત પરિશ્રમ વ્યર્થ થયો છે. આ વૃદ્ધ સોદાગરને સુંદરીઓ મેળવી આપવાની આશા દર્શાવી, અહીં રોકી રાખી અમે આપને સમાચાર પહોંચાડયા જેથી આપ સૈન્યસહ આવી પહોંચ્યા; કિન્તુ આપણે મહારાણીનો પત્તો મેળવવામાં આટલો બધો પરિશ્રમ કર્યા છતાં નિરાશ થયા. મહારાણીજી અને પુષ્પાવતી–બન્ને જણાં ગૂમ થઇ ગયાં છે."

"ખરેખર! પુષ્પાવતી જેવી એક સામાન્ય અબળા આપણી આંખોમાં ધૂળ નાખી પલાયન કરી ગઇ છે. મહારાણીજીને ગૂમ કરવામાં પણ તેનો હાથ હોય એમ મ્હને લાગે છે." દીવાને વિષણ્ણવદને કહ્યું.

"પુષ્પાવતીએ અમને જોતાંની સાથે જ ઓળખી કાઢ્યા હતા, તથા જો અમે તેની બેડીઓ કાપી ન નાખીએ તો તેણે અમને પકડાવી દેવાનો ભય દર્શાવ્યો હતો; તેથી મહારાણીજીને મુક્ત કરવાની મહત્વાકાંક્ષાથી અમારે તેની બેડીઓ કાપી નાખવી પડી હતી. મુક્ત થતાંની સાથે જ તે પલાયન કરી ગઈ." કપટશંકરે કહ્યું.

દીવાનની ચિંતાનો પણ પીર રહ્યો નહિ. રોષાવેશમાં જ તેણે કહ્યું:–"આ બદમાશોના સરદાર બુઢ્ઢામિયાંને મારીને પૂછો. કદાચ એણે લુચ્ચાઇ કરી હોય તો એ પણ સંભવિત છે."

"સરદાર જ્યારે આપણી કેદમાં છે ત્યારે પછી, મહારાણીજીના ગૂમ થવામાં એનો હાથ હોય એમ મ્હને લાગતું નથી. દીવાનસાહેબ! આપ આ સઘળા બદમાશોને અને તેમના સરદારને લઈ રામગઢ જાઓ અને રાજ્યનું કામકાજ સંભાળો. અમે પાછા મહારાણીજીની શોધમાં જઇએ છીએ." અઘોરનાથે કહ્યું.

તરત જ દીવાન સઘળા કેદીઓની સાથે રામગઢ તરફ રવાના થયો. અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથ મહારાણીની શોધમાં નીકળી પડયા. રસ્તામાં તેઓ એક બીજાની સાથે નીચે પ્રમાણે વાતચિત કરવા લાગ્યાઃ-

"જુઓ, આજકાલ રામગઢ રાજ્યની કેવી દુરદશા થઈ રહી છે? મહારાણા અને મહારાણી-બન્ને દુશ્મનોના પંઝામાં ફસાઈ પડયાં છે." અઘોરનાથે કહ્યું.

"ભાઇ! મહારાણીજીને શોધી કાઢવા માટે આપણે અપાર શ્રમ કર્યો; કિન્તુ કોઇ બદમાશે પુનઃ આપણી આંખોમાં ધૂળ નાખી મહારાણીજીને અન્યત્ર ગૂમ કરી દીધાં!" કપટશંકરે એક નિશ્વાસ મૂકીને કહ્યું.

"મ્હારા અંતરમાં તો એવી આશા ઉત્પન્ન થઈ હતી કે, મહારાણીજીની સાથે પુષ્પાવતી પણ હાથમાં આવશે; પરંતુ એણે તો અત્યંત ચતુરાઇ ચલાવી. તેણે તો મહારાણીજીને ગૂમ નહિ કરી દીધાં હોય?" બદ્રીનાથે કહ્યું.

"ના ના-પુષ્પાવતી એકલી મહારાણીજીને મ્યાનામાં બેસાડી, ઉપાડી જઇ શકે એ અસંભવિત છે." અઘોરનાથે કહ્યું.

"આપણને મહારાણીની શોધમાં મોકલ્યા પછી અકબરઅલી અને યુસફખાનને સાથે લઈ ભૈરવનાથ મહારાણાજીની શોધમાં નીકળ્યા છે. તેઓ કેવું પ્રશંસાપાત્ર કાર્ય કરી આવે છે એ પણ આપણે જોઇશું." કપટશંકરે કહ્યું.

"પરંતુ જ્યાં સુધી આપણે મહારાણીજીનો પત્તો મેળવી તેમને મુક્ત ન કરી શકીએ ત્યાં સુધી રામગઢ જઇ શકીએ તેમ નથી; માટે હમણાં તો આપણે આપણા આ કાર્યમાં જ લક્ષ્ય આપવાનું છે." અઘોરનાથે કહ્યું.

"ભાઇ! જે માણુસ સેંકડો માણસોમાંથી મહારાણીજીને ઉપાડી ગયો છે એ કાંઈ જેવો તેવો હોવો જોઇએ નહિ. હવે તો આપણે આ જંગલમાં કુટુંબ લઇ આવીને રહો તથા ખેતી કરીને આયુષ્યનો અવશિષ્ટ કાળ પસાર કરો. હવે મહારાણીજીનો પત્તો મળવો મુશિકલ છે." કપટશંકરે કહ્યું.

"વાહ રે! આટલામાં જ નિરાશ થઇ જવું ઉચિત છે કે? જે કાર્ય આપણે સ્વીકાર્યું છે તેને પાર ન ઉતારીએ તો આપણે નામર્દ ગણાઇએ!" અઘોરનાથે પોતાના સાથીદારોને ઉત્તેજિત કરવાની ઇચ્છાથી કહ્યું.

થોડે દૂર જઈ એ ત્રણે જણા અરસપરસમાં કેટલીક વાતચિત કરી, એકત્ર થવાનું એક સ્થળ ઠરાવી એકબીજાથી અલગ થઇ ગયા.



## પ્રકરણ ૫ મું

—(०)—

### દૃષ્ટિમિલન.

એક ઘણા મ્હોટા નાળામાં જ્યોતિસિંહ અને જગન્નાથજી બેઠા હતા. એ નાળાની આજુબાજુ ઘીચ જંગલ આવેલું હતું. જ્યોતિસિંહની સ્હામે એક મ્યાનો પડેલો હોઇ તેમાં બેસીને એક સ્ત્રી જ્યોતિસિંહ સાથે વાતચિત કરતી હતી. આ સ્ત્રી રામગઢના મહારાણા કનકસિંહની પટ્ટરાણી કલાવતી હતી. મ્યાનાની પાછળ પુષ્પાવતી ઊભી રહી હતી.

જ્યોતિસિંહને ઉદ્દેશીને મહારાણીએ કહ્યું:—"રામગઢ જવાની મ્હારી ઇચ્છા નથી. જ્યાં મહારાણાજી હોય ત્યાં જ રહેવાને હું ઇચ્છું

છું. જો તેઓ ભયાનક અરણ્યમાં વાસ કરતા હશે તો હું પણ અરણ્યની પર્ણકુટીને રાજમહાલય સમાન સમજી પ્રસન્નતાપૂર્વક તેમની સાથે રહીને તેમની સેવા કરીશ. સતી સ્ત્રીને માટે પતિસેવા જેવું બીજું એક પણ પુણ્ય નથી.

સતી સૌભાગ્યની દેવી, પતિપદ પ્રેમથી પૂજે,
નિરંતર સ્વામીને સેવી, ગુણો નિજનાથના ગૂંજે.
પતિ માટે જીવન ધરતી, પતિસાથે બળી મરતી,
પ્રબળ પ્રેમે રતી ધરતી, ચરણસ્પર્શે ધરા ધ્રૂજે.
વહે છે દિવ્યતા રગમાં, કરે સંચાર ખગજગમાં
સતીવિણ શ્રેષ્ઠતા જગમાં, સતીની અન્ય ના સૂઝે.

માટે હું તમને કરગરીને કહું છું કે, તમે મ્હને મ્હારા પતિદેવતા પાસે લઇ જાઓ. મ્હારા હાથપગમાં જો તમારે બેડી પહેરાવવી હોય તો ભલે પહેરાવો; પરંતુ એક વખત આ અભાગિનીને તેના પ્રાણનાથનું દર્શન કરાવો."

"રાણીજી, હું તમને તમારા સ્વામી પાસે કેદખાનામાં રહેવાનો આગ્રહ કરતો નથી. જો તમારે રામગઢમાં જઇને રાજમહાલયમાં રહેવું હોય તો ભલે જાઓ. વીરપુરુષો અબળાજાતિપર કદાપિ જુલ્મ ગુજારતા નથી. તમને અહીં લઇ આવવાની કાંઇ જરૂર નહોતી. આ જગન્નાથ જ્યોતિષીએ ઘણી વખત મ્હરા સમક્ષ આપના પતિવ્રતધર્મની પુષ્કળ પ્રશંસા કરી હતી, તથા એમ પણ કહ્યું હતું કે, મહારાણાના વિયોગશોકથી તમે અત્યંત વ્યથા અનુભવતાં હશો; તેથી જ તમને અહીં લાવવામાં આવ્યાં છે; નહિ તો અમે તો માત્ર પુષ્પાવતીને છોડાવવા માટે જ ત્યાં આવ્યા હતા. હવે જો તમે કહેતાં હો તો તમને રામગઢ પહોંચાડવાની વ્યવસ્થા કરીએ, અને ત્યાં

નહિ જતાં મહારાણાને મળવાની તમારી મહત્વાકાંક્ષા હોય તો હું તમને તેમની પાસે લઈ જઉં; કેમ કે મ્હારા સિવાય બીજું કોઇ પણ માણસ તમને તેમની પાસે લઈ જઇ શકે તેમ નથી." જ્યોતિસિંહે કહ્યું.

"ભાઇઓ! તમારો મ્હારાપર અત્યંત અનુગ્રહ થયો છે એમ જ હું સમજું છું. હવે કૃપા કરી તમે મ્હને મહારાણાજી પાસે પહોંચાડવામાં એક ક્ષણનો પણ વિલંબ ન કરશો. હું તમારા ઉપકારને જીવનપર્યંત સ્મરણમાં રાખીશ." રાણી કળાવતીએ ગદ્ગદ કંઠે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"ત્યારે હું તમને મ્યાનામાં બેસાડીને ત્યાં લઇ જઇ શકીશ નહિ. તમારે બેશુદ્ધાવસ્થામાં જ મ્હારી સાથે આવવું પડશે." જ્યોતિસિંહે સાવધાન મનુષ્યનો વિનાશ થતો નથી એ સૂત્રનું સ્મરણ કરીને કહ્યું.

"તમે કહો તેવી રીતે હું ત્યાં આવવા પ્રતિક્ષણે તૈયાર છું." કળાવતીએ સંમતિ દર્શાવી.

"ઠીક, તમે આ શીશીને સુંઘો; જેથી કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ અનુભવ્યા સિવાય જ તમે બેહોશ બની જશો." જ્યોતિસિંહે રાણી પાસે એક શીશી ધરીને કહ્યું.

કળાવતી એક સતી સાધ્વી પતિપ્રેમપરાયણા પ્રમદા હતી. જો જ્યોતિસિંહે આ સમયે તેને એમ કહ્યું હતું કે 'તમે તમારું મસ્તક કાપી નાખવા દેશો તો જ મહારાણા સાથે તમારી મુલાકાત થશે' તો એ વાર્તાને પણ તેણે પ્રસન્નતાપૂર્વક માન્ય કરી હોત. અલ્પકાળમાં જ શીશી સુંઘીને તે બેહોશ બની ગઇ. પછીથી જગન્નાથ જ્યોતિષીએ કહ્યું:—"ભાઇ જ્યોતિસિંહ! તમે સત્વર રાણીને રાજાની

પાસે મૂકી આવો. જ્યાં સુધી તમે પાછા નહિ આવો ત્યાં સુધી આ સ્થળે જ હું તમારી રાહ જોઇશ. વળી પુષ્પાવતી પણ રત્નગઢ જાય તો ઠીક, કેમ કે આપણે રાજનન્દિનીની શોધ કરીએ છીએ; છતાં એને કષ્ટ ઊઠાવવાની શી જરૂર છે ?"

જ્યોતિસિંહે કહ્યું:—"પુષ્પા ! જ્યોતિષિજીનું કહેવું યથાર્થ છે. તું રત્નગઢ ચાલી જા; પરંતુ પાછી કોઈ સંકટમાં ફસાઇ ન પડે એ સંબંધી અત્યંત સાવધાનતા રાખજે."

"જ્યોતિસિંહજી, જ્યાં સુધી મ્હારી જીવનાધિકા સખી મૃગલોચનીનો પત્તો નહિ લાગે ત્યાં સુધી હું રત્નગઢ જનાર નથી. જો કે હું એ સોદાગરના પંઝામાં ફસાઈ પડી હતી; છતાં હું તેની પ્રપંચજાળમાંથી મ્હારી ચાલાકીથી જ મુક્ત થઇ છું. મ્હારા માટે આપને બિલ્કુલ કષ્ટ નહિ નહિ વેઠવું પડે."

જ્યોતિસિંહે કહ્યું:—"ત્હારું ક્હેવું ખરું છે. અમે એમ નથી કહેતા કે, અમે જ તને છોડાવી છે. અમે રાજનન્દિનીની શોધ કરતા કરતા ત્યાં આવી ચઢયા હતા. એવામાં સોદાગરની રાવટી નજરે પડતાં અમારા અંતરમાં એવો સંદેહ ઉપજ્યો કે, રાજનન્દિની પણ ત્યાં હોવાં જોઇએ; પરંતુ તપાસ કરતાં ત્યાં તું અને મહારાણી જ નજરે પડયાં. તને છોડાવવાની ચિંતા અમને થવા લાગી. અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથને મહારાણીને મુક્ત કરવાની કોશિશ કરતો જોઇને અમે એવું સમજીને અલગ થઈ ગયા કે, એ લોકો સઘળી મહેનત કરશે, અને તેમના સુયોગમાં અમને પણ સુયોગ પ્રાપ્ત થશે. વળી ઇશ્વરના અનુગ્રહથી એમ જ થયું. તું ત્હારી પોતાની જ ચાલાકીથી છૂટીને બ્હાર નીકળી આવી, અને અમે મહારાણીને ગૂમ કરી. હવે એ સંબંધી વિશેષ વિવેચન કરવાની જરૂર

નથી. તું એટલું કહે જોઇએ કે, તું રત્નગઢ નહિ જાય તો શું કરીશ? કદાચ એમ ન બને કે અમે રાજનન્દિનીને શોધી કાઢી રત્નગઢ લઇ જઇએ, અને તું જંગલમાં જ ભરાઇ રહે!"

"હું એવી બેવકૂફ નથી. મ્હારા માટે આપ સર્વાંશે નિશ્ચિંત રહો." પુષ્પાવતીએ ગંભીરતાથી કહ્યું.

જ્યોતિસિંહે પુષ્પાવતીને વિશેષ કાંઈ કહેવું ઉચિત ધાર્યું નહિ. જ્યોતિષીજીને પણ એ જંગલમાં રાખી, મહારાણીની ગાંસડી બાંધી તે કેદખાનાવાળી ગુફા તરફ રવાના થયો કે જે ગુફામાં મહારાણા કનકસિંહને કેદ કરી રાખવામાં આવ્યો હતો. પુષ્પાવતી પણ એ સ્થાનનો ત્યાગ કરી બીજી દિશા તરફ રવાના થઇ.

જ્યોતિસિંહના વિદાય થયા પછી જગન્નાથ એકલો પડી ગયો. તેણે વિચાર્યું કે, પાસા ફેંકી તેની ગણના કરીને રાજનન્દિની અને કિશોરી જે સ્થાને હોય એ સ્થાનનો પત્તો મેળવવો જોઇએ. તરત જ તેણે પોતાની ઝોળીમાંથી પાસા બ્હાર કાઢી, તેણે ફેંકીને ગણવા માંડયું. આવો કાર્યક્રમ થોડા સમય સુધી ચાલ્યો હશે એવામાં એકાએક જગન્નાથના મુખમંડળપર પ્રસન્નતા તથા આનંદની છાયા છવાઈ ગઈ. તેના ઓષ્ઠપર સ્મિતહાસ્ય નૃત્ય કરવા લાગ્યું. સત્વર પાસાને પોતાની ઝોળીમાં નાખી, ઝોળી બગલે ભરવી તે જ્યોતિસિંહ પાસે જવા લાગ્યો. જગન્નાથ ઘણી ત્વરાથી દોડવા લાગ્યો.

જ્યોતિસિંહ મહારાણીની ગાંસડી ઉંચકીને માર્ગ કાપતો હોવાથી તે વિશેષ ત્વરાથી માર્ગ કાપી શકતો નહોતો. તે લગભગ પાંચેક ગાઉ ગયો હશે એવામાં તેણે પાછળથી એવો અવાજ સાંભળ્યો કે, "જ્યોતિસિંહજી, ઊભા રહો."

જ્યોતિસિંહે પાછા ફરીને જોયું તો જગન્નાથને ઘણી ત્વરાથી

પોતાના તરફ દોડી આવતો તેણે જોયો તરત જ તે ઊભો રહ્યો. જગન્નાથ જ્યારે તેની પાસે ગયો ત્યારે તેણે હાસ્યમુખે પૂછ્યું:— "જ્યોતિષીજી, તમે એકાએક દોડતા દોડતા મ્હારી પાસે કેમ આવ્યા છો ?"

"હું પણ તમારી સાથે એ ગુફામાં આવીશ." જગન્નાથજીએ કહ્યું.

"કેમ, કાંઇ કારણ છે ?" જ્યોતિસિંહે ઉત્સુકતાથી પૂછ્યું.

"એ કારણ તમે ત્યાં જાણી શકશો. અહીં હું કાંઈ કહીશ નહિ."

"ત્યારે મ્હારે એ ગુફાના દ્વાર પાસેથી તમારી આંખોપર પાટો બાંધીને તમને અંદર લઈ જવા પડશે. પહેલાંનું તાળું ઉઘાડવાની યુક્તિ, રાજકુમારને છેતરી ભૈરવનાથે જાણી લીધી ત્યારથી મ્હેં બીજું એક નવીન તાળું લગાવ્યું છે એ તાળું જો કે પહેલાં પણ હતું; પરંતુ તેના ઉઘાડવા વાસવામાં થોડો વિલંબ થતો હોવાથી પહેલાં એ તાળું હું વાસતો નહોતો. આ બીજા તાળાનો ભેદ કોઇને પણ નહિ જણાવવાનો મ્હેં નિશ્ચય કરેલો છે." જ્યોતિસિંહે કહ્યું.

"હું મ્હારી આંખોપર પાટો બંધાવવાનો નથી, અને ગુફામાં જરૂર આવવાનો છું. તમે ઝપ્પ મારીને મ્હને ગુફામાં લઇ જશો." જ્યોતિષીએ કહ્યું.

"તમારાં વચનોનું સત્ય રહસ્ય હું સમજી શકતો નથી. જે કાંઈ હોય તે મ્હને સ્પષ્ટતાથી કહો તો ખરા ?" જ્યોતિસિંહે વિસ્મિત થઇને પૂછ્યું.

"બીજું શું હોય ? આપણા પાસા પોબાર છે—દુશ્મનો લાચાર છે. હું ત્યાં જ તમને રાજનન્દિની મૃગલોચની દેખાડીશ." જગન્નાથજીએ કહ્યું.

એકાએક રસ્તામાં ભયંકર કાળસર્પનું દર્શન થતાં મનુષ્ય જેવી રીતે ચમકી ઊઠે તેવી રીતે ચમકી ઊઠીને જ્યોતિસિંહે પૂછ્યું:- "શું તમે સાચું કહો છો?"

"જો મ્હારું વાક્ય અસત્ય ઠરે તો મ્હને કાપી નાખીને એ ગુફામાં જ દાટી દેજો." દૃઢતાથી જ્યોતિષીએ કહ્યું.

"જો હું તમને મારી નાખું તો બ્રહ્મહત્યાનું મહાપાપ મ્હને લાગે." જ્યોતિસિંહ સ્મિતમુખે કહ્યું.

"બ્રહ્મહત્યાનું મહાપાપ તમને ન લાગે એવો માર્ગ હું જ બતાવું છું. પ્રથમ તમે મ્હને મુસલ્માન બનાવજો, અને પછીથી મારી નાખજો." જ્યોતિષીએ પણ વિનોદાત્મક ઉત્તર આપ્યો. આ વાક્ય સાંભળી જ્યોતિસિંહે હસી પડયો. તેણે કહ્યું:—"ઠીક ભાઈ ચાલો. તમારી આજ્ઞા મ્હારે માન્ય કરવી જ જોઇએ."

બીજા દિવસે સંધ્યા સમયે એ લોકો ગુફા પાસે જઇ પહોંચ્યા. જ્યોતિષીની હાજરીમાં જ જ્યોતિસિંહ તાળું ઉઘાડવા લાગ્યો. પહેલાં પેલા સિંહના મ્હોંમાં હાથ નાખી તેની જીભ બ્હાર ખેંચી કાઢી તે બીજું તાળું ઉઘાડવા લાગ્યો.

દરવાજાની બન્ને તરફ બે પત્થર આરસપત્થરોની દિવાલ સાથે જડેલા હતા. જમણી બાજુના પત્થરપર જ્યોતિસિંહે જોરથી લાત મારી. તે સાથે જ એક ભીષણ અવાજ થયો તથા પત્થર દિવાલની પાછળના ભાગમાં ખસી ગયો. ન્હાના એક હાથના ચબુતરાપર એક સાપ ચક્કર મારીને બેઠેલો નજરે પડયો. જ્યોતિસિંહે એની ડોક પકડીને પેચની માફક કેટલીક વખત ફેરવી. તે સાથે જ દરવાજો ઉઘડી ગયો. મહારાણીની ગાંસડી લઇને જ્યોતિસિંહ અને જગન્નાથ ગુફામાં ગયા. અંદર જઇને તેમણે પાછો દરવાજો બંધ કરી દીધો,

તથા અંદર દરવાજાની ડાબી તરફ એક હાથ જઈ શકે એવી ખોલ હતી એમાં હાથ નાખીને જ્યોતિસિંહે કાંઇ કર્યું; એની હકીકત જ્યોતિષી જગન્નાથ જાણી શક્યો નહિ.

જ્યોતિષીએ પૂછ્યું:—"આમાં શું છે?" જ્યોતિસિંહે ઉત્તર આપ્યો કે, "આ ખોલમાં એક કુંચી છે; તેને ફેરવવાથી એ પત્થર બંધ થઇ જાય છે. જે પત્થરપર મ્હેં લાત મારી હતી અને જેમાં સાપ જોવામાં આવ્યો હતો એ પત્થરનો સંબંધ આ ખોલમાંની કુંચી સાથે છે."

પછીથી તેઓ બન્ને જણા ગુફામાં આગળ વધ્યા. મયદાનમાં જઇને જ્યોતિસિંહે મહારાણી કલાવતીની ગાંસડી છોડી, તથા તેને શુદ્ધિમાં લાવીને કહ્યું–તમે અમારી સાથે ચાલ્યાં આવો. અમે તમને મહારાણા પાસે પહોંચાડી દઇએ છીએ."

મહારાણી તેમની બન્નેની સાથે આગળ જવા લાગી. ચાલતાં ચાલતાં જ્યોતિસિંહે જગન્નાથજીને પૂછ્યું:-"જ્યોતિષીજી, હવે બતાવો જોઈએ કે, મૃગલોચની ક્યાં છે?"

જગન્નાથજીએ કહ્યું:—"ભાઈ! આ જગ્યા પૂર્વે મ્હેં કદાપિ જોઇ નથી. તમે પ્રથમ મહારાણા કનકસિંહને શોધી કાઢો. એટલામાં હું રાજનન્દિનીનો પત્તો પણ મેળવી શકીશ."

ધીમે ધીમે ત્રણે જણાં પેલા નાળા પાસે જઇ પહોંચ્યાં કે જેનું વર્ણન અમે પહેલા ભાગમાં કરેલું છે. મહારાણો કનકસિંહ એ નાળાની સ્હામેની બાજુએ એક પત્થરપર ઊભો રહી કાંઇ જોયા કરતો હતો.

કળાવતી તો મહારાણાને જોતાંની સાથે જ ઉન્માદિની જેવી બની ગઇ. તેણે એ નાળામાં કેટલું પાણી છે તેની બિલકુલ પૂછપરછ

નહિ કરતાં નાળામાં ભૂસકો માર્યો. તેના સદ્‍ભાગ્યે નાળામાં વિશેષ પાણી નહોતું. પાણીમાંથી બ્હાર નીકળી રાણાના ચરણો પાસે જઇ તે ત્યાં ઢળી પડી. તેનાં નેત્રોમાંથી અવિરલ અશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી. મહારાણાએ કળાવતીને ઊભી કરી પોતાના ગળામાં લપટાવી દીધી; ત્યાં સુધીમાં જ્યોતિસિંહ અને જગન્નાથજી પણ કનકસિંહ પાસે જઇ પહોંચ્યા.

જગન્નાથજીને જોતાંની સાથે જ કનકસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"કેમ જ્યોતિષીજી, તમે પણ જ્યોતિસિંહના પંઝામાં ફસાઇ પડયા કે ?"

"ના જી, જ્યોતિસિંહે કૃપા કરીને મ્હને પોતાના પક્ષમાં આશ્રય આપ્યો છે. હવે હું વીરસિંહજીના પક્ષમાં છું. આપની સાથેના મ્હારા પૂર્વસંબંધનો હવે નાશ થઇ ગયો છે." જ્યોતિષીએ સત્ય વચનો સંભળાવ્યાં.

આ વચનો સાંભળવામાં આવતાં કનકસિંહને ઘણો ક્રોધ ઉપજ્યો. રક્તવર્ણ આંખોથી તે જ્યોતિષી તરફ જોઇ રહ્યો. આવો પ્રકાર જોઇ જ્યોતિષીએ કહ્યું:—આપ વિના કારણ ક્રોધે કેમ ભરાઓ છો ? મ્હને જ્યાં રહેવું વિશેષ ઉચિત લાગ્યું ત્યાં હું રહ્યો છું. જે સ્થળે સ્વમાનનું સંરક્ષણ થતું નથી તે સ્થળે સુજ્ઞ પુરુષો રહેતા નથી. આપે અનેક વખતે મ્હને નહિ કહેવા જેવાં વચનો કહ્યાં હતાં. એ સમયે હું બ્રાહ્મણ છું એટલો વિચાર પણ આપના અંતરમાં ઉપજતો નહોતો. હવે આપ મ્હારાપર ક્રોધે ભરાઇને મ્હારું બિલ્કુલ અનિષ્ટ કરી શકો તેમ નથી."

જ્યોતિષીનાં વચનો સાંભળી કનકસિંહે પોતાનું મસ્તક નીચું નમાવ્યું. તે એકકે અક્ષર બોલ્યો નહિ. એવામાં એક ક્ષીણ અવાજ

સંભળાયો કે, 'જ્યોતિસિંહ!' જે તરફથી અવાજ આવ્યો તે તરફ જ્યોતિસિંહે જોયું તો મૃગલોચની તેની નજરે પડી. તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. હમણાંની રાજનન્દિની મૃગલોચનીની શોચનીય સ્થિતિ પાષાણુ અંતરમાં પણ અનુકંપા ઉત્પન્ન કરે એવી હતી. મસ્તકપરના વાળ તેલના અભાવે રુક્ષ થઇ ગયા હતા. ગુલાબ જેવું મ્હોં મલિન બની ગયું હતું. શરીરપર પુષ્કળ મૅલ ચઢ્યો હતો. કપડાં ફાટી ગયાં હતાં. નેત્રોમાંથી અશ્રુધારાઓની વૃષ્ટિ થયા કરતી હતી. પહાડની ઉપર એક ગુફાની બ્હાર ઊભી રહી તે 'જ્યોતિસિંહ-જ્યોતિસિંહ' કહીને બૂમો પાડતી હતી. જ્યોતિસિંહ એ તરફ દોડ્યો. પહાડપર ચઢી રાજકુમારી પાસે જવાની તેની ઇચ્છા થઇ; કિન્તુ પહાડપર ચઢી શકાય એવો એકકે માર્ગ નહોતો. લાચારીથી તેણે પહાડપર ચઢવાને માટે એક ચંદન ઘો ફેંકી; પરંતુ તે ચોથા ભાગ સુધી પણ પહોંચી નહિ. જ્યોતિષીજી પાસેથી ચંદન ઘો લઇ તેને પોતાની ચંદન ઘો સાથે સંલગ્ન કરીને પુનઃ પહાડપર ફેંકી તો તે અડધા ભાગ સુધી પણ ગઇ નહિ. અનેક પ્રયત્નો કરવામાં આવ્યા: કિન્તુ એકકે પ્રયત્નમાં સફળતા પ્રાપ્ત થઇ નહિ. નિરુપાય બની જઇને તેણે પૂછ્યું:-"રાજકુમારિ! તમે આ સ્થળે કયાંથી આવી શકયાં?"

જ્યોતિસિંહનો અવાજ મૃગલોચની સ્પષ્ટતાથી સાંભળી શકી: કિન્તુ મૃગલોચનીનો અવાજ મૃદુ હોવાથી તેણે શો ઉત્તર આપ્યો એ જ્યોતિસિંહ સાંભળી શકયો નહિ. તેણે માત્ર એટલા જ શબ્દો સાંભળ્યા કે. "વિધિનું વિધાન-લલાટની લિપિ-મ્હને બચાવો."

અરેરે! જ્યોતિસિંહ રાજકુમારી સાથે વાતચિત સુદ્ધાં કરી શકતો નહોતો! તે ઘણો અસ્થિર થઇ ગયો. અંતે ધૈર્ય ધારણ કરીને

તેણે કહ્યું:—"રાજકુમારી, તમે ગભરાશો નહિ. તમે નીચે ઉતરી શકો એવો કોઈ ઉપાય હું જલ્દી કરું છું."

મૃગલોચની ઊભી હતી એ સ્થળે એક જંગલી વૃક્ષ હતું. એ વૃક્ષનાં પાન ઘણાં મ્હોટાં હતાં. એક પાનું તોડીને ન્હાના પત્થરની ધારથી મૃગલોચનીએ તેનાપર કાંઇ લખ્યું. પછીથી પોતાના વસ્ત્રમાંથી એક કડકો ફાડી, એ કડકામાં પોતે લખેલું પાન અને એક ન્હાનો પત્થર બાંધી તેને એવી રીતે નીચે ફેંક્યો કે, એ પત્થર નાળાના જળમાં પડ્યો. જ્યોતિસિંહે એ પત્થરને પાણીમાંથી બ્હાર શોધી કાઢી, કડકો છોડ્યો, તથા પાનમાં લખેલી હકીકત વાંચી જોઈ તો એમાં એટલું લખેલું હતું કે, "તમે જઇને પહેલાં રાજકુમારને અહીં લઈ આવો."

જ્યોતિસિંહે એ પાન જગન્નાથજીને બતાવીને કહ્યું કે, "તમે અહીંજ રોકાઓ. હું જઇને રાજકુમારને તેડી લાવું છું. હું આવું ત્યાં સુધી રાજકુમારીને કેવી રીતે નીચે ઉતારવાં તેનો તમે પણ વિચાર કરજો."

આમ કહીને જ્યોતિસિંહ એ ગુફાની બ્હાર નીકળ્યો અને તેણે બન્ને તાળાં વાસી દીધાં. પછીથી તે ત્વરિતગતિથી રત્નગઢ તરફ જવા લાગ્યો.

વાંચકબંધુઓ! જ્યોતિસિંહ અને જગન્નાજીને રાજકુમારીની શોધમાં મોકલી રાજકુમાર વીરસિંહ લક્ષ્મણસિંહ સાથે જ્યારે રત્નગઢ પાછો ફર્યો ત્યારે મહારાણા જયસિંહ, તેની રાણી વગેરેએ એમ જ ધાર્યું કે, રાજકુમારી પણ તેમની પાછળ આવતી હશે; પરંતુ વીરસિંહે જ્યારે સઘળી હકીકત મહારાણા જયસિંહને કહી સંભળાવી ત્યારે રાજા વિશેષ દિલગીર થયો. રાણા કનકસિંહના કેદ પકડાયાના

વર્ત્તમાન જાણવામાં આવતાં તે જો કે આનંદિત થયો હતો; પરંતુ નાળા પાસેની ગુફામાંથી રાજનન્દિનીના ગૂમ થયાના સમાચાર સાંભળી તે અત્યંત ચિંતાતુર બની ગયો. દીવાન હરિસિંહ વગેરેએ અનેક પ્રકારે જયસિંહને સાંત્વન આપવા માંડયું; કિન્તુ તેથી તેના અંતરની ચિંતા દૂર થઈ નહિ. રાજરાણી આહાર નિદ્રાનો ત્યાગ કરી રાત્રિ દિવસ પુત્રીનું સ્મરણ કરી ચક્ષુઓમાંથી અશ્રુજળની ધારાઓ વર્ષાવતી હતી. રાજકુમાર ઘણા દિવસ સુધી રત્નગઢમાં જ રહ્યો. તેની વ્યથાનો તો પાર જ નહોતો.

એક દિવસે રાત્રે રાજનન્દિની સંબંધીના વિચારો કરતો વીરસિંહ શય્યામાં પાસાં ફેરવ્યા કરતો હતો. શયનગૃહના દ્વારને અંદરથી બંધ કરેલું હતું. એવામાં બ્હાર કોઇની વાતચિત ચાલતી હોય એવો વીરસિંહને ભાસ થયો. એ વાતચિતમાં 'રાજકુમારી' શબ્દ તેના કાને પડયો. સત્વર શય્યાનો ત્યાગ કરી દ્વાર પાસે જઇ કાન માંડીને વીરસિંહ બ્હાર ચાલતી વાતચિત સાંભળવા લાગ્યો. તેણે નીચે પ્રમાણે વાતચિત સાંભળી:—

"પહેલાં હું એમ માનતો હતો કે, રાજકુમારીપર વીરસિંહજીનો અત્યંત અનુરાગ છે; પરંતુ, મ્હારી એ માન્યતા ખોટી ઠરી છે. હવે મ્હને એમ જ લાગે છે કે, રત્નગઢના રાજસિંહાસનને મેળવવાની જ રાજકુમારની મહત્વાકાંક્ષા છે. જો તેમનો રાજનન્દિનીપર એકનિષ્ઠ અનુરાગ હોત તો તેઓ તેની શોધ કરવાનું કામ છોડી દઈ અહીં આવત નહિ."

વીરસિંહ વિશેષ કાંઇ સાંભળી શકયો નહિ. તેણે આટલાં વચનો સાંભળ્યાં હશે એવામાં એકાએક દરવાનોના મુખમાંથી 'ચોર ચોર' એવો ઉચ્ચધ્વનિ તેના કાને પડયો. અલ્પકાળમાં જ એ ધ્વનિ

વાયુના પ્રચંડ પ્રવાહમાં ભળી ગયો. રાજકુમાર વિશેષ વાત સાંભળવાની ઇચ્છાથી ઘણા સમય સૂધી દ્વાર પાસે કાન માંડીને ઊભો રહ્યો; કિન્તુ વિશેષ વાત તે સાંભળી શક્યો નહિ. દ્વારપાળોએ જ ઉપરની વાતચિત કરી હશે એવી તેણે કલ્પના કરી. ચિંતામગ્ન સ્થિતિમાં તે પુનઃ શય્યામાં પડી રહી સ્વગત વિચારવા લાગ્યોઃ-“ અરેરે ! આજે મ્હેં શું સાંભળ્યું ? સામાન્ય દ્વારપાળોએ જ્યારે મ્હારા પ્રેમ માટે આવો વિચાર ધરાવ્યો છે ત્યારે મહારાણા અને મહારાણી મ્હારા પ્રેમ માટે કેવો વિચાર ધરાવતાં હશે? હવે અત્રે વિશેષ દિવસ સૂધી રહેવું મ્હને ઉચિત લાગતું નથી. વળી જો હું વિજયગઢ ચાલ્યો જઇશ તો સર્વે એમ જ વિચારશે કે, મ્હારા અંતરમાં રાજકુમારી માટે સહજ પણ પ્રેમ નથી! હવે હું શું કરું ? રાજનન્દિનીની શોધનું કાર્ય પડતું મૂકી અહીં આવવાની મ્હારી બિલકુલ ઇચ્છા નહોતી; પરંતુ જ્યોતિસિંહની સલાહ સ્વીકારીને હું અહીં આવ્યો તેનું આવું વિચિત્ર પરિણામ આવ્યું! એ લોકો ક્યાં જાણે છે કે, હું મ્હારા પ્રાણથી પણ રાજકુમારીને વિશેષ ચ્હાઉં છું. મૃગલોચનીની મનમોહિની મૂર્ત્તિ મ્હારા હૃદયમંદિરમાં સદા સર્વદા સ્થાપિત થયેલી છે. એ પ્રેમપ્રતિમાનું આ જીવનમાં મ્હારાથી કદાપિ વિસ્મરણ થાય તેમ નથી. ”

આવા વિચારોમાં ને વિચારોમાં જ રાત્રિનો અવશિષ્ટ સમય પસાર થઇ ગયો. પ્રભાતકાળે શય્યાત્યાગ કરી નિત્યકાર્યોથી નિવૃત્ત થઇ વીરસિંહ પોતાના સુચતુર અશ્વપર આરોહણ કરી બ્હાર નીકળી પડયો. તેની સાથે જવાની ઘણા સિપાહીઓએ ઇચ્છા દર્શાવી; કિન્તુ તેણે કોઇને પણ પોતાની સાથે આવવાની રજા આપી નહિ; છતાં લક્ષ્મણસિંહ તો રાજકુમાર સાથે જવાને તૈયાર થયો. લક્ષ્મણસિંહ

પોતાની પાછળ રહી પોતાનાથી છૂટો પડી જાય એવા ઉદ્દેશથી વીરસિંહે પોતાના અશ્વને વાયુવેગે દોડાવ્યો; પરંતુ લક્ષ્મણસિંહ દોડવામાં બહાદુર હોવાથી તે વીરસિંહથી છૂટો પડ્યો નહિ. પોતાની પાછળ લક્ષ્મણસિંહ ઘણો દોડતો હોવાથી વીરસિંહના મનમાં તેના માટે દયા ઉપજી, તથા તેનો પોતાનાપર અવર્ણનીય પ્રેમ છે એવી તેની ખાત્રી થઈ. તેણે પોતાનો અશ્વ ઊભો રાખી લક્ષ્મણસિંહ તરફ જોયું. લક્ષ્મણસિંહે ઉત્સુકતાથી પૂછ્યું:–"રાજકુમાર! આપનો જે વિચાર હોય તે કૃપા ભાવે મ્હને જણાવો. આપને હું મ્હારાથી બની શકતી સહાયતા કરવા નિરંતર તત્પર છું."

વીરસિંહે અશ્વપરથી અવતરણ કરીને કહ્યું:–"ભાઈ! તું અત્યંત શ્રમિત થઇ ગયો છે. તું નીચે બેસીને વિશ્રામ લે–એટલે હું તને નિષ્કપટહૃદયે સઘળી સત્ય હકીકત કહી સંભળાવું છું."

આમ કહી રાજકુમારે ઘોડાનો સામાન નીચે પાથરી તેનાપર બેસી લક્ષ્મણસિંહને પોતાની પાસે બેસવા કહ્યું. ઘોડો છૂટો થઇ આજુબાજુમાં ચરવા લાગ્યો. લક્ષ્મણસિંહે અધીરતાથી પૂછ્યું:–"રાજકુમાર! એકાએક આપ શા ઉદ્દેશથી રત્નગઢનો ત્યાગ કરી ચાલ્યા આવો છો?"

આ પ્રશ્નના ઉત્તરમાં દ્વારપાળોની જે વાતચિત વીરસિંહે સાંભળી હતી તે તેણે લક્ષ્મણસિંહને કહી સંભળાવીને વિશેષમાં કહ્યું:–"ભાઇ! જ્યાં સુધી રાજનન્દિનીનો પત્તો નહિ લાગે ત્યાં સુધી હું હવે રત્નગઢમાં પ્રવેશ સુદ્ધાં કરનાર નથી."

રાજકુમારને તેનો આ નિશ્ચય ફેરવવા માટે લક્ષ્મણસિંહે ઘણુંય સમજાવ્યો; પરંતુ જ્યારે તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ ત્યારે લક્ષ્મણસિંહે કહ્યું:–"કુમાર! જ્યારે રત્નગઢ જવાની આપની ઇચ્છા

નથી ત્યારે આપ વિજયગઢ ચાલો."

ઘણા સમય સૂધી સ્વગત વિચાર કર્યા પછી રાજકુમારે પૂછ્યું:–"આપણું નગર અહીંથી કેટલે દૂર હશે?"

"માત્ર બે ગાઉ. જુઓ, પેલું વટવૃક્ષ, જણાય છે તે આપણી પેલી ભયાનક ગુફા પાસે જ આવેલું છે." લાંબો હાથ કરી એક વટવૃક્ષ વીરસિંહને બતાવતાં લક્ષ્મણસિંહે કહ્યું.

"આપણે વિજયગઢની પાસે જ આવી પહોંચ્યા છીએ!" વીરસિંહે આશ્ચર્ય પામીને કહ્યું." એવામાં સ્હામેથી જ્યોતિસિંહને આવતો જોઈ વીરસિંહ તેના તરફ દોડયો અને પ્રેમાતિશયથી તેને ભેટી પડયો. લક્ષ્મણસિંહ પણ ધીમે ધીમે ત્યાં ગયો. વીરસિંહે અત્યંત અધીરતાથી પૂછ્યું:–"ભાઇ! રાંજકુમારીનો પત્તો લાગ્યો કે?"

"હા." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

"તેઓ ક્યાં છે?" પ્રસન્નતાથી વીરસિંહે પૂછ્યું.

"મ્હારી સાથે ગુફામાં ચાલો એટલે હું આપને રાજકુમારીનું દર્શન કરાવું. રાજકુમાર! હું આપને તેડવા માટે જ આવતો હતો. આપ રત્નગઢથી અહીં શા માટે આવતા હતા?" જ્યોતિસિંહે કહ્યું.

"એ સઘળી હકીકત તમને લક્ષ્મણસિંહ કહેશે; પ્રથમ તમે ગુફામાં ચાલો." લક્ષ્મણસિંહે તૈયાર કરેલા અશ્વપર સ્વાર થતાં વીરસિંહે કહ્યું.

વીરસિંહે ગુફા તરફ પોતાનો ઘોડો દોડાવ્યો. જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ પણ તેની પાછળ પાછળ જવા લાગ્યા. ગુફા પાસે જઈ પહોંચતાં જ રાજકુમારને ઉદ્દેશીને જ્યોતિસિંહે કહ્યું:–"રાજકુમાર! હવે મ્હારે નિરુપાયે આપની આંખોપર પાટો બાંધવો પડશે."

મૃગલોચનીને મળવાની અધીરતાથી વીરસિંહ પાટો બંધાવવાને

તૈયાર થયો. જ્યોતિસિંહે હસીને કહ્યું:—"રાજકુમાર! ધીરજ રાખો. હવે તમારી આંખોપર પાટો બાંધવાની જરૂર નથી; પરંતુ ભવિષ્યમાં તમે સવિશેષ સાવધાનતા રાખજો." આમ કહીને તેણે દરવાજો ઉઘાડયો. અંતે તેઓ જ્યારે નાળાના કિનારા પાસે જગન્નાથજી નિકટ જઈ પહોંચ્યા ત્યારે ઊંચો હાથ કરી જ્યોતિસિંહે કહ્યું:—"રાજકુમાર! જુઓ, ઉપરથી રાજકુમારી આપણા તરફ જોઇ રહ્યાં છે?"

ખરેખર, રાજકુમારી વીરસિંહને ગુફામાં આવેલો જોઈ એકાગ્રદૃષ્ટિથી તેના તરફ જોઇ રહી હતી. રાજકુમાર વ્યાકુળતાથી એ ગગનચુંબિત પર્વતપર ચઢવાને તેની તળેટી તરફ ધસ્યો; પરંતુ તેને આગળ વધતો અટકાવીને જ્યોતિસિંહે કહ્યું:—"રાજકુમાર! કોઇ પણ પ્રયત્નથી આ પર્વતપર ચઢી શકાય તેમ નથી. જો પર્વતપર ચઢી શકાતું હોત તો હું રાજકુમારીને સાથે લઇને જ નગરમાં ન આવત કે?"

અત્યંત નિરાશ બની જઇ વીરસિંહ મૃગલોચની તરફ જોઈ રહ્યો. બન્નેનાં નેત્રોમાંથી અશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી. વાંચકબંધુઓ! આ હૃદયદભેદક દેખાવનું વર્ણન નિર્જીવ શબ્દોથી થઇ શકવું સર્વથા અસંભવ છે. જે પ્રિયતમા માટે રાજકુમારે રાજવૈભવનો ત્યાગ કરી આજ સૂધીમાં અનેક જીવસટોસટનાં જોખમો ખેડયાં હતાં તે પ્રિયતમાનું દૈવયોગે દર્શન થયા છતાં તે તેની સાથે વાતચિત સુદ્ધાં કરી શકતો નથી!

જ્યોતિસિંહે હવે શું કરવું એ સંબંધી જગન્નાથજીને પ્રશ્ન કર્યો તો તેણે ઉત્તર આપ્યો કે, "મહાન્ પરિશ્રમ કર્યા સિવાય રાજકુમારને મળી શકાશે નહિ! જે રસ્તેથી તેઓ આ સ્થળે આવી

ચઢ્યાં છે તે જ રસ્તેથી આપણે તેમને મળી શકાશું. મ્હેં ગણના કરી જોઇને જ આવો નિશ્ચય કર્યો છે. બીજી આપણે જેટલી મહેનત કરીશું તે સઘળી વ્યર્થ થશે; માટે રાજકુમારી કયા રસ્તેથી કેવી રીતે આ ગગનચુંબિત પર્વતપર આવી ચઢ્યાં છે એ તેમને પૂછીને જાણી લેવું જોઇએ. રાજકુમારી કોઇની અદ્ભુત જાદુવિદ્યામાં ફસાયાં છે એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું."

જ્યોતિસિંહને પણ આ સલાહ વ્યાજબી લાગી. તરત જ તેણે ઉચ્ચસ્વરે કહ્યું:—"રાજકુમારી, જેવી રીતે પાંદડાપર તમે તમારી ઇચ્છા લખી જણાવી હતી તેવી જ રીતે તમે કયા રસ્તેથી આ પર્વતપર આવી ચઢ્યાં છો તે જો અમને જણાવો તો અમે તમારી પાસે આવી શકીએ."

બરાબર આ સમયે જ કિશોરીને પોતાની પાસે આવેલી જોઇ હર્ષાતિશયથી રાજકુમારી તેને ભેટી પડી. તથા કહ્યું:—"સખિ ! તું મ્હારી પાસે આવી પહોંચી એ ઘણું સારું થયું. જો નીચેથી સર્વ જણ અત્યંત આતુરતાથી આપણા તરફ જોઇ રહ્યાં છે. બ્હેન ! તેઓ જે બોલે છે તે હું બરાબર સાંભળી શકું છું; પરંતુ મ્હારો અવાજ તેઓ સાંભળી શકતા નથી. તેથી હું આ સ્થળે કયાંથી આવી છું એ એક પાંદડાપર લખી તેમને જણાવવાનો વિચાર કરતી હતી એવામાં તું મ્હારા સમક્ષ ઉપસ્થિત થઇ છે." આમ કહી રાજકુમારી કિશોરીનો હાથ પકડી કિનારા તરફ ચાલી. ચાલતાં ચાલતાં કિશોરીએ પૂછ્યું:—"રાજકુમારી, તમને પેલો અદ્ભુત બગલો ગળી ગયો હશે ?!"

"હા—એ બગલાના પેટમાં પડીને જ હું અહીં આવી ચઢી છું. તું પણ મ્હારા જેવી સ્થિતિને આધીન થઇને અત્રે આવી ચઢી

હોઇશ, કેમ ?" રાજનન્દિનીએ ઉત્તર આપી પ્રતિપ્રશ્ન કર્યો.

"ના બ્હેન ! એ બગલાની કરામત તો યુક્તિથી હું જાણી શકી હતી; પરંતુ હું અન્ય સ્થળે સપડાઇ જઇ અત્રે આવી ચઢી છું. એ સઘળી વાતચિત આપણે પછીથી કરીશું." આ પ્રમાણે વાતો કરતી તેઓ પ્રથમના સ્થાને આવીને ઊભી રહી. કિશોરીએ રાજકુમાર તરફ જોયું. કિશોરીને રાજકુમારી પાસે જોઈ સર્વેના અંતરમાં ધૈર્ય ઉપજ્યું. પર્વતની ઉચ્ચતા વગેરે જોઈ રહ્યા પછી કિશોરીએ કહ્યું:—"બ્હેન ! પાન પર લખીને નીચે ફેંકવાની જરૂર નથી. મ્હારો અવાજ રાજકુમાર સાંભળી શકશે; તેથી હું તેમને સઘળી વાત કહું છું; જેથી એ લોકો આપણને છોડાવવાનો કાંઈ બંદોબસ્ત કરશે. મ્હને તો એમ જ લાગે છે કે, હજી આપણે થોડા દિવસ સૂધી અહીં રહેવું પડશે. ઇશ્વર કરે તે ખરું."



## પ્રકરણ ૬ ઠું.

---

### મૃગલોચની અને કિશોરીનું મિલન.

હવે પેલા ભેદભરમોથી ભરપૂર ખંડેરમાંથી કિશોરી મૃગલોચની પાસે કેવી રીતે જઇ ચઢી તેનું વર્ણન કરવાની જરૂર છે. ભોંયરાના એક દ્વારને મંડપના મજબુત થાંભલા સાથે બાંધેલું રહેવા દઇ તે ભોંયરામાં ઉતરી એક ઓરડીમાં જઇ પહોંચી. એ ઓરડીની ભીતમાં દરવાજાનાં ચોકઠાંઓ હતાં; પરંતુ તેમાં બારણાં નહોતાં. ઓરડીની બ્હાર ઊભા રહી કિશોરીએ સૂક્ષ્મદૃષ્ટિથી સઘળું જોઇ લીધું. પછીથી જેવો તેણે એ ઓરડીમાં પ્રવેશ કર્યો કે તરત જ પાછળથી ચોકઠાના

ઉપલા ભાગમાંથી લોખંડના દરવાજા જેવો એક પડદો મ્હોટા અવાજ સાથે નીચે પડયો. એ ઓરડીનું દ્વાર બંધ થઈ ગયેલું કિશોરીને માલૂમ પડયું. આ ઓરડામાં અત્યંત અંધકાર હોવાથી તેમાંથી બ્હાર નીકળવાનો એકે માર્ગ નહોતો. અંધકારમાં વ્યાકુળતાથી માર્ગ શોધતી શોધતી કિશોરી એક ન્હાના ખાડામાં જઇને પડી. તે સાથે પુનઃ પૂર્વવત્ અવાજ સાથે બીજી તરફનો દરવાજો ઉઘડી ગયો. ઓરડીમાં પ્રકાશનો વિસ્તાર થયો. ઉઘાડા થયેલા દ્વારમાંથી જોતાં બ્હાર એક રમણીય પુષ્પોદ્યાન આવેલો કિશોરીની નજરે પડયો. એ ઉદ્યાનમાં વિવિધ પ્રકારની પુષ્પલતાઓ એકબીજીને અલિંગન કરી રહેલી જોવામાં આવતી હતી. બાગના એક ભાગમાં નહેર આવેલી હતી. એ નહેરનું પાણી સઘળી વૃક્ષલતાઓ અને પુષ્પલતાઓને સજીવ સ્થિતિમાં રાખતું હતું. બાગમાં એક ન્હાનો આરસપત્થરનો ચબુતરો હતો. કિશોરી ફરતી ફરતી એ ચબુતરા પાસે જઈ પહોંચી. આ ચબુતરાના આરસપત્થરો કાળા રંગના હતા. તેનાપર આરસપત્થરનું એક નકસીદાર સિંહાસન હતું. એનાપર આરસપત્થરનો એક પત્થર ગોઠવેલો હોઇ તેમાં નીચે લખેલો અક્ષરો કોતર્યા હતા.

"આ જાદુઈ ખંડેરમાં જે મનુષ્ય ફસાય છે. તે કદાપિ બ્હાર નીકળી શકતું નથી. આ જાદુઈ ખંડેરનો સઘળો ભેદ જાણનારને અખૂટ ખજાનો મળશે; પરંતુ આ જાદુઈ ખંડેરનો ભેદ જાણવાનો પ્રયત્ન કરનાર કોઈ બહાદુર રાજવંશી પુરુષ હોવો જોઇએ."

કિશોરીએ લક્ષ્યપૂર્વક આ હકીકત વાંચી લીધી. હવે જ તેની ખાત્રી થઇ કે, આ ખંડેરમાંથી કદાપિ બ્હાર નીકળી શકાય તેમ નથી. આ શિલાલેખને ઉપાડી જોવાની ઇચ્છા થતાં ચબુતરાપર સાવધાનતાથી ચઢી તે વાંકી વળી અને જેવો તેણે એ શિલાને સ્પર્શ

કર્યો કે તરત જ તે બેશુદ્ધ બની જઈ નીચે પડી સમસ્ત દિવસ તે આવી બેશુદ્ધાવસ્થામાં જ પડી રહી. સંધ્યાકાળે તે શુદ્ધિમાં આવી એટલે નહેર પાસે જઈ સ્વચ્છ જળથી તેણે મ્હોં ધોયું. નિરાશ અને વ્યાકુળ ચિત્તે તે આમ તેમ ફરવા લાગી. રાત્રિનો સમય ઉપસ્થિત થવા લાગ્યો અને તે સાથે એ ચબુતરામાંથી એક અવર્ણનીય પ્રકારનો પ્રકાશ નીકળવા લાગ્યો. એ ચબુતરાનું એક પણ અંગ એવું નહોતું કે, જે પ્રકાશતું ન હોય. આ પ્રકાશ ક્યાંથી નીકળતો હતો એ જાણવાની જીજ્ઞાસાથી કિશોરીએ સર્વ સ્થળે પોતાનો હાથ ફેરવી જોયો; પરંતુ તે કાંઇ સમજી શકી નહિ. આશ્ચર્ય, ભય અને નિરાશામાં તેણે સમસ્ત રાત્રિ જાગરણમાં જ પસાર કરી. સ્હવાર થતાં ચબુતરો કાળા પત્થરોનો જ દેખાવ લાગ્યો. કિશોરી પાછી બાગમાં ફરવા લાગી. ફરતી ફરતી તે બાગની દિવાલ પાસે જઇ પહોંચી. એ દીવાલ તરફ દષ્ટિ રાખીને વિચારવા લાગી:–“આ દિવાલ બહુ ઊંચી હોવાથી તેનાપર ચઢીને બીજી બાજુએ જઇ શકાય તેમ નથી; નહેરનું મ્હોં ઘણું પહોળું હોવાથી એ તરફથી દિવાલની પેલી બાજુએ સહેલાઇથી જઈ શકાય તેમ છે. ” વિચાર કરી જોતાં આ માર્ગ તેને ઠીક લાગ્યો. સાહસનો સંચય કરી ડુબકી મારીને અલ્પકાળમાં જ તે નહેરની બ્હાર નીકળી ગઇ. બાગની બ્હાર નીકળી કિનારાપર તે ઊભી રહી. પછીથી તે ચોતરફ દષ્ટિ ફેરવવા લાગી એટલે ઊંચા ગગનચુંબિત પર્વતો સિવાય બીજું કાંઇ તેની નજરે પડયું નહિ. એક ટેકરાપર પોતાનાં ભીંજાયલાં વસ્ત્ર સુકવ્યા પછી એ વસ્ત્રો પહેરીને પુનઃ તે પર્વતો વચ્ચેથી વહેતા એક ઝરાને કિનારે આગળ ચાલવા લાગી. એ કિનારાપર અનેક સ્થળોએ ઉચ્ચવૃક્ષો એક બીજાંની સાથે સંલગ્ન થઇ ગયેલાં હતાં. પહાડપર જવાનો એકે

માર્ગ નહોતો. મધ્યાન્હકાળ થતાં સુધીમાં તેણે ત્રણ ગાઉ જેટલો માર્ગ કાપ્યો. પછીથી આગળ જવાનો માર્ગ નહોતો, કેમ કે સ્હામે પણ એક ઉંચો પહાડ હતો. એ પહાડપરથી પાણી નીચે ઉતરીને ઝરો વહેતો હતો. એ પહાડની નીચેની બાજુએ લગભગ દશેક ગજ લાંબો અને એક ગજ પહોળો એક અજગર હતો. જેનું મ્હોં ખુલ્લું હતું. એ મ્હોંનાં જડબાં એટલાં બધાં પહોળાં હતાં કે, એમાં કોઇ પણ મનુષ્ય સહેલાઇથી પ્રવેશ કરી શકે તેમ હતું. આ મ્હોંની સ્હામે આરસનો એક ચોરસ પત્થર જમીનમાં પડેલો હતો. અજગરને જોવા માટે કિશોરી તેની સ્હામે ગઇ. તેણે જેવો સ્હામે પડેલા પત્થરપર પોતાનો પગ મૂક્યો કે તરતજ અજગર ધીમે ધીમે શ્વાસ લેવા લાગ્યો. કિશોરીના પગ પત્થરપર જાણે બંધાઇ જ ગયા. તેનાથી નીચે ઉતરી શકાયું નહિ. અલ્પકાળમાં જ અજગર તેને ગળી ગયો; તે સાથે જ એ બેશુદ્ધ બની ગઇ.

જ્યારે કિશોરી શુદ્ધિમાં આવી ત્યારે પોતે એક ઓરડીમાં કર્મધર્મસંયોગે આવી પડેલી છે એમ તેને માલૂમ પડયું. એ ઓરડી માત્ર દશબાર માણસો બેસી શકે એટલી જ મ્હોટી હતી. આશ્ચર્યચકિત, વિસ્મિત અને ભયભીત સ્થિતિમાં કિશોરી થોડા સમય સુધી ચિંતામગ્ન ચિત્તે એ ઓરડીમાં બેસી રહી. અનેકવિધ વિચારો તેના અંતરમાં ઉપજવા લાગ્યા. આ સઘળા રહસ્યનો ભેદ તે સમજી શકી નહિ. અંતે કાંઇક સ્વસ્થ થયા પછી સીડી ચઢીને તે એ ઓરડીની છતપર ગઇ. છતપર જતાં જ સીડીનો દરવાજો બંધ થઇ ગયો. નીચે ઉતરવાનો રસ્તો રહ્યો નહિ. છત ઉપર ઊભી રહી કિશોરી ચોતરફ આવેલા પહાડો જોવા લાગી. સ્હામે એક ન્હાની ગુફા નજરે પડી. એ ગુફામાં વિશેષ અંધકારનો વિસ્તાર થયેલો નહોતો; કેમ કે

આગળથી એનો પ્રકાશ આવતો હોય એમ લાગતું હતું.

કિશોરીએ લાચારીથી એ ગુફામાં પ્રવેશ કર્યો. ગુફામાં થોડે દૂર થતાં જ તેણે જોયું કે, રાજકુમારી મૃગલોચની કેટલાંક મ્હોટાં પાન પોતાની પાસે એકઠાં કરી એક ઠેકાણે બેઠી હતી. તેણે મૃગલોચની પાસે જઇને જેયું તો માલૂમ પડયું કે તે પૃથિવીથી અતિ ઉચ્ચ ગગનચુંબિત પર્વતના શિખરપર આવી ચઢી હતી.

## પ્રકરણ ૭ મું.

—(०)—

### જાદુઇ પુસ્તકની પ્રાપ્તિ અને ગૂમ થવું !

કિશોરીએ નીચેનાં માણસો તરફ જોઇને કહ્યું:—"મહારાણા કનકસિંહે અમને જે ગુફામાં કેદ કરી રાખી હતી એ ગુફાની દક્ષિણે લગભગ સાત ગાઉના અંતરે એક જીર્ણ ખંડેર આવેલું છે. એ ખંડેરમાં એક પ્રત્થરનો અદ્‌ભુત કારીગરીવાળો બગલો છે. એ બગલો રાજકુમારીને ગળી ગયો હતો. જો કોઇ પણ રીતે એ ખંડેરની જાદુઇ વિદ્યા જાણવાને તમે સમર્થ થશો તો જ અમારો જીવ બચશે. હું ઘણી સાવધાનતાથી એ ખંડેરમાં રાજકુમારીને શોધતી હતી; પરંતુ હું પણ ફસાઈ પડી છું. જે ગુફામાં કનકસિંહે અમને કેદ કરી રાખી હતી એ ગુફા રામગઢની કયી દિશાએ છે તેની મ્હને માહિતી નથી.

કિશોરીનાં વચનો સ્પષ્ટતાથી સર્વેએ સાંભળ્યાં. વીરસિંહ મહારાણા કનકસિંહપર અત્યંત ક્રોધે ભરાયો. કનકસિંહ ત્યાં જ હતો. ક્રોધાવેશમાં પોતાની કમરપર લટકતી તલ્વારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી વીરસિંહ સપાટો કનકસિંહના અંગપર ધસ્યો. મહા-

રાણી કળાવતી આ સઘળો તમાશો જોતી ત્યાં બેઠી હતી. તેણે વીરસિંહને નગ્ન તલવાર હાથમાં લઇ પોતાના સ્વામીના અંગપર ધસી આવતો જોઇ તેના ચરણોમાં નમી પડીને નમ્રતાથી કહ્યું:—"રાજકુમાર! આપ પ્રથમ મ્હને કાપી નાખો. વૈધવ્યની દારુણ વ્યથા હું એક ક્ષણ માટે પણ વેઠી શકીશ નહિ. નિશાનાથ ચંદ્રના સિવાય જેવી રીતે રાત્રિ અંધકારમયી કાળરાત્રિ ગણાય છે તેવી જ રીતે પતિ સિવાય પત્ની પણ અમંગલકારિણી ગણાય છે, પતિ એજ સંસારમાં સ્ત્રીજાતિનું સર્વસ્વ છે; માટે પ્રથમ આ અભાગિનીના જીવનનો જ સંહાર કરો."

આ સમયે જ્યોતિસિંહે રાજકુમારનો હાથ પકડી લીધો અને તેને વિવિધ વચનો સંભળાવી શાન્ત કર્યો. વીરસિંહે જ્યોતિસિંહને ઉદ્દેશીને કહ્યું:—"જો તમને ઉચિત લાગતું હોય તો રાજકુમારીનાં માબાપને પણ અહીં લઇ આવીને તેમને રાજકુમારીનું દર્શન કરાવો. એથીએમના અંતરમાં પણ ધૈર્ય ઉત્પન્ન થશે અને તેમની ચિંતા ઓછી થઈ જશે."

"એમ કદાપિ થઇ શકે તેમ નથી. આ ગુફાને આપ સામાન્ય ગુફા ન સમજશો. તેમને જે કાંઇ કહેવાનું છે એ મ્હોંડેથી જ કહેવામાં આવશે. હવે કુમારીનો જીવ બચાવવાની ચિંતા આપણે રાખવી જોઇએ. ચાલો, મહારાણા જયસિંહને સઘળી હકીકત કહી સંભળાવી આપણને જે ખંડેરનો પત્તો કિશોરીએ આપ્યો છે એ ખંડેર તરફ આપણે જઇએ." જ્યોતિસિંહે કહ્યું.

આ પ્રમાણે કહી જ્યોતિસિંહે પુનઃ કિશોરીને પોકારીને કહ્યું:—"અમે સર્વ એ ખંડેર તરફ જઇએ છીએ. કોણ જાણે કે એ ખંડેરની જાદુઇ વિદ્યાનો ભેદ જાણતાં કેટલાક દિવસો લાગશે! તું

રાજકુમારીને ધીરજ આપતી રહેજે. તેમને કોઈ પણ પ્રકારનું કષ્ટ ન વેઠવું પડે એ સંબંધી સંભાળ રાખજે. તમને ભોજન સામગ્રી અને વસ્ત્રાદિ પહોંચાડી શકાય એવો પણ એકે ઉપાય નથી તેથી અમે લાચાર છીએ!"

આ વાકયોના ઉત્તરમાં પર્વતપરથી કિશોરીએ કહ્યું:–"ચિંતા કરશો નહિ. અહીં ખાનપાનનું કષ્ટ વેઠવું પડે એમ નથી. અત્રે વિવિધ પ્રકારના મેવાનાં અસંખ્ય વૃક્ષો છે, તથા ઝરાઓનું સ્વચ્છ જળ પીવાને મળી શકે છે. તમે જે કાર્ય કરો તે ઘણી સાવધાનતાથી કરજો. મ્હને એટલું માલૂમ પડયું છે કે, રાજકુમાર સિવાય એ અદ્‌ભુત ખંડેરના રહસ્યનો ભેદ કોઈ ઉકેલી શકે તેમ નથી; પરંતુ તમે રાજકુમારને એક ક્ષણ માટે પણ તમારાથી અલગ કરશો નહિ."

પછીથી મહારાણા કનકસિંહ અને તેની રાણીને એ ગુફામાં જ રાખી, રાજકુમાર વીરસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથ જ્યોતિષીજી બ્હાર નીકળ્યા. બ્હાર નીકળી ગુફાને પાછાં બન્ને તાળાં વાસવામાં આવ્યાં. પછીથી વીરસિંહે લક્ષ્મણસિંહને સઘળા સમાચાર પોતાનાં માતાપિતાને જણાવવાને વિજયગઢ તરફ મોકલ્યો, તથા વિજયગઢથી તેને રત્નગઢ તરફ આવવાની સૂચના કરી. લક્ષ્મણસિંહ તરત જ વિજયગઢ તરફ વિદાય થયો.

સ્હવારનો જ રાજકુમાર રત્નગઢમાં કોઈને કાંઈ કહ્યા કર્યા સિવાય નીકળી પડેલો હોવાથી મહારાણા જયસિંહે અત્યંત ઉદાસ બની જઈ પોતાના કેટલાક ગુપ્તદૂતોને વીરસિંહની શોધમાં ચોતરફ રવાના કર્યા હતા. સંધ્યાકાળના અરસામાં વીરસિંહ અને તેના બન્ને સાથીઓ રત્નગઢ જઈ પહોંચ્યા. તેઓ સર્વ મહારાણા જયસિંહને મળવા

ગયારાજાએ વીરસિંહને જોતાંની સાથે જ સહર્ષવદને પૂછ્યું:—"વીરસિંહજી ! અમને ખબર આપ્યા સિવાય તમે ચાલ્યા ગયેલા હોવાથી અમને ઘણી ચિંતા થતી હતી. સ્હવારે તમે એકાએક ક્યાં ચાલ્યા ગયા હતા ?"

વીરસિંહ મૌન ધારણ કરી બેસી રહ્યો. જ્યોતિસિંહે કહ્યું:—"રાજેન્દ્ર ! ઉતાવળનું કાર્ય હોવાથી જ રાજકુમારને એકાએક ચાલ્યા આવવું પડયું હતું." આમ કહી તેણે પ્રથમ યુદ્ધના આરંભથી તે મહારાણા કનકસિંહની રાણીને ઉપાડી જવાની, ગુફામાં મૃગલોચની જોયાની, ત્યાં વીરસિંહને લઇ ગયાની, પુનઃ તે ગુફામાંથી રાજનન્દિનીના ગૂમ થયાની, જગન્નાથ જ્યોતિષીએ પોતાનો પક્ષ સ્વીકાર્યાની તથા પેલી ગુફામાં ઉચ્ચ પર્વતપર રાજકુમારી અને કિશોરીનું દર્શન થયાની સઘળી હકીકત જયસિંહને કહી સંભળાવી તથા પેલા અદ્દભુત ખંડેરની વાત પણ કરી. અંતે તેણે કહ્યું:—"રાજેન્દ્ર ! હવે એ ભયંકર ખંડેરનો ભેદ જાણવાની અમારી પ્રબળ ઇચ્છા છે !"

આ સઘળી હકીકત સાંભળવામાં આવતાં રાણા જયસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું:—"ખરેખર, તમે મહાભારત કાર્ય કર્યું છે. વળી તમે જણાવો છો કે એ ગુપ્તખંડેર રાણા કનકસિંહના રાજ્યની સરહદમાં આવેલું છે; તેથી રાણો કનકસિંહ આપણી કેદમાં હોવા છતાં તમે યુદ્ધના પૂર્ણ બંદોબસ્ત સાથે ત્યાં જાઓ એ જ ઉત્તમ છે. અમે પણ તમારી સાથે આવીએ તો ઠીક એમ અમને લાગે છે."

"આપને તકલીફ લેવાની જરૂર નથી. અમારી સાથે થોડું સૈન્ય આવશે એટલે થયું." જ્યોતિસિંહે નમ્રતાપૂર્વક કહ્યું.

"એ ખંડેરની ખૂબીઓ જાણવાની મ્હારી જીજ્ઞાસા છે." આમ કહી જયસિંહે પોતાની પાસે બેઠેલા દીવાન હરિસિંહને કહ્યું:— "રાજકુમારનું સઘળું સૈન્ય અને આપણી બે પલટણોને કાલે પ્રભાતકાળે રામગઢ તરફ લઇ જવાની છે; માટે તેઓ સર્વ પ્રકારની તૈયારી કરી રાખે એવી તેમને સૂચના કરી દેજો."

બીજા દિવસે પ્રભાતકાળે લક્ષ્મણસિંહ પણ વિજયગઢથી આવી પહોંચ્યો. દીવાન હરિસિંહને સઘળી રાજ્યવ્યવસ્થા સ્વાધીન કરી રાણો જયસિંહ, વીરસિંહ, જ્યોતિસિંહ વગેરે સૈન્યસહ રામગઢ તરફ વિદાય થયા. ચાર દિવસ સુધી માર્ગક્રમણ કર્યા પછી તેઓ પાંચમા દિવસે રામગઢની સરહદમાં જઈ પહોંચ્યા. જ્યારે આ સમાચાર મહારાણા કનકસિંહના દીવાનના જાણુંવામાં આવ્યા ત્યારે તે ઘણો ગભરાયો; કેમ્ કે રામગઢના સૈન્યમાં હવે રણસંગ્રામમાં ઘુમવા જેટલી શક્તિ રહી નહોતી એથી તે નજરાણું લઇને મહારાણા જયસિંહની મુલાકાત કરવા તેની છાવણીમાં આવ્યો. આ સમાચાર જયસિંહના જાણવામાં આવ્યાં ત્યારે તેણે રામગઢના દીવાનને એમ કહેવડાવ્યું કે, "અમારી મુલાકાતે આવવાની આવશ્યક્તા નથી. અમે કાંઈ રામગઢપર ચઢાઇ કરવાને આવ્યા નથી. તમારો મહારાણો અમારી કેદમાં પડેલો હોવાથી રામગઢને અમે અમારા હાથમાં આવેલું જ સમજીએ છીએ. અમારો અત્રે આવવાનો ઉદ્દેશ જૂદો જ છે." લાચાર થઇને દીવાન પાછો ફર્યો; કિન્તુ રાણો જયસિંહ શા ઉદ્દેશથી પોતાના રાજ્યની સરહદમાં આવેલો છે એ જાણવાની પ્રબળેચ્છા તેનાં અંતરમાં ઉપજી આજ સુધી પેલા અદ્દભુત ખંડેરનાં અસ્તિત્વની કોઇને માહિતી નહોતી. કોઇએ એ અનેકવિધ રહસ્યપૂર્ણ ખંડેર જોયું સુદ્ધાં નહોતું; કિન્તુ હવે એ

ખંડેરની વાર્તા ગુપ્ત રહી નહિ. ધીમે ધીમે સર્વના જાણુવામાં આવી ગયું કે, કોઈ સ્થળે એક અદ્દભુત ખંડેર આવેલું હોઇ તેનો ભેદ જાણુવા માટે વીરસિંહનું આગમન થયું છે. જ્યોતિસિંહે એ ખંડેર ક્યાં આવેલું છે તેની તપાસ કરવા માટે પોતાના ઘણા ગુપ્તદૂતોને મોકલ્યા. બે દિવસ સૂધી શોધ કરી ત્યારે ખંડેરનો પત્તો લાગ્યો એટલે રાણા જયસિંહે પોતાના સમસ્ત સૈન્યની છાવણી એ ખંડેર સ્હામે આવેલા અરણ્યમાં જ નાખી.

જયસિંહ, વીરસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જ્યોતિષીએ અદ્દભુત ખંડેરમાં અધીરતાથી પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કરતાં જ એ ખંડેરમાં ઘણું જાદુઇ રહસ્ય હોવું જોઇએ એવી સર્વની ખાત્રી થઇ. અત્યંત સાવધાનતાથી ફરતા ફરતા તેઓ સર્વ પેલા બગલા પાસે જઈ પહોંચ્યા. એ બગલો જ રાજકુમારીને ગળી ગયો હતો એવી હકીકત જ્યોતિસિંહ વગેરેએ કિશોરીના મુખે સાંભળી હતી; તેથી સર્વ એ બગલાથી દૂર ઊભા રહ્યા. બગલાની હિલચાલ જોઇને રાણો જયસિંહ, વીરસિંહ વગેરે અત્યાશ્ચર્ય પામ્યા. તેની અદ્દભુત ચાંચોનું ઉઘડવું, પાંખોનું ફેલાવવું, તથા પોતાની પાછળની વસ્તુને ગળી જવાની તેની આશ્ચર્યજનક સ્થિતિ વગેરે જોઇ સર્વ અત્યંત વિસ્મિત બની ગયા. સર્વ જણ એ બગલાને બનાવનારની અપૂર્વ કાર્યકુશળતાની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા. પછીથી બીજી વસ્તુઓ જોતા જોતા તેઓ સર્વ જે ભોંયરામાં કિશોરી ઉતરી હતી એ ભોંયરા પાસે જઈ પહોંચ્યા. દરવાજાનું એક દ્વાર ચાદરથી મંડપના થાંભલા સાથે બંધાયેલું જોઇને જ્યોતિસિંહ સમજી ગયો કે, એ કિશોરીનું જ કાર્ય હોવું જોઇએ; કેમ કે ચાદરના એક છેડાપર કિશોરીનું નામ હતું. પછીથી આગળ જતાં તેઓ પેલી કૂવાવાળી ઓરડીમાં

જઇ પહોંચ્યા. ત્યાંથી તેઓ પેલા પત્થરના ચબુતરા પાસે કે જે ચબુતરાપર એક પત્થરનો માણસ ચોપડી વાંચતો સૂતો હતો ત્યાં ગયા. કિશોરીની માફક જ્યોતિર્સિંહે પણ અહીં ભૂલથાપ ખાધી. તેણે એ ચબુતરાનો પગથીઆપર જેવો પોતાનો પગ મૂકયો કે તરત જ એ પત્થર પ્રચંડ અવાજ સાથે ખુલ્લો થઇ ગયો, અને જ્યોતિ-સિંહ ધક્કો લાગવાથી દૂર જઇને પડયો. આવો પ્રકાર જોઈ વીર-સિંહ હસી પડયો; કિન્તુ લક્ષ્મણસિંહને ઘણો ક્રોધ ઊપજ્યો. તે બોલી ઊઠયોઃ—" આ સઘળાં કારસ્થાન ચબુતરાપર સૂઇ રહેલા મા-ણસનાં જ છે. ધીરજ રાખો, હું એની બરાબર ખબર લઉં છું !" આમ કહી કૂદકો મારી તેણે સૂઇ રહેલા માણસના મ્હોં પર જોરથી એક તમાચો માર્યો. તમાચો વાગતાં જ એ માણસ તરત જ બેઠો થઇ ગયો અને તેનું મ્હોં પણ ખુલ્લું થઇ ગયું. એના મ્હોંમાંથી ભુંગળાની માફક પુષ્કળ હવા નીકળવા લાગી. થોડા સમયમાં જ એક મ્હોટો અવાજ થયો, અને તે સાથે આખું ખંડેર ડોલવા લાગ્યું. ધરતીકંપ થયો હોય એવી રીતે ધરા ધ્રૂજવા લાગી. આથી સર્વે અ-ત્યંત ભય પામ્યા.

" હવે અત્રે વિશેષ સમય સુધી રોકાવું શ્રેયસ્કર નથી. ચાલો, સત્વર આ ખંડેરમાંથી આપણે બ્હાર નીકળી જઇએ." આ પ્રમાણે કહી વ્યાકુળ બની જઇ ભયની ભાવનાથી જ્યોતિષી સર્વથી આગળ નાસવા લાગ્યો. તેની પાછળ બીજાઓ પણ નાસવા લાગ્યા. કોઇના પણ પગ ધ્રૂજતી પૃથિવીપર સ્થિર રહી શકતા નહોતા. ઠોકરો ખાતા, અથડાતા કુટાતા તેઓ સર્વ ખંડેરમાંથી બ્હાર નીકળ્યા. ત્વરાથી શ્વાસ લેતા લેતા દૂર ઊભા રહી ભયપૂર્ણ દૃષ્ટિથી તેઓ ખંડેર તરફ જોઇ રહ્યા. અદ્યાપિ આખું ખંડેર ધ્રૂજતું હતું. સઘળા સૈનિકોએ

પણ આ દેખાવ જોયો. લગભગ બે કલાક સુધી આવી રીતે ખંડેર હાલ્યું સાંજ પડતાં ઉપસ્થિત થયેલો ઉત્પાત શાન્ત થઇ ગયો. હવે શું કરવું અને રાજકુમારીને કેવી રીતે બચાવવાં તેનો વિચાર કરતા સર્વે રાણા જયસિંહના તંબૂમાં બેઠા.

"જ્યોતિસિંહ ! હવે શું કરવું તમને ઉચિત લાગે છે ?!" રાજાએ અધીરતાથી પૂછયું.

"રાજેન્દ્ર ! આપ સહજ પણ ચિંતા કરશો નહિ. ઇશ્વરપર વિશ્વાસ રાખી આપણે પ્રયત્ન કર્યા કરીશું તો આપણને નિષ્ફળતાની પ્રાપ્તિ નહિ જ થાય. આપ ઇશ્વરપર વિશ્વાસ રાખી નિશ્ચિંત રહો." આમ કહી જ્યોતિસિંહે જગન્નાથજીને ઉદ્દેશીને કહ્યું:—"જોશીરાજ ! તમારી વિદ્યાની હવે ખાસ જરૂર પડી છે. તમે પાસા ફેંકીને ગણના કરી જુઓ કે, આ અદ્દભુત ખંડરનો ભેદ કોના હાથે કેવી રીતે ખુલ્લો થશે ?"

"હા હા, પંડિતજી, કૃપા કરી તમે સત્વર તમારી વિદ્યાના બળથી આટલો ખુલાસો કરો." રાણાએ ઉત્તેજનાસૂચકસ્વરે કહ્યું.

"રાજેન્દ્ર ! આ વિષય એટલો બધો રહસ્યમય છે કે તેનો ભેદ ત્વરાથી જાણી શકાય તેમ નથી. હું રાત્રે નિશ્ચિંતતાથી પાસા ફેંકીને સઘળી ગણના કરી જોઇશ; પછીથી પ્રભાતકાળે આપણને સર્વેને જેમ યોગ્ય લાગશે તેમ આપણે કરીશું. આજના બનાવનો વિચાર કરતાં આ ખંડેરનો ભેદ સત્વર આપણે જાણી લઇ રાજકુમારીની મુક્તિ કરી શકીએ એમ મ્હને લાગતું નથી." જગન્નાથ જ્યોતિષીએ વિષણ્ણવદને કહ્યું.

"જ્યારે એમ જ છે તો આપ હવે રત્નગઢ તરફ પધારો તો સારું. પ્રજાજનોની સંભાળ રાખવા માટે આપે રાજધાનીમાં જ રહેવું જોઇએ." જ્યોતિસિંહે કહ્યું, અને આ મતને સર્વેએ ટેકો આપ્યો.

એટલે પોતાની નામરજી હોવા છતાં મહારાણો જયસિંહ રત્નગઢ પાછો જવાને તૈયાર થયો. થોડા સૈન્યને પોતાની સાથે લઈ તે રત્ન-ગઢ તરફ બીજા દિવસે પ્રભાતકાળે વિદાય થયો.

જ્યોતિષી જગન્નાથે રાત્રિનો સઘળો સમય પાસા ફેંકી ગણિત ગણવામાં પસાર કર્યો. વીરસિંહ, જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ પણ સમસ્ત રાત્રિ તેની પાસે જ બેસી રહ્યા. લક્ષ્યપૂર્વક સંપૂર્ણ ગણના કરી જોયા પછી ગંભીરતાથી જ્યોતિષીએ કહ્યું:—" ગણના કરી જોતાં એમ જણાય છે કે આ જાદુઈ રહસ્ય જાણવાની યુક્તિ આ ખંડેરમાં જ કોઈ સ્થળે દાટેલી એક શિલાપર કોતરેલી છે; તેથી જો આપણે એ શિલા શોધી કાઢીએ તો સઘળો ભેદ સહેલાઇથી ખુલ્લો થઇ જાય."

અંતે થોડો દિવસ ચઢતાં શિલા શોધવાની અત્યંત આતુરતાથી સર્વેએ પુનઃ ખંડેરમાં પ્રવેશ કર્યો. શોધ કરતા ફરતા તેઓ પેલા ચબુતરા પાસે જઇ પહોંચ્યા કે જેનાપર સૂઈ રહેલા માણસને લક્ષ્મ-ણસિંહે જોરથી થપ્પડ મારી હતી. એ માણસ પહેલાંની માફક જ સૂતો સૂતો પુસ્તક વાંચતો દેખાતો હતો. ત્યાં આગળ એ અદ્ભુત માણસને જોવા માટે કિશોરીએ ઇંટો તેમ જ પત્થરોનો જે ઢગલો કર્યો હતો તે જોઇને જ્યોતિષીએ જ્યોતિસિંહને કહ્યું:—" જુઓ, કિ-શોરીએ આ ઢગલાપર ચઢીને જ આ માણસને જોયો હશે ! તમે પણ આ ઢગલાપર ચઢી એ માણસના હાથમાં જે પુસ્તક છે તેમાં શું લ-ખેલું છે તે લક્ષ્યપૂર્વક વાંચી જુઓ !"

જ્યોતિસિંહે ઢગલાપર ચઢી પુસ્તકનું જે પૃષ્ઠ ઉઘાડું હતું તે વાંચી જોયું, તો એમાં આ પ્રમાણે લખેલું હતું:—

આડ ફેર ને અંક જ પાંચ, હાથ . છ ત્રણ આંગળે ખાંચ;
ભરી બરોબર પામે ભેદ, અખૂટ ખજાને પામે તેહ.

આ લીટીઓ મ્હોટેથી વાંચી સંભળાવ્યા પછી જ્યોતિસિંહે કહ્યું:—"આ લીટીઓનો કશો ભાવાર્થ સમજી શકાતો નથી!"

"આપણે એની નકલ ઉતારી લેવી જોઇએ." જગન્નાથે કહ્યું.

લક્ષ્મણસિંહે પોતાથી થેલીમાંથી કાગળ પેન્સીલ બ્હાર કાઢીને તેના પર ઉપર્યુક્ત લીટીઓ ઉતારી લીધી. પછીથી જ્યોતિસિંહે ઢગલાપરથી નીચે ઉતરીને જગન્નાથજીને પૂછ્યું:—"બોલો, હવે શું કરીશું?"

થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી જગન્નાથજીએ કહ્યું:—"હવે આ ખંડેરમાં કોઇ સ્થળે આઠ ફેરવાળો સ્થંભ અથવા ચબુતરો છે કે કેમ તેની શોધ કરવી જોઇએ. જો એનો પત્તો લાગે તો પછી સઘળો ભેદ ખુલ્લો થવાની આશા છે."

આ સલાહ જ્યોતિસિંહ વગેરેને યોગ્ય લાગી. તેઓ સર્વ એવો સ્થંભ તથા ચબુતરો શોધવા લાગ્યા. શોધ કરતા કરતા તેઓ જે ભોંયરામાં કિશોરી ઉતરી હતી તે ભોંયરાના મંડપમાં જઈ પહોંચ્યા. એ સ્થળે ભોંયરાનું દ્વાર બંધ ન થઇ જાય એટલા માટે કિશોરીએ જે થાંભલા સાથે પોતાની ચાદર બાંધી હતી તેમાં જ આઠ ફેર જોવામાં આવ્યાથી જ્યોતિષીએ પ્રસન્નતાપૂર્વક કહ્યું:—"જુઓ, આ સ્થંભમાં બરાબર આઠ ફેર છે! આ જાદુઈ ખંડેરના ભેદની કુંચી આ સ્થંભમાં જ હોવી જોઇએ; કેમ કે, બીજા સઘળા સ્થંભ ઉપરના છજાને લાગેલા છે; પણ માત્ર આ સ્થંભ જ અદ્ધર રહેલો છે."

જ્યોતિસિંહ બોલી ઉઠ્યો:—"બરાબર એમજ હોવું જોઇએ. હવે આ સ્થંભની લંબાઇ હાથથી માપવી જોઇએ. એમ કરવાથી કદાચ વિશેષ ભેદ આપણા જાણવામાં આવશે."

તરત જ લક્ષ્મણસિંહે પોતાની ચાદર એ થાંભલા સાથે સર-

ખાવી ભરી જોઈ તો તે છ હાથ અને પાંચ આંગળ થઇ. જ્યોતિસિંહે પોતાના હાથ ભરી જોયા તો તે પણ છ હાથ અને પાંચ આંગળ થયા. જ્યોતિષીના છ હાથને દશ આંગળ થયા અને અંતે રાજકુમાર વીરસિંહના છ હાથને ત્રણ આંગળ થયા. આથી આનંદ પામીને જ્યોતિષી બોલી ઉઠયો:—"બસ, આજ એ સ્થંભ છે. આ થાંભલાની નીચે જ અખૂટ ખજાનો હોવો જોઇએ અને આ ખંડરના અદ્ભુત ભેદભરમો દર્શાવનારો પત્થર પણ આ સ્થંભ નીચે દાટેલો હોવો જોઈએ. વળી આ સઘળો ભેદભરમ રાજકુમાર વીરસિંહના જ હાથે ખુલ્લો થશે; કેમકે બરાબર કુમારના હાથના માપનો જ એ પુસ્તકમાં ઉલ્લેખ થયેલો છે."

સર્વ અત્યંત આનંદિત બની જઇને લક્ષ્યપૂર્વક એ સ્થંભ જોવા લાગ્યા. જ્યોતિષીએ એ સ્થંભ સાથે બંધાયલો કિશોરીની ચાદરનો છેડો છોડી નાખ્યો, અને રાજકુમાર વીરસિંહજીને ઉદ્દેશીને કહ્યું:—"જુઓ, સઘળી નિશાનીઓ યથાસ્થિત મળી ગઈ છે. પાંચનો આંક પણ અહીં છે." આમ કહીને તેણે સ્થંભની એક બાજુએ કોતરેલો પાંચનો આંક સર્વેને બતાવ્યો, અને વિશેષમાં કહ્યું:—" હવે વિલંબ કરવાનું પ્રયોજન નથી. આ સ્થંભનું માપ રાજકુમારના હાથે જ બરાબર થયેલું હોવાથી તેમણે જ આ સ્થંભ તોડવો જોઇએ!"

તરત કાર્યનો આરંભ કરવા માટે ત્યાં પડેલો એક પત્થર લક્ષ્મણસિંહે રાજકુમારના હાથમાં આપ્યો. જ્યોતિષીની સલાહ અનુસાર વીરસિંહે એ પત્થર બે ત્રણ વખત એ સ્થંભ સાથે પછાડયો; તેથી એ સ્થંભ હાલી ઉઠયો એટલે તેણે તેને જમીનમાંથી બ્હાર ખેંચી કાઢયો. સ્થંભ બ્હાર નીકળતાં જ નીચે એક લોખંડની પેટી હતી તે સર્વના જોવામાં આવી. એ પેટીના ઢાંકણાને એક મજબુત

તાળુ મારેલું હતું. તેને તોડી નાખી પેટી ઉઘાડતાં અંદરથી એવી જ બીજી એક પેટી નીકળી. આવી રીતે ક્રમાન્વયે સાત પેટી ઉઘાડતાં છેવટની પેટીમાંથી એક આરસપત્થરની શિલા બ્હાર નીકળી. એ શિલાપર કેટલાક અક્ષરો લખેલા હતા. વીરસિંહે અત્યંત આતુરતાથી એ શિલાલેખ વાંચવા માંડયો. શિલાપર નિમ્નલિખિત વાકયો લખેલાં હતાં.

"આ જાદુઈ ભેદ ખુલ્લો કરવામાં ઉતાવળ નહિ કરતાં શાન્તિથી તથા સાવધાનતાથી કાર્ય કરજો. રાજકુમાર વીરસિંહજી માટે જ આ સઘળો ખજાનો છે. બાગમાં આવેલા બગલાના મ્હોં સ્હામે જમીનમાં આરસપત્થરની એક શિલા જડેલી છે. તે અનેક રાસાયનિક દ્રવ્યના મિશ્રણુથી બનાવવામાં આવી છે. તેને ઉખેડી તેનો બારીક ભુક્કો કરી, દુધમાં ભીંજાવી એ ભુક્કો જો બગલાના આખા શરીર પર ચોપડશો તો એ બગલો પણ માત્ર બે કલાકના સમયમાં જ પીગળી જશે; કેમ કે તે પણ રાસાયનિક વસ્તુઓનો જ બનેલો છે. એ બગલો પીગળી જતાં તેની નીચેના ભાગમાં તાર, ચક્કર, સળીઆ વગેરેનું યાંત્રિક કામ નજરે પડશે. એ સઘળું ભાંગી નાખવાથી તેની નીચે એક ઓરડી જોવામાં આવશે. બગલો પીગળી ગયેલો હોવાથી એ ઓરડીમાં પ્રકાશનો વિસ્તાર થયેલો હશે. એ ઓરડીમાંથી જ એક ગુપ્તમાર્ગ નીચે થઇને જ મંડપની ઓરડીમાં આવેલા કૂવાના તળીઆ સાથે પહોંચ્યો છે. એ કૂવાંમાં પણ રાસાયનિક વસ્તુઓથી બનેલો એક વૃદ્ધ માણુસ હાથમાં એક પુસ્તક લઇને બેઠેલો જોવામાં આવશે. તેના હાથમાંનું પુસ્તક તમે લઈ લેજો; કિન્તુ પુસ્તક લેવામાં ઉતાવળ કરશો તો ભૂલથાપ ખાઈ તમે એ માણુસના પંઝામાં ફસાઇ પડશો. પહેલાં એ માણુસનો જમણો હાથ ખભા સાથે પક-

ડજો, એટલે તે પોતાનું મ્હોં ઉઘાડશે કે તરત જ તમે તેમાં કપુર ભરી દેજો. એમ કરવાથી એ વૃદ્ધ મનુષ્ય પણ પીગળી જશે. ત્યાર પછી તમે એના હાથમાંનું પુસ્તક લઇ લેજો. એ પુસ્તક ભોજપત્રોનું છે. તેમાં જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણે જ તમે વર્ત્તજો એટલે તમારી સર્વ મનોકામના સફળ થશે."

આ ખુલાસો જાણવામાં આવતાં સર્વના આશ્ચર્યની સીમા રહી નહિ. ઘણા સમય સુધી તેઓ આ ખંડેર બનાવનારનું અપૂર્વ ચાતુર્ય અને કળાકૌશલનો વિચાર કરતા આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી શિલા તરફ જોઈ રહ્યા. અંતે વીરસિંહે આનંદસૂચક સ્વરે કહ્યું:—"હવે ચાલો, આપણે બગલા પાસે જઇને આપણું કાર્ય ચાલુ કરીએ."

"રાજકુમાર! આટલી બધી ઉતાવળ કરવાની આવસ્યક્તા નથી. આપણે અત્યંત ધૈર્ય ધારણ કરીને આ કાર્ય બજાવવાનું છે. હવે આપણે આવતી કાલે પ્રભાતકાળે પુનઃ આ કાર્યમાં પ્રવૃત્ત થઈશું." જગન્નાથ જ્યોતિષીએ સંધ્યાકાળ ઉપસ્થિત થયેલો હોવાથી સલાહ આપી.

આ ખંડેરનો ભેદ જાણવા માટે વીરસિંહ જો કે ઘણો અધીરો બની ગયો હતો; પરંતુ જ્યોતિષીની યોગ્ય સલાહ તેને સ્વીકારવી પડી. પોતાની અધીરતા દબાવીને તેણે પૂછ્યું:—"હવે આપણે આ શિલાને અહીં રાખીશું કે, આપણી સાથે લઈ જઈશું?"

જ્યોતિષીએ એ શિલા સાથે લેવાની સલાહ આપી એટલે તે લઇ સર્વે ખંડેરમાંથી બ્હાર નીકળ્યા, તથા સર્વે શ્રમિત થઇ ગયેલા હોવાથી પોતપોતાના તંબૂમાં વિશ્રાન્તિ લેવા ચાલ્યા ગયા.

રામગઢ રાજ્યની સરહદમાં એક જાદુઇ ખંડેર છે. એમાં રત્નગઢની રાજનન્દિની મૃગલોચની અને તેની સખી કિશોરી ફસાઇ પડી

છે. તેમને છોડાવવા માટે અને એ અદ્‌ભુત ખંડેરનો ભેદ જાણવા માટે રાજકુમાર વીરસિંહે પોતાના સૈન્યસહ જંગલમાં છાવણી નાખી છે એ વર્ત્તમાનનો હવે સર્વત્ર પ્રચાર થઈ ગયો. જાદુ શું હશે ? તેમાં માણસો કેવી રીતે ફસાતા હશે ? રાજકુમાર વીરસિંહ એ ખંડેરના ગુપ્ત રહસ્યને કેવી રીતે જાણી શકશે ? આ સઘળું જાણવાને તથા જોવાને આસપાસનાં ગામોનાં ઘણાં માણસો ખંડેરની પાસેના અરણ્યમાં વીરસિંહની છાવણી પાસે એકઠાં થઇ ગયાં હતાં; કિન્તુ ભયની આશંકાથી ખંડેરમાં પ્રવેશ કરવાનું સાહસ કોઇ કરી શકતું નહોતું. સર્વે બ્હાર ફરીને જ ખંડેરનું દર્શન કરતાં હતાં. વીરસિંહના સિપાહીઓએ કેટલાક બુરખાવાળા સિપાહીઓને એટલામાં ફરતા જોયા હતા, તથા એ સમાચાર તેમણે વીરસિંહને પણ કહ્યા હતા. ભૈરવનાથ, અકબર અને યુસીફને સાથે લઇ મહારાણા કનકસિંહને કેદમુક્ત કરવા ગયો હતો; પરંતુ એ ગુફાના દ્વારને નવીન યુક્તિથી જ્યોતિસિંહે બંધ કરેલું હોવાથી તેને નિરાશ થવું પડયું હતું, અને તેઓ બીજી કોઇ યુક્તિ અજમાવવા રામગઢ પાછા ફર્યા હતા. ત્યાં વીરસિંહ, જ્યોતિસિંહ અને તેના કેટલાક સાથીદારો સૈન્યસહ ખંડેરનો ભેદ ઉકેલવા આવેલા છે એ સમાચાર માલૂમ પડતાં જ તેઓ જંગલમાં આવ્યા. આ જંગલમાં અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથ પણ તેમને મળ્યા. તેમણે સર્વેએ મળી એવો નિશ્ચય કર્યો કે, કોઇ પણ રીતે શત્રુઓના ખંડેરનો ભેદ જાણવાના કાર્યમાં બાધા કરવી જોઇએ આવો નિશ્ચય કરી એ લોકો વેશ બદલીને લશ્કરમાં આમ તેમ ભટકવા લાગ્યા.

બીજે દિવસે વીરસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથ જ્યોતિષી પોતાની સાથે દૂધ, કપુર વગેરે આવશ્યક વસ્તુઓ

લઇ ખંડેરમાં ગયા, અને શિલાલેખ અનુસાર કાર્ય કરવા લાગ્યા. પોતે ખંડેરમાં સ્વકર્ત્તવ્ય બજાવતા હોય એવા સમયે અન્ય એક પણ મનુષ્ય ખંડેરમાં પ્રવેશ ન કરી શકે એટલા માટે તેમણે ખંડેરના પ્રવેશદ્વાર પાસે અને તેની આસપાસ સખ્ત પહેરાનો બંદોબસ્ત કર્યો હતો.

પ્રથમ તો તેઓ સર્વે પેલા બગલા પાસે ગયા, અને તેના મ્હોં સ્હામે જે શિલાને જમીનમાં જડી લેવામાં આવી હતી તે બ્હાર કાઢી, તેનો વાટી ભુક્કો કરીને દૂધમાં ઉકાળ્યો, અને પછીથી એ રસ બગલાના સર્વાંગપર ચોપડયો; એથી જોતજોતાંમાં બગલાનું અંગ પીગળવા લાગ્યું. એ બગલો પીગળી જે પ્રવાહી પદાર્થ નીકળતો હતો તેમાંથી મનોહારિણી આનંદદાયિની સુગંધ આવતી હતી. એ બગલાને જે ચોતરાપર બેસાડયો હતો એ ચોતરો પણ પીગળી ગયો. એટલે નીચે જમીનમાં એક ઓરડી જણાઇ. એ ઓરડીમાં ઉતરવાનાં પગથીઆં સુદ્ધાં હતાં. આ ઓરડીમાં ચોતરફ ઘણું યાંત્રિક કામ જોવામાં આવતું હતું. એ સઘળું યાંત્રિકકામ તેણે તોડી નાખ્યું. પછીથી ચારે જણા એ ઓરડીમાં ઉતર્યા. એ ઓરડીમાંથી તેઓ પેલા કૂવાના તળીઆમાં જઇ પહોંચ્યા. ત્યાં હાથમાં એક પુસ્તક લઇને પેલો વૃદ્ધ પુરુષ બેઠેલો હતો. તેની સ્હામે પડેલા પત્થરના એક આસનપર કેટલાંક રંગબેરંગી પુષ્પો પડેલાં હતાં. પત્થરના મનુષ્ય પાસે જઇ પહોંચતાં જ વીરસિંહે અધીરતાથી તેનો ખભો બળપૂર્વક પકડયો, એટલે તેનું મ્હોં ઉઘડી ગયું. એ ખુલ્લા મ્હોંમાં જ્યોતિસિંહે પોતાની પાસે તૈયાર રાખેલા કપુરના કડકાઓ ભરી દીધા. ધીમે ધીમે એ વૃદ્ધ ડોસો પણ પીગળવા લાગ્યો. જ્યોતિસિંહ પોતાની સાથે એક મશાલ પણ લેતો આવ્યો હતો. એ મશાલ સળગાવીને લક્ષ્મણસિંહ

ત્યાં આગળ જ ઊભો રહ્યો. એ વૃદ્ધને ઓગળી જતાં એક કલાક લાગ્યો. ત્યાર પછી તેના હાથમાંનું એ પુસ્તક નીચે પડી ગયું. વીરસિંહે તુરત જ પુસ્તક ઉપાડી લીધું. એ પુસ્તકમાં સઘળાં ભોજપત્રો જ હતાં. આશ્ચર્ય પામીને રાજકુમાર એ પુસ્તક જોવા લાગ્યો. જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથજી પણ એ પુસ્તક લક્ષ્યપૂર્વક જોવા લાગ્યા. પુસ્તકના પૂઠાપર જે હકીકત લખેલી હતી તે રાજકુમારે ઉચ્ચસ્વરે વાંચવા માંડી:–

"આ સ્થળે પડેલાં પુષ્પો પણ તમે જ લેજો કેમ કે એ પુષ્પો તમારા બહુરૂપીઓને અત્યંત ઉપયોગી થઇ પડશે. એ પુષ્પોના ગુણનું વર્ણન આ પુસ્તકમાં કરેલું છે. આ પુસ્તક લક્ષ્યપૂર્વક વાંચી જોજો એટલે આ ખંડેરનું ગુપ્ત રહસ્ય તમે જાણી શકશો."

જ્યોતિસિંહે અતિશય પ્રસન્નતાપૂર્વક એ વિવિધરંગી પુષ્પો ઉપાડી લીધાં. આશ્ચર્યવત્ બની જઇ સર્વે એ પુષ્પો જોવા લાગ્યા. આ પુષ્પો ૭ જાતનાં હતાં. અંતે જ્યોતિષીએ કહ્યું:—"રાજકુમાર ! હવે આપણે આપણી છાવણીમાં જઇ સ્વસ્થતાથી આ પુસ્તક પ્રથમ વાંચી લેવું જોઇએ !"

મૃગલોચનીને મળવા અધીરાં બની ગયેલા વીરસિંહને આત્મસંવરણ કરી સર્વેની સાથે પોતાની છાવણીમાં પાછા ફરવું પડયું.

પુસ્તક સાથે મળેલાં પુષ્પો કયા બહુરૂપીએ રાખવાં એ માટે ઘણો હાસ્યવિનોદ અને રકઝક થયા પછી જ્યોતિસિંહે જ પુષ્પો પોતાની પાસે રાખવાં એવો સર્વાનુમતે નિર્ણય થયો. પ્રાપ્ત થયેલું પુસ્તક વાંચી જોવા માટે રાજકુમાર વ્યાકુળ બની ગયો હતો; પરંતુ જગન્નાથજીની સલાહથી એ પુસ્તક રાત્રે નિશ્ચિંતતાથી વાંચવાનો ઠરાવ થયો; તેથી તેણે પોતાની વ્યાકુળતા દબાવી દીધી.

રાત્રનો સમય ઉપસ્થિત થયો એટલે જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથજી રાજકુમાર વીરસિંહના તંબૂમાં જઇને બેઠા. જ્યોતિસિંહે હસીને કહ્યું:–"રાજકુમાર! પહેલાં પુષ્પોના ગુણનું વર્ણન વાંચો બીજું બધું પછી વાંચજો."

રાજકુમારે હસીને કહ્યું:—"ના, પહેલાં જયારે બીજી સઘળી હકીકત વંચાઇ રહેશે ત્યારે જ પુષ્પોના ગુણ વાંચવામાં આવશે."

જ્યોતિસિંહે ઘણી ખુશામદ કરી; કિન્તુ રાજકુમારે તેની કહેવું માનવાની સાફ ના પાડી; પરંતુ એટલામાં જ એ પુસ્તકના પ્રથમ પૃષ્ઠપર જ પુષ્પોના ગુણનું વર્ણન કરેલું નજરે પડતાંજ તેણે કહ્યું:–"લ્યો, તમારી ઇચ્છા જ પ્રથમ પરિતૃપ્ત કરવામાં આવે છે." આમ કહીને રાજકુમાર વાંચવા લાગ્યો:—

ગુલાબનું પુષ્પ—જો પાણીમાં ઘસીને કોઇને પીવડાવવામાં આવે છે તો તે પીનાર માણસને સાત દિવસ સુધી બેશુદ્ધિનું ઔષધ બિલ્કુલ અસર કરી શકતું નથી.

મોગરાનું પુષ્પ—જો પાણીમાં ઘસીને તેનાં થોડાં ટીપાં કોઇ કૂવાના પાણીમાં નાખવામાં આવ્યાં હોય છે તો તે પાણી બે પ્રહર સુધી બેશુદ્ધ કરનાર ઔષધ તરીકે ઉપયોગી થઇ પડશે, તથા જે માણસ તે પાણી પીશે તે અડધા કલાકમાં જ બેહોશ બની જશે.

દાડમનું પુષ્પ—જો પાણીમાં ઘસીને કોઇ પીશે તો તેને ચાર દિવસ સુધી બિલ્કુલ તૃષા લાગશે નહિ.

કનેરનું પુષ્પ—જો પાણીમાં સહજ ઘસીને તે પાણીથી પગ ધોઇ નાખ્યા હોય તો ગમે એટલી મુસાફરી કરી હોય છે તોપણ શ્રમ દૂર થઇ જઇ શરીરમાં સ્ફુર્તિ આવે છે.

કેવડાનું પુષ્પ—જો તલના તેલમાં ઘસીને તેનું શરીરે મર્દન

કર્યું હોય છે તો પછી શરદીની સહજ પણ અસર થતી નથી. જો તેને પાણીમાં ઘસીને શરીરપર લેપ કર્યો હોય છે તો ગરમીની અસર જણાતી નથી. ગમે એવો સખ્ત તાપ તે સહન કરી શકે છે. જો કાથાના પાણીમાં ઘસીને એ પુષ્પ કોઇને પીવડાવ્યું હોય છે તો સાત દિવસ સૂધી તેના શરીરમાંની સઘળી શક્તિઓ જતી રહી તે તદ્દન નિર્બળ બની જાય છે.

ચંપાનું પુષ્પ—જો પાણીમાં ઘસીને તેનું આંખોમાં અંજન કર્યું હોય છે તો ગમે એવા અંધકારમાં પણ સાફ જોઇ શકાય છે.

પુષ્પોના ગુણોનું વર્ણન સાંભળી જ્યોતિસિંહ એટલો બધો પ્રસન્ન થયો કે, આજના જેવો પ્રસન્ન તે પોતાના જીવનમાં કદાપિ થયો નહોતો. તે ઘણો બાહોશ બહુરૂપી હતો. તેમાં વળી આ પુષ્પોની તેને પ્રાપ્તિ થયેલી હોવાથી બીજો કોઇ બહુરૂપી હવે તેની હરિફાઈમાં ઉતરી શકે તેમ નહોતો.

સમસ્ત રાત્રિ એ ચારે જણાએ જાગરણમાં જ પસાર કરી. જાદુના બનાવોની પ્રશંસા, પુષ્પોના ગુણ, જાદુભેદપ્રદર્શક પુસ્તકનું વાંચન વગેરેમાં રાત્રિનો સકળ સમય પસાર થઈ ગયો. સ્હવાર થયું. સત્વર નિત્યકર્મોથી નિવૃત્ત થઇ જઈ એ ચારે જણા સામાન્ય આહાર કરી લઈ જાદુઇ ખંડેરમાં જવાને તૈયાર થયા.

વીરસિંહે જ્યોતિસિંહને કહ્યું:—"મ્હારા પલંગપરથી જાદુપથ પ્રદર્શક ગ્રંથ તમે સાથે લઇ લ્યો. ત્યાં આપણે તેને વાંચતાં જઇશું અને આપણું કામ કરતા જઇશુ."

જ્યોતિસિંહ એ પુસ્તક લેવા ગયો; પરંતુ રાજકુમારના પલંગપરથી તેને પુસ્તક મળ્યું નહિ. તે વીરસિંહનો આખો તંબૂ શોધી વળ્યો; કિન્તુ એ પુસ્તક પ્રાપ્ત થયું નહિ. અંતે રાજકુમારે પૂછ્યું:—

"પુસ્તક ક્યાં છે ? પલંગપર તો જણાતું નથી !"

આ વાક્ય સાંભળવામાં આવતાં જ કુમારના હોશ ઉડી ગયા. તે દોડતો દોડતો વ્યાકુળતાથી પોતાના પલંગ પાસે ગયો. તેણે પણ ઘણી શોધ કરી; પરંતુ પુસ્તકનો પત્તો લાગ્યો નહિ. આથી વીરસિંહ તદ્દન નિરાશ બની જઇને પલંગમાં પડયો. તેણે કહ્યું:—"અફસોસ! આપણો સઘળો શ્રમ અંતે નિરર્થક થયો છે. હવે મનમોહિની માશુકનું મિલન થવાની સંભાવના રહી નથી."

"રાજકુમાર ! આવી રીતે નિરાશ શા માટે થાઓ છો ? એ પુસ્તક ચોરી જનારને હું ટૂંક સમયમાં જ કેદ પકડી આપના સમક્ષ ઉપસ્થિત કરીશ." જ્યોતિસિંહે કહ્યું.

અંતે સર્વેના સમજાવ્યાથી રાજકુમાર શાન્ત થયો. બરાબર આ સમયે એક પ્હેરેગીરે આવી આશ્ચર્યજનક સમાચાર સંભળાવ્યા. તેણે રાજકુમારને નમન કરીને કહ્યું:—"મહારાજ ! ખંડેરમાં કેટલાક માણસોએ પ્રવેશ કર્યો હોય એમ અમને લાગે છે; કેમકે અંદરથી કોઇ બૂમો પાડતું સંભળાય છે અમને ખંડેરમાં જવાની રજા નહિ હોવાથી આ સમાચાર આપને નિવેદન કરવા હું અત્રે આવ્યો છું. હવે આ દાસને શી આજ્ઞા છે ?"

તરતજ આ વિષયની તપાસ કરવા જ્યોતિસિંહ ખંડેરમાં જવાને તૈયાર થયો. તેણે લક્ષ્મણસિંહને ઉદ્દેશીને કહ્યું:—"ભાઈ ! તું પણ મ્હારી સાથે ચાલ શું બન્યું છે તે આપણે જોઇએ."

રાજકુમાર વિરસિંહ અને જ્યોતિષી પણ તેમની સાથે જવાને તૈયાર થયા. અંતે એ ચારે જણા ખંડેરમાં ગયા. ખંડેરના દ્વાર પાસે સેનાપતિ શૂરસિંહ મળ્યો. તેને પણ રાજકુમારે પોતાની સાથે લઇ લીધો. ખંડેરના પ્રવેશદ્વારમાં પગ મૂકતાંની સાથે તેમણે પણ

કોઇ માણસને અંદરથી બૂમો પાડતો સાંભળ્યો. આગળ વધતાં ખંડેરમાં કેટલાક માણસો હોય એવો તેમને સ્પષ્ટ ભાસ થયો. જે તરફથી બુમનો અવાજ સાંભળવામાં આવતો હતો તે તરફ તેઓ જવા લાગ્યા. અંતે જે ચબુતરાપર હાથમાં પુસ્તક લઇ પેલો પાષાણનિર્મિત માણસ સૂઈ રહ્યો હતો એ ચબુતરા પાસે તેઓ જઇ પહોંચ્યા.

સર્વેએ જોયું કે, એ ચબુતરાપર સૂઇ રહેલો માણસ ઊઠીને બેઠો થઈ ગયો હતો. તેના બન્ને હાથમાં ભૈરવનાથ દબાઇ રહેલો હોઇ તે બૂમો પાડયા કરતો હતો. અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથ તેને કેવી રીતે મુક્ત કરવો એ સંબંધીનો વિચાર કર્યા કરતા હતા. જાદુપ્રદર્શક પુસ્તક ગૂમ થઈ ગયેલું હોવાથી રાજકુમાર વગેરે ઘણા ચિંતામગ્ન હતા; કિન્તુ આ સમયે ભૈરવનાથની દુર્દશા થયેલી જોઇ તેમને સર્વેને હસવું આવ્યું. તેઓ સર્વ ઉચ્ચસ્વરે હસી પડયા. પેલા બહુરૂપીઓએ પાછળ ફરીને જોયું તો તેમણે રાજકુમાર વીરસિંહને ત્રણ બહુરૂપીઓસહ ત્યાં ઉપસ્થિત થયેલો જોયો. તે સાથે સેનાપતિ શૂરસિંહ પણ તેમના જોવામાં આવ્યો.

જ્યોતિસિંહે ભૈરવનાથ તરફ દૃષ્ટિ કરીને કહ્યું:-" જેવી જેની કરણી હોય તેવું જ ફળ તેને પ્રાપ્ત થાય છે. વિના અપરાધે તમે રાજકુમાર વીરસિંહજીને સતાવેલા હોવાથી તેનું ફળ તમારે ભોગવવું પડે છે. જગન્નિયંતા નારાયણને ત્યાં પૂર્ણ ન્યાય છે. કેમ અઘોરનાથ ! તમે લોકો જાણી જોઇને શા માટે સંકટોમાં ફસાઓ છો ! તમને તો કોઇએ પકડયા નથી; છતાં ભૈરવનાથની પાછળ જીવ ગૂમાવવાને કેમ તૈયાર થયા છો ? એને આવી સ્થિતિમાં જ છોડી દઇ તમે જઇને નિશ્ચિંતતાથી હવા ખાઓ."

અઘોરનાથે કહ્યુંઃ—" અમારા સાથીદારનો આવી સ્થિતિમાં

ત્યાગ કરીને અમે ક્યાં જઈ શકીએ તેમ છીએ? અમે સર્વ અત્રે હાજર છીએ. આપની ઈચ્છામાં આવે તેમ કરવા આપ સમર્થ છો."

જ્યોતિસિંહે ભૈરવનાથ પાસે જઈને કહ્યું:–"ભૈરવનાથજી! પ્રણામ! કેમ, તબિયત મઝામાં છે ને?! આ જાદુઈ ખંડેરનું રહસ્ય જાણવા માટે આપની પધરામણી અહીં થઇ હતી કે? આપ પહેલાં આપના મહારાણાને તો અમારી કેદમાંથી મુક્ત કરો. તમે કદાચ આ ગુપ્ત ખંડેરનો ખજાનો મેળવી રાજસિંહાસનપર બીરાજવાની મહત્વાકાંક્ષાથી આ ખંડેરમાં પ્રવેશ કર્યો હશે!"

લક્ષ્મણસિંહે પણ અગ્રેસર થઇને કહ્યું:—"ભાઇ! અહીંથી આપને અખૂટ ખજાનો મળી આવે તો તેમાંથી થોડો ભાગ આ રંક સેવકને પણ કૃપાભાવે આપજો. સ્વાર્થપરાયણ બની જઇ બધું તમેજ ન પચાવી જતા!"

જ્યોતિષીજીએ કહ્યું:—ભૈરવનાથજી! હવે તમારા ગ્રહ સારા નથી. જે જાદુપથપ્રદર્શક પુસ્તક તમે ગઇ કાલે રાત્રે ચોરી લીધું છે તે અમને પાછું આપી દેશો ત્યારે જ તમે યમદૂતના પંઝામાંથી મુક્તિ મેળવી શકશો."

ભૈરવનાથ નીચું જોઈ રહ્યો હતો. તે કોઈનાં વચનોનો પ્રત્યુત્તર આપતો નહોતો. અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથ દૂર ખસી ગયા, અને કુમારને કહ્યું:—"રાજકુમાર! આપ દયાળુ છો તેથી કૃપા કરીને ભૈરવનાથના જીવનને બચાવો એટલી જ અમારી અનન્યભાવથી આપને પ્રાર્થના છે,"

વીરસિંહે કહ્યું:—"લાચાર છું કે, હમણાં હું કાંઇ કેરી શકું તેમ નથી. જે પુસ્તક અમને પ્રાપ્ત થયું હતુ તે જો અમારી પાસે

હોત તો અમે તેની સહાયતાથી કોઇ પણ રીતે ભૈરવનાથને મુક્ત કરી શકત. વળી જો એ પુસ્તક તમે અમને આપી દ્યો તો અમે હમણાં જ ભૈરવનાથને કાળના મ્હોંમાંથી બચાવી શકીએ તેમ છીએ.

આ સમયે અઘોરનાથે વક્રદૃષ્ટિથી ભૈરવનાથ તરફ જોયું. ભૈરવનાથે પણ તેને કશો સંકેત કર્યો. પછીથી અઘોરનાથે વીરસિંહને ઉદ્દેશીને કહ્યું:—"અમે એ પુસ્તક ચોર્યું નથી; નહિ તો આવી સ્થિતિ આવી પડેલી હોવા છતાં એ પુસ્તક અમે અમારી પાસે છુપાવી રાખત નહિ. આપ કોઇ પણ પ્રકારે ભૈરવનાથને છોડાવો કિંવા તેમના માટે અમે અહીં નિર્વિઘ્ને ખાનપાનની સામગ્રી લઇ આવી શકીએ એવી વ્યવસ્થા કરો."

આ સમયે જ્યોતિસિંહે કહ્યું:—"ભાઇઓ સાંભળો, બહુરૂપીઓને બહુરૂપીઓ બહુ સારી રીતે ઓળખે છે. જો તમને અહીં આવવા જવાની રજા રાજકુમાર ન આપતા હોય તો હું આપું છું. તમે અમને દુઃખી કરવાના ઘણા પ્રયત્નો કર્યા છે. તમે અમારું અત્યંત મહત્વનું મૂલ્યવાન પુસ્તક ચોરી લીધું છે. વળી અત્યારે તમારાપર ગમે એટલો જુલ્મ ગુજારવાને હું સમર્થ છું; પરંતુ જાઓ, હું તમારા જેવો નહિ થતાં તમને છોડી દઉં છું, તથા તમને સાવધાન કરું છું કે, જે પુસ્તક તમે ચોરી લીધું છે. તેને બરાબર સંભાળજો. હું તમને કેદ કર્યા સિવાય જ એ પુસ્તક ટૂંક સમયમાં મેળવીશ."

જ્યોતિસિંહનાં આવાં વચનો સાંભળવામાં આવતાં ભૈરવનાથનું મ્હોં ક્રોધથી લાલચોળ બની ગયું. તેણે કહ્યું:—"આ વખતે મ્હને સંકટમાં સપડાયલો જોઇને તમે ગર્વથી ફુલાઓ છો? મ્હારી મુક્તિ થયા પછી જો તમે કોઇ ચાલાકી વાપરીને અમને જીતો તો જ અમે તમને ઉસ્તાદ સમજીએ. શું દુનિયામાં તમે એકલા જ ચાલાક

બહુરૂપી છો ? અમે પણ ભાર દઇને કહીએ છીએ કે, અમે જ તમારું મહત્વનું પુસ્તક ચોરી લીધું છે; કિન્તુ અમારામાંથી કોઇને કેદ કર્યા સિવાય કિંવા સતાવ્યા સિવાય એ પુસ્તક તમે મેળવી શકો તેમ નથી. જો અમને છૂટા રાખીને તમે એ પુસ્તક મેળવશો તો તે જ દિવસથી અમેં તમારા ગુલામ થઇને રહીશું, તથા મહારાણા કનકસિંહના પક્ષનો ત્યાગ કરી રાજકુમાર વીરસિંહજીનો પક્ષ સ્વીકારીશું. હું તમને પણ સાવધાન કરું છું. કે, હું અહીંથી મુક્ત થઇ જઇશ તેમજ તમને એ પુસ્તક પણ મળશે નહિ."

"હું પણ એવી પ્રતિજ્ઞા કરું છું કે, જો તમને કેદ કર્યા સિવાય હું એ પુસ્તક નહિ મેળવી શકુ તો જીવનમાં પુનઃ કદાપિ બહુરૂપીનું કાર્ય કરીશ નહિ. હું મસ્તક મુંડાવીને વિદેશમાં ચાલ્યો જઈશ. મ્હારે પણ હવે એક જ વખતમાં તમારી સાથે સઘળો ફેંસલો કરી નાખવો છે."

આ વાર્ત્તાપર જ્યોતિસિંહ અને ભૈરવનાથ—બન્નેએ પ્રતિજ્ઞા કરી. રાજકુમાર વીરસિંહ દિઙ્મૂઢ બની જઇ સર્વેના મ્હોં તરફ જોઈ રહ્યો હતો. તે પોતાના મ્હોંમાંથી એક પણ અક્ષર ઉચ્ચારતો નહોતો. જ્યોતિસિંહે લક્ષ્મણસિંહ અને જગન્નાથજીને થોડે દૂર લઇ જઈ તેમના કાનમાં કાંઈ કહ્યું. તરત જ તેઓ બન્ને એ ખંડેરમાંથી બ્હાર ચાલ્યા ગયા. પછીથી જ્યોતિસિંહે પુનઃ ભૈરવનાથ પાસે જઇને કહ્યું "અમે જઇએ છીએ. અઘોરનાથ, કપટશંકર અને બદ્રીનાથને તમે તમારી ઈચ્છા હોય ત્યાં મોકલો, અને તમે કોઇ પણ યુક્તિ અજમાવી મુક્ત થવાનો પ્રયત્ન કરો. પહેરેગીરોને કહી દેવામાં આવે છે કે, તેઓ તમારા સાથીદારોને નિર્વિઘ્ને અહીં આવવા જવા દેશે."

રાજકુમારને સાથે લઈ જ્યોતિસિંહ પોતાની છાવણીમાં ગયો.

ત્યાં જ્યોતિષીને બેઠેલો જોઇને તેણે પૂછ્યું:—" લક્ષ્મણુસિંહ ગયો કે ?"

" હા. " ઉત્તર મળ્યો.

" આપે કાંઇ ગણુના કરી જોઇ કે નહિ ?" જ્યોતિસિંહે દ્વિતીય પ્રશ્ન પૂછ્યો.

" હા, કરી જોઈ; પરંતુ સંકટપર સંકટ નજરે પડે છે. " જગન્નાથજીએ વિષણ્ણવદને કહ્યું.

" એટલે ?" અધીરતાથી જ્યોતિસિંહે પ્રશ્ન કર્યો.

" ગણુના કરી જોતાં એમ માલૂમ પડે છે કે, એ લોકોની પાસેથી પણ પુસ્તક ગૂમ થયું છે. આપણે હવે જોઇએ છીએ કે લક્ષ્મણુસિંહ શું કરી આવે છે ? જો આપણે પણ સાથે ગયા હોત તો ઠીક થાત." જ્યોતિષીએ ખુલાસો કર્યો.

" ત્યારે હવે રાહ જોવાની જરૂર નથી. આપ પણ જઇને તપાસ કરો. હું પણ મ્હારા કામમાં લાગું છું." જ્યોતિસિંહે અધીરતાથી કહ્યું.

તરત જ જ્યોતિષી પણ ત્યાંથી ચાલ્યો ગયો. પછી રાજકુમારે જ્યોતિસિંહને પૂછ્યું:—" તમે શો વિચાર કર્યો છે તે મ્હને તો જણાવો ? તમે શું કરો છો અને શા વિચારથી તમે શત્રુ પક્ષના બહુરૂપીઓને કેદ નહિ કરતાં છૂટા રાખ્યા છે ? મ્હને તો એમ લાગે છે કે, આ વખતે અભિમાનમાં ને અભિમાનમાં તમે જ બધી બાજી બગાડી છે; નહિ તો એ લોકો જરૂર આપણા પંઝામાં ફસાત."

જ્યોતિસિંહે કહ્યું:—" રાજકુમાર ! હજી સુધી મ્હારો આંતરિક ઉદ્દેશ આપના જાણવામાં આવ્યો નથી તેથી જ આપ મ્હને આમ કહો છો. પુસ્તક તો હું એ લોકો પાસેથી મેળવીશ જ; પરંતુ એમને

સર્વેને એકદમ મ્હારા શિષ્ય બનાવી દેવાને હું ઇચ્છું છું; નહિ તો આપણે હમ્મેશાં કેવી રીતે સાવધાનતા રાખી શકીએ ? વળી આવો પ્રકાર બન્યા સિવાય બહુરૂપીઓ એકપક્ષનો ત્યાગ કરી બીજા પક્ષમાં ભળતા નથી.”

“પરંતુ ન કરે નારાયણ ને જો તમારો પરાજય થયો તો તમે અમારી સોબત છોડી દેશો કે ?” વીરસિંહે વ્યાકુળતાથી પૂછ્યું.

“અવશ્ય હું એકવચની છું. જો મ્હારો પરાજય થશે તો ભવિષ્યમાં હું મ્હારું મ્હોં કોઇ પણ પરિચિત માણસને બતાવીશ નહિ.” જ્યોતિસિંહે પોતાની સત્યપ્રીતિ પ્રદર્શિત કરી.

“ત્યારે આટલા દીર્ઘકાળની આપણી દોસ્તીનું અંતિમ પરિણામ આવું વ્યથા ઉત્પન્ન કરે એવું જ આવ્યું કે ? વારું, હવે એ તો કહો કે, જ્યોતિષીજી અને લક્ષ્મણસિંહ ક્યાં ગયા છે ?” વીરસિંહે ચિંતામગ્ન મુખે પૂછ્યું.

“હમણાં આપના પ્રશ્નનો ઉત્તર હું આપીશ નહિ. આપ સહજ પણ ભય રાખશો નહિ. ઈશ્વર કરશે તો સૌ સારું થઇ જશે. હું બે કલાક માટે બ્હાર જઉં છું.” જ્યોતિસિંહે કહ્યું.

“ભલે જાઓ.” રાજકુમારે સંમતિ આપી.

જ્યોતિસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. સેનાપતિ શૂરસિંહને પણ વીરસિંહે વિદાય કરી દીધો. હવે આપણે જોઇએ છીએ કે, એ લોકો શું કરે છે અને કોણ હારે છે તથા કોણ જીતે છે ?!



# પ્રકરણ ૮ મું.

—*—

## વનવિહારિણી વનલતા.

" To see her is to love her,
And love **but her** for ever;
For nature made her what she is.
And never made another." —**Burns.**

તંબૂમાં એકલો વીરસિંહ રહ્યો એટલે તેના અંતરમાં અનેકવિધ તર્કવિતર્ક ઉપજવા લાગ્યા. તમ્બૂની બ્હાર સહજ અવાજ થતાં જ લક્ષ્મણસિંહ, જ્યોતિસિંહ કે જગન્નાથજી આવતા હશે વિચારી તે તંબૂના દ્વાર તરફ દ્રષ્ટિ દોડાવતો હતો, અને જ્યારે કોઈ નજરે પડતું નહિ ત્યારે તે પુનઃ વિચારમગ્ન થઈ જતો હતો.

આવી વિચારમગ્ન સ્થિતિમાં દિવસનો ઘણો સમય પસાર થઈ ગયો. એક પ્રહર દિવસ બાકી રહ્યો તો પણ કોઇ બહુરૂપી પાછો ફર્યો નહિ તેથી વીરસિંહ વિશેષ વ્યાકુળ બની ગયો. એકાંતમાં સમય પસાર કરવાનું કામ મુશ્કિલ થઇ પડયાથી તે તંબૂની બ્હાર નીકળ્યો. રાજકુમારને બ્હાર નીકળેલો જોઇ ઘણા સિપાહીઓ તેની પાસે આવી તેની આજ્ઞાની રાહ જોતા હાથ જોડીને ઉભા રહ્યા. પાસે જ સેનાપતિ શૂરસિંહનો તંબૂ હતો. રાજકુમારના બ્હાર નીકળ્યાના સમાચાર સાંભળી તે પણ પોષાક પહેરી અસ્ત્રશસ્ત્રાદિ લઇ રાજકુમાર પાસે ઉપસ્થિત થયો, એટલે વીરસિંહે તેને કહ્યું:—" શૂરસિંહજી ! ચાલો આપણે આટલામાં ફરી આવીએ. સાથે એકકે સિપાહીને લેવાની જરૂર નથી. "

આ પ્રમાણે કહી વીરસિંહ ચાલવા લાગ્યો. સેનાપતિ શૂરસિંહ પણ તેની સાથે સાથે જવા લાગ્યો.

છાવણીથી ઘણે દૂર નીકળી ગયા પછી તેઓ એક પાષાણ-શિલાપર વિશ્રાન્તિ લેવાને બેઠા. વાતચિત કરતાં કરતાં વીરસિંહે સ્નેહાતિશયથી શૂરસિંહનો એક હાથ પકડીને કહ્યું:–"શૂરસિંહજી! તમે પણ મ્હારા એક ખરા સ્નેહી છો. મ્હારી કોઇ પણ વાત તમારાથી ગુપ્ત નથી; પરંતુ ભાઇ! હવે મ્હારી ચિંતાનો પાર રહ્યો નથી. એક પછી એક જે આશ્ચર્યજનક પ્રસંગો બને છે તેથી હું અસ્થિર બની ગયો છું! આટલી બધી મહેનત કરી જે મૂલ્યવાન પુસ્તક મેળવ્યું હતું તે ગૂમ થઇ ગયું. આટલા દિવસ સુધી પ્રયત્ન કર્યો છતાં રાજનન્દિનીને છોડાવી શકાય એવું એક પણ ચિહ્ન અદ્યાપિ જોવામાં આવતું નથી." આટલું બોલતાં બોલતાંમાં વીરસિંહનો કંઠ રૂંધાઇ ગયો. તેનાં નેત્રોમાંથી અશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી, એટલે શૂરસિંહે તેનું સાંત્વન કરવાના ઉદ્દેશથી કહ્યું:–"રાજકુમાર! આપ આવી રીતે શોક કરશો નહિ. જ્યાં સુધી જ્યોતિસિંહ આપણા સહાયક છે ત્યાં સુધી આપણી સઘળી ઇચ્છાઓ સફળ થશે જ એમ હું ખાત્રીપૂર્વક કહું છું. તેમણે મ્હને પણ એક કાર્ય સોંપ્યું છે. જ્યોતિસિંહે જે યુક્તિનો આશ્રય સ્વીકાર્યો છે તેથી થોડા સમયમાં જ શત્રુપક્ષના સઘળા બહુરૂપીઓ આપણી સેવા સ્વીકારશે જ એ માટે આપ નિશ્ચિંત રહેજો."

આ વચનો સાંભળી વીરસિંહનો શોક ઓછો થયો. શિલાપરથી ઉઠી ઉભા થતાં તેણે કહ્યું:–"જોઇએ છીએ કે હવે શું થાય છે?"

પછીથી તેઓ બન્ને જણા ત્યાંથી આગળ ચાલ્યા, અને ઘણે દૂર નીકળી ગયા. એવામાં થોડે દૂર ઉભેલી કેટલીક લાવણ્યમયી લલ-

નાઓ તરફ તેમની દ્રષ્ટિ ગઈ. એ લલનાઓની સંખ્યા લગભગ વીસે-કની હતી. સર્વ લલનાઓનું રૂપલાવણ્ય અત્યંત આકર્ષણીય લાગતું હતું. જાણે કે સ્વર્ગની અપ્સરાઓ આ માયાવી મૃત્યુલોકની લીલા નિહાળવાને જ આવી હોય એવો તેમને જોતાં જ અંતરમાં ભાસ થતો હતો. એ સઘળી લલનાઓ પોતાના ઘોડાની લગામને હાથમાં પકડીને ગજગામિનીની માફક એ વનપ્રદેશમાં વિચરણ કરતી હતી. સઘળી લલનાઓની આગળ એક ષોડષવર્ષીયા, નવયૌવના ફરતી હતી. એના રમણીય અંગપર મૂલ્યવાન્ વસ્ત્રાલંકારો હોવાથી તે કોઈ રાજકુમારી હોય એવી કલ્પના અંતરમાં તત્કાળ ઉપજતી હતી. તેના દેહની કાન્તિ તપાવેલા સુવર્ણના જેવી તેજોમયી હતી. સુંદર કૃષ્ણકેશકલાપ તેની પીઠપર નૃત્ય કરી રહ્યો હતો. કામી અંતઃકરણોને ભેદી નાખનારી તે જાણે કે એક મોહજાળ હોય એમ જ લાગતું હતું. કૃષ્ણચંચળ નયનતારકો જોતાં પદ્મવનમાં જાણે ભ્રમર ગુંજારવ કરતા હોય એમ ભાસતું હતું.

આ લાવણ્યમયી નવયૌવનાની સુંદર દેહલતાનું દર્શન કરતાં રાજકુમાર વીરસિંહ આત્મભાન ભૂલી ગયો. તેણે વ્યાકુળતાથી કહ્યું:—"શૂરસિંહજી ! આ ગુલેગુલાબ બુલબુલ જોયું કે ? બ્રહ્માના સૃષ્ટિમાં સુંદરતાનો આ અદ્વિતીય નમુનો હોય એમ જ મ્હને લાગે છે.

જુલ્ફેં પડીં હુઈ થી વહાં રૂએ યાર પર,
યા સાંપ લોટતે થે દિલે બેકરાર પર.

આ મનોહારિણી મદનોત્પાદિની માનિનીનું રૂપસૌન્દર્ય સર્વાંશે મ્હારી મૃગલોચનીને જ મળતું આવે છે. વિશ્વરૂપી ઉદ્યાનમાં વિકસિત થયેલી આવી કલિકાની સુગંધ જેણે અનુભવી નથી તેનું જીવન વ્યર્થ છે.

જાદુ ભર્યું તન બદન ને જાદુ ભરી છે આંખડી,
સુંદર નવેલી નારની લાગે પ્રતિમા ફાંકડી;
પામશે આ પ્રેમદા, સૌન્દર્યમાં જાણે રતી,
ધન્ય છે એ જીવનને બસ ભાગ્યશાળી એ પતિ.

શૂરસિંહજી ! આ મનોહારિણીએ મ્હારા મનને અસ્થિર બનાવી દીધું છે.”

એવામાં એ લાવણ્યલતિકાઓ જે વૃક્ષ પાસે વીરસિંહ અને શૂરસિંહ ઊભા રહ્યા હતા તે વૃક્ષ પાસે આવી પહોંચી; કિન્તુ તેમની સર્વેની ચંચળ દૃષ્ટિ અન્ય દિશા તરફ હોવાથી તેઓ રાજકુમાર તથા તેના સેનાપતિને જોઇ શકી નહોતી.

જે યુવતી રાજકુમારી જેવી હતી તેને હવેથી અમે વનલતાના નામથી ઓળખાવીશું. એ 'વનલતા ઉપરોક્ત વૃક્ષ પાસે આવી પોતાના હાથમાંનું એક પુસ્તક ઉઘાડી વાંચવા લાગી. તે સાથે તેનાં નયનયુગલમાંથી અશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી. તેના પ્રફુલ્લ વદન-મંડળપર એકાએક ચિંતાની મલિન છાયા છવાઇ ગઇ. એ પુસ્તક નજરે પડતાં જ વીરસિંહની ખાત્રી થઇ કે, એ તેનું ગૂમ થયેલું જાદુપથપ્રદર્શક પુસ્તક જ હતું. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સ્વગત વિચારવા લાગ્યો:-“કેવું આશ્ચર્ય ?! જે પુસ્તકની પુનપ્રાપ્તિ માટે અમે અથાગ શ્રમ ઉઠાવીએ છીએ, જે પુસ્તકના ગૂમ થવાથી અમારા સર્વના અંતરમાં અતિશય ચિંતા થયા કરે છે એ પુસ્તક આ લાવણ્યમયી લલના પાસે ક્યાંથી આવી ચઢ્યું ? આ પુસ્તક તો રાણા કનકસિંહના બહુરૂપીઓ ચોરી ગયા હતા ! વળી આ પુસ્તકના વાંચનથી આ રમણીય રંભા રુદન શા માટે કરે છે ? એક પછી એક જે નવીન રહસ્ય મ્હારી નજરે પડે છે તેથી મ્હારી

બુદ્ધિ નિર્બળ બની જાય છે. હું કોઈ પણ પ્રકારનો નિર્ણય કરી શકતો નથી. ”

બરાબર આ સમયે તેની એક સખીએ આગળ આવી તેના હાથમાં એક ચિત્ર આપ્યું. વનલતાએ હાથમાંનું પુસ્તક તેની સખીને આપી દીધું અને પછીથી તે પોતાને પ્રાપ્ત થએલા ચિત્ર કિંવા તસ્વીરનું મુગ્ધ દૃષ્ટિથી દર્શન કરવા લાગી. ચિત્રદર્શન કરતાં કરતાં તેનાં નેત્રોમાંથી વિશેષ પ્રમાણમાં અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. વીરસિંહે આશ્ચર્ય પામીને જોયું તો એ ચિત્ર તેનું પોતાનું જ હતું! થોડા સમય પછી વનલતા પોતાની સખીઓ સાથે એ સ્થાનનો ત્યાગ કરી ચાલી ગઈ. વીરસિંહના મુખમાંથી નિમ્નલિખિત કાવ્યની લીટીઓ બ્હાર નીકળી પડી.

પ્રેમાળ પ્યારી સુંદરી, નિજ હૃદયથી ચિંત્વન કરે,
જળના વિયોગે માછલી, અફસોસ કે ઝૂરી મરે;
રાત્રિ દિવસને સ્વપ્નમાં, બસ ધ્યાન એ મ્હારૂં ધરે,
પામે જગતમાં સુશીલ પ્રમદા, સફળ જીવન તે કરે.

શૂરસિંહજી ! આ રમણીઓ કોણ હશે એ સંબંધી તમે કાંઇ કહી શકો છો ?”

“ રાજકુમાર ! જે ભેદથી હું તદન અજ્ઞાત છું એ ભેદનો ખુલાસો હું કેવી રીતે કરી શકું ? છતાં હું એમ ધારી શકું છે કે એ કોઈ રાજકન્યા હોવાં જોઇએ, અને અહીં પોતાની સખીઓ સાથે વનવિહાર કરવા આવેલાં હોવાં જોઇએ !” શૂરસિંહજીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

“ પરંતુ એમના હાથમાં આપણી પાસેથી ગૂમ થયેલું પુસ્તક કેવી રીતે જઇ ચઢ્યું ? વિશેષ આશ્ચર્યની વાર્ત્તા તો એ છે કે, તે

જે તસ્વીરનું દર્શન કરી શોકાશ્રુઓની વૃષ્ટિ વર્ષાવતી હતી તે તસ્વીર મ્હારી જ હતી.” વીરસિંહે આશ્ચર્ય અને નિરાશામિશ્રિત સ્વરે કહ્યું.

અલ્પ સમય સુધી બન્ને જણાએ મૌન ધારણ કર્યું. ત્યાર પછી વીરસિંહ બોલી ઉઠયોઃ—“શૂરસિંહજી, ચાલો આપણે તેમની પાછળ જઇને જોઇએ કે તેઓ કયાં જાય છે?” આમ કહી જે તરફ એ રમણીમંડળ ગયું હતું તે તરફ રાજકુમાર જવા લાગ્યો. શૂરસિંહ પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો. આવી રીતે તેઓ બન્ને ઘણે દૂર ગયા; પરંતુ એકકે રમણી પુનઃ તેમની નજરે પડી નહિ; છતાં આશાતુર હૃદયે તેઓ આગળ ચાલ્યા જતા હતા. એવામાં પાછળથી કોઇનાં ઉતાવળથી પૃથિવીપર પડતા પગલાંનો અવાજ સાંભળી તેમણે પાછળ જોયું તો જ્યોતિસિંહને વ્યાકુળતાથી પોતાના તરફ દોડી આવેલો જોઇ તેઓ જ્યાં ઊભા હતા ત્યાંજ ઊભા રહ્યા. જ્યારે જ્યોતિસિંહ પાસે આવી પહોંચ્યો ત્યારે વીરસિંહે તેને અધીરતાથી પૂછ્યું:—“કેમ ભાઈ! આટલા બધા ગભરાયલા કેમ છો?”

“રાજકુમાર! થઇ રહ્યું! આપણા દીર્ઘકાળના સ્નેહસંબંધનો મ્હારા દુર્ભાગ્યે અંત આવી લગ્યો. હવેથી હું હમ્મેશાંને માટે આપનો ત્યાગ કરી વિદેશવાસી થઇ રહીશ” જ્યોતિસિંહે સજળનયને અને ગદ્દગદ કંઠે કહ્યું. તેનાથી વિશેષ બોલી શકાયું નહિ. જ્યોતિસિંહની આવી સ્થિતિ જોવામાં આવતાં વીરસિંહનું હૃદય પણ ભરાઈ આવ્યું તેનાં ચક્ષુઓમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું. શૂરસિંહ ધૈર્ય ધારણ કરી તેમને બન્નેને હિમ્મત આપવા લાગ્યો. તેણે જ્યોતિસિંહનો જમણો હાથ પ્રેમપૂર્વક પોતાના હાથમાં લઇને કહ્યું:—“ભાઇ જ્યોતિસિંહ! તમે આવી રીતે તદ્દન નિરાશ કેમ બની

જાઓ છો. સંકટ પ્રસંગે પણ સુજ્ઞ મનુષ્યોએ ધૈર્યનો ત્યાગ કરી વિચળિત થવું જોઇએ નહિ. તમારા શોકનું અને જૂદા થવાનું કારણ તો પ્રથમ જણાવો ?"

જ્યોતિસિંહે સહજ સ્વસ્થ થઇને કહ્યું:—"ભાઇ! હું મ્હારી પ્રતિજ્ઞાનું પાલન કરી શક્યો નથી. ભાઇ! આપણું ગૂમ થયેલું મૂલ્યવાન્ પુસ્તક આપણને પાછું મળી શકે એવી આશા નિરાશા સમાન છે. ભૈરવનાથ સાથે મ્હેં જે અડગ પ્રતિજ્ઞા કરી છે એ પ્રતિજ્ઞા મ્હારે પાળવી પડશે અને તમારા સર્વનો ત્યાગ કરી મ્હારે વિદેશવાસી થવું પડશે."

આ વચનોના ઉત્તરમાં વીરસિંહ અને શૂરસિંહ કાંઇ કહેવા જતા હતા એવામાં જ્યોતિષી જગન્નાથ અને લક્ષ્મણસિંહ પણ ત્યાં દોડતા દોડતા આવી પહોંચ્યા. જ્યોતિસિંહની ચિંતાતુર મુખમુદ્રા જોઇ જ્યોતિષી બોલી ઉઠયો:—"ભાઇ જ્યોતિસિંહ! તમે ગભરાશો નહિ. આપણું પુસ્તક કનકસિંહના બહુરૂપીઓના હાથમાં રહેલું નથી. આપણને હજી સૂધી એ મળ્યું નથી તેથી શું થઇ ગયું ? પ્રથમથી મ્હેં તમને જેમ કહ્યું હતું તેમ જ થયું છે. એ પુસ્તક કોઇ ત્રીજા માણસના જ હાથમાં ગયું છે!"

આ વચનો સાંભળવામાં આવતાં જ્યોતિસિંહના અંતરમાં ધૈર્ય ઉપજ્યું. વીરસિંહે પણ હવે સ્વસ્થ થઇને કહ્યું:—"વાહ ભાઇ! તમે રડયા અને સાથે મ્હને પણ તમે રડાવ્યો! જે માણસના હાથમાં એ પુસ્તક ગયું છે તે માણસને અમે થોડા સમય ઉપર જ જોયું છે! પરંતુ હું તમને કાંઇ કહું તે પહેલાં તો તમે પોક જ મૂકી!"

"કુમાર! આપે કોના હાથમાં એ પુસ્તક જોયું છે? એ માણસ કયાં ગૂમ થઇ ગયું છે?" જ્યોતિસિંહે અધીરતાથી પૂછ્યું.

"અમે એ માણુસની શોધ કરીએ છીએ. તમે પણુ અમારી સાથે ચાલો." વીરસિંહે કહ્યું.

તરત જ તેઓ સર્વ ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં જ્યોતિસિંહે જગન્નાથને પૂછ્યું:-"રાજકુમાર કોને શોધે છે?"

તે સાથે જ લક્ષ્મણુસિંહના મુખમાંથી એવા ઉદ્દગાર નીકળ્યા કે, "એ પુસ્તક કોના હાથમાં ગયું છે?"

"પરંતુ રાજકુમાર! આપે જ્યારે એ પુસ્તક બીજાના હાથમાં જોયું ત્યારે તેને લઇ કેમ ન લીધું?" જગન્નાથે આશ્ચર્ય દર્શાવ્યું.

રાજકુમારનો ખુલાસો સાંભળવાને તેઓ સર્વ અત્યંત અધીરા બની ગયા હતા; પરંતુ વીરસિંહની વ્યાકુળ સ્થિતિ જોઈ તેઓ તેને વિશેષ પ્રશ્ન પૂછી વિરક્ત કરી શકયા નહિ.

એક પ્રહરપર્યંત વીરસિંહે શોધ કરી; પરંતુ પેલી અપ્સરા સ્વરૂપિણી સુંદરીઓ પુનઃ તેની નજરે પડી નહિ. હવે તે નિરાશ થયો. તેનાં નયનયુગલમાં પુનઃ શોકાશ્રુજળ ભરાઇ આવ્યું. ચિંતાતુર વદને તે એક વૃક્ષ નીચે ઊભો રહ્યો. તેની આવી અસ્વસ્થ સ્થિતિ જોઇને જ્યોતિસિંહે પૂછ્યું:—"રાજકુમાર! આમ આકુળ વ્યાકુળ કેમ બની ગયા છો? શું બન્યું છે તે અમને કહો તો ખરા?"

"હવે એ હકીકત અહીં કહેવાથી કાંઇ સાર્થક થવાનું નથી. છાવણીમાં ગયા પછી હું તમેને સઘળી હકીકત કહીશ." એક ગાઢ નિશ્વાસ મૂકીને વીરસિંહ કહ્યું.

તરત જ તેઓ સર્વ છાવણી તરફ પાછા વળ્યા. રસ્તામાં ખંડેર પાસે જઇ પહોંચતાં વીરસિંહે કહ્યું:-"ચાલો, એક વખત આપણે ભૈરવનાથની સ્થિતિ જોઇ આવીએ."

સર્વે ખંડેરમાં દાખલ થયા તો સ્હામેથી ભૈરવનાથ અને તેના

સાથીદારો આવતા નજરે પડયા. આવો પ્રકાર જોઇ અત્યાશ્ચર્ય પામી; વીરસિંહ બોલી ઉઠ્યો:—“ભૈરવનાથ છૂટી ગયો ?”

“આ પણ એક આશ્ચર્યજનક બનાવ બન્યો છે !” જ્યોતિસિંહ બોલી ઉઠયો.

“આપણું પુસ્તક તો તેમના હાથમાં નહિ ગયું હોય ? જો એમજ બન્યું હશે તો આપણી શનિની દશા બેઠેલી સમજવી !” લક્ષ્મણસિંહ બોલ્યો.

“એ માટે ચિંતા કરવાની જરૂર નથી. આપણું પુસ્તક એ લોકોના હાથમાં ગયું નથી એ ચોક્કસ છે.” શૂરસિંહે કહ્યું.

એવામાં તેઓ સઘળા પાસે આવી પહોંચ્યા અને જ્યોતિસિંહને ઉદ્દેશીને અઘોરનાથે પોતાનું મ્હોં મલકાવીને કહ્યું:—“કેમ જ્યોતિસિંહ ! હવે તો હારી ગયા ને ?”

“કેવી રીતે ?” જ્યોતિસિંહે સ્હામો પ્રશ્ન પૂછ્યો.

“જુઓ અમે તમને પુસ્તક આપ્યા સિવાય છૂટી ગયા, તેથી તમે પરાજિત ન થયા કે ?”

“પુસ્તક તો અમને કયારનુંય મળી ગયું છે. તમે ગમે તેવી રીતે છૂટયા હો તેની અમને ચિંતા નથી; પરંતુ પુસ્તક અમને મળ્યું છે તેથી જીત અમારી થઇ છે.” જ્યોતિસિંહે અસત્ય વચન ઉચ્ચાર્યું

“જો તમે અમને એ પુસ્તક બતાવો તો અમે તમારી તાબેદારી સ્વીકારવા તૈયાર છીએ.” ભૈરવનાથે કહ્યું.

“પુસ્તક જ્યારે તમારી પાસે નથી ત્યારે તે અમારી પાસે જ છે એમ સાબિત થાય છે.” જ્યોતિસિંહે કહ્યું.

“તમે અમને છેતરવાનો પ્રયત્ન કરો છો: પરંતુ અમે સારી રીતે સમજી ગયા છીએ કે, એ પુસ્તક તમને નહિ મળતાં કોઈ ત્રીજા

માણુસના હાથમાં જ ગયું છે. અત્યાર સુધી અમારા અંતરમાં ભય હતો.” ભૈરવનાથે કહ્યું.

“ત્યારે હવે હાર્યું કોણ તે તો કહો ?” લક્ષ્મણસિંહે પૂછ્યું.

“કોઈ હાર્યું નથી.” ભૈરવનાથે કહ્યું.

“વારું, તમે છૂટયા. કેવી રીતે ?” વીરસિંહે આશ્ચર્યસૂચક સ્વરે પૂછ્યું.

“ઇશ્વરે જ મ્હને છોડાવ્યો છે. અઘોરનાથે એ પત્થરના માણુસના મસ્તકપર લાકડી મૂકી, એટલે તેણે મ્હને છોડી દઇ લાકડી પકડી લીધી. હજી પણ એ લાકડી એના હાથમાં છે.” ભૈરવનાથે ઉત્તર આપ્યો.

થોડા સમય સુધી સર્વે શાન્ત રહ્યા. પછીથી ભૈરવનાથે કહ્યું:—“રાજકુમાર ! આપની સેવામાં રહેવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે; પરંતુ મ્હારાથી નિમકહરામ થવાય તેમ નથી. કોઇ કારણ સિવાય હું મહારાણા કનકસિંહના આશ્રયનો ત્યાગ કરી શકું તેમ નથી. હવે જો આજ્ઞા હોય તો અમે વિદાય થઇએ ?”

“ભલે જાઓ.” વીરસિંહે રજા આપી.

ભૈરવનાથ વગેરે ત્યાંથી ચાલ્યા ગયા. રાજકુમાર પણ ખંડેરમાં નહિ જતાં પોતાની છાવણીમાં ગયો. રાત્રે તેના તંબૂમાં સઘળા બહુરૂપીઓ અને શૂરસિંહ એકઠા થયા. કોઇને અંદર નહિ આવવા દેવાની પહેરેગીરોને આજ્ઞા કરવામાં આવી. જ્યોતિસિંહે રાજકુમારને પૂછ્યું:—“કુમાર ! હવે કહો જોઇએ કે, આપે કોના હાથમાં એ પુસ્તક જોયું હતું તથા તેની પાસેથી પુસ્તક મેળવવાનો પ્રયત્ન આપે કેમ કર્યો નહિ ?”

“એ કોણ છે તે હું જાણતો નથી. એ રાજનન્દિની મૃગલો-

ચનીના જેવી જ કોઇ ભુવનમોહિની નવયૌવના છે. તેના સ્વરૂપ સૌન્દર્યે જ તેના હાથમાંથી મ્હને પુસ્તક લેતો અટકાવ્યો છે!" વીરસિંહે કહ્યું.

"આપ શું કહો છો તે હું બરાબર સમજી શકતો નથી. જે હોય તે સ્પષ્ટતાથી કહો?" જ્યોતિસિંહે વિશેષ વિસ્મિત બનીને કહ્યું.

"હું શું કહું? હજી પણ મ્હારું મન સ્વસ્થ થયું નથી." વીરસિંહે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું.

અંતે જ્યોતિસિંહે શૂરસિંહ તરફ જોઇને પૂછ્યું:—"સેનાપતિ મહાશય! તમે તો રાજકુમારની સાથે જ હતા. ઇશ્કના અગ્નિની જ્વાળા રાજકુમારના અંતરમાં સળગી ઉઠેલી હોવાથી તેઓ અસ્વસ્થ બની ગયા છે, તેથી તમે જ બનેલા બનાવનું બયાન કરો."

શૂરસિંહે સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી જ્યોતિસિંહ વિચારમાં પડી ગયો કે, એ રૂપસુંદરી કોણ હોવી જોઇએ? તેણે રાજકુમારને ક્યારે જોયા અને એકાએક તે તેમનાપર આશક કેવી રીતે બની ગઇ? વળી રાજકુમારની તસ્વીર તેણે ક્યાંથી કેવી રીતે મેળવી?

જગન્નાથ જ્યોતિષીએ પણ ઘણી વખત પાસા ફેંકી જોઇ ગણના કરીને આ વિષયનો નિર્ણય કરવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ એ રૂપસુંદરી કોઈ રાજકન્યા હોવી જોઇએ એથી વિશેષ નિર્ણય તે કરી શક્યો નહિ. મધ્યરાત્રિ સુધી સર્વ બેસી રહ્યા; પરંતુ કશું કાર્ય થયું નહિ. અંતે એ સુંદરીઓનો પત્તો મેળવવાનો નિશ્ચય કરી સર્વે પોતપોતાના તંબૂમાં વિશ્રાન્તિ લેવા ચાલ્યા ગયા.

વનકન્યાનું દર્શન થતાં જ રાજકુમાર વીરસિંહના અંતરમાં તેના માટે અત્યંત પ્રેમ ઉપજ્યો હતો. વનલતાના સુંદર મુખમંડળનું

વિસ્મરણુ તે એક ક્ષણુ માટે પણુ કરી શકતો નહોતો. વારંવાર તે પોતાના મનમાં મૃગલોચની સાથે એ વનલતાની સરખામણીને વિચાર કરતો હતો. તે સ્વગત વિચારવા લાગ્યો:—" અરેરે! મૃગલોચનીએ જે હૃદયરાજ્યપર અધિકાર મેળવ્યો છે તેજ હૃદયરાજ્યનું સિંહાસન મેળવવાનો પ્રયત્ન એક અપરિચિતા રૂપસુંદરી કરે છે! મ્હારો અંતરાત્મા પણુ એ કુસુમકલિકા તરફ આકર્ષાય છે. જગદીશ્વરનો મહિમા અપાર છે. કયા સમયે શું બની શકશે એનો નિર્ણય ક્ષુદ્ર માનવીશક્તિથી થવો સર્વથા અસંભવિત છે. મ્હારું હૃદય એકદમ દુર્બળ બની ગયું છે. મ્હારા હૃદયપર સૌન્દર્યનો આવો પ્રભાવ કદાપિ પડયો નહોતો. એ શાપભ્રષ્ટા દેવી આ પૃથિવીપર મ્હને મુગ્ધ કરવાના હેતુથી જ ઉતરી આવી છે કે શું? વળી એ અપરિચિતા સુંદરી મ્હને પ્રાપ્ત થાય એવી આશા નથી. આજની મ્હારી સ્થિતિ અત્યંત શોચનીય થઇ પડી છે. આ સઘળું મનનું જ કારણુ હોય એમ મ્હને લાગે છે. ચંચળ મનનો વિશ્વાસ જ રાખી શકાતો નથી. કયા પ્રસંગે એની કેવી રૂચિ થશે એનો કશો વિશ્વાસ નથી. એની ગતિના પ્રાબલ્યને અટકાવવા કોણ સમર્થ છે? પ્રેમી મનુષ્યને પ્રેમ આવી રીતે અંધ બનાવતો હશે કે? આવી રીતે પ્રણયદેવ તેની બુદ્ધિનો નાશ કરતા હશે કે?"

આવા આવા અનેકવિધ વિચારોમાં રાત્રિ પસાર થઈ ગઈ અને પૂર્વાકાશમાં ભગવાન સૂર્યનારાયણુ જ્યારે પૂર્ણતેજથી પ્રકાશિત થયા ત્યારે રાજકુમાર વીરસિંહે શય્યાનો ત્યાગ કર્યો. રાત્રિના જાગરણુથી તેનાં નયનયુગલમાં ઘેન ભરાઇ રહ્યું હતું. મુખમંડળ મલિન બની ગયું હતું. જ્યોતિસિંહ જ્યારે રાજકુમાર પાસે આવ્યો ત્યારે તે તેની સ્થિતિ જોઇને સમજી ગયો કે વનલતા માટે રાજકુમારના અંતરમાં

પ્રેમની ઉત્પત્તિ થઇ છે; પરંતુ આ સમયે તેણે તેને કાંઈ કહેવું ઉચિત વિચાર્યું નહિ. તે પોતાનાં નિત્યકાર્યથી નિવૃત્ત થવા ચાલ્યો ગયો. વીરસિંહે પણ વિષણ્ણવદને પોતાનાં નિત્યકાર્ય સંપન્ન કર્યાં. સર્વે ભોજન કરી રહ્યા એટલે તેઓ અરણ્યમાં પેલી સુંદરીઓની શોધ કરવા જવા લાગ્યા. વીરસિંહે પણ જ્યોતિસિંહને ઉદ્દેશીને કહ્યું:–"ભાઇ ! હું પણ તમારી સાથે આવીશ. સર્વેએ તેને સાથે નહિ આવવા માટે સમજાવ્યો; પરંતુ તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. તેણે કહ્યું:–" હું અને સેનાપતિ શૂરસિંહજી અરણ્યમાં ફર્યા કરીશું, અને તમે તમારું કામ કરજો."

અંતે સર્વે છાવણીમાંથી રવાના થયા. જંગલમાં ઘણે દૂર ગયા પછી વીરસિંહ અને શૂરસિંહ એક જગ્યાએ બેઠા, અને અન્ય જનો પેલી રમણીઓની શોધ કરવા ચાલ્યા ગયા. રાજકુમાર તેના અંતરમાં વનવિહારિણી વનલતાનું જ સ્મરણ કરી રહ્યો હતો.

## પ્રકરણ ૯ મું.



### પ્રેમિક પ્રેમિકાનો પત્રવ્યવહાર.



"The love which my shirit bath painted,
It never hath found but in thee !

—**Byron.**

રાજકુમાર વીરસિંહ બેઠા બેઠા શૂરસિંહ સાથે વાતચિત કરી રહ્યો હતો, એવામાં એક નવયુવાન ખૂબસૂરત માળણ વિવિધ પ્રકારની

પુષ્પમાળાઓ લઇ જે સ્થળે વીરસિંહ અને શૂરસિંહ બેઠા હતા એ સ્થળેથી ચાલી ગઈ. તે એમ બોલતી ચાલી જતી હતી કે, "આજે પુષ્પમાળાઓ બનાવતાં વિલંબ થયો તેથી રાજકુમારી મ્હારાપર અવશ્ય ક્રોધે ભરાયાં હશે! હવે હું જોઉં છું કે, મ્હારી કેવી દુર્દશા થાય છે!"

–આ વાકયો રાજકુમાર અને શૂરસિંહના સાંભળવામાં આવ્યાં. વીરસિંહે કહ્યું:—"સેનાપતિ મહાશય! આ પેલી વનવિહારિણી રૂપસુંદરીની જ માળણ હોય એમ મ્હને લાગે છે. એને આપણે બોલાવીને થોડા પ્રશ્નો પૂછી જોઇએ."

શૂરસિંહે એ માળણને બોલાવી. માળણ કંપતી કંપતી તેમની પાસે આવી એટલે શૂરસિંહે પૂછયું:—"તું કોણ છે અને પુષ્પમાળાઓ કોના માટે લઇ જાય છે?"

"હું માળણ છું. હું કયાં રહું છું એ તમને કહી શકું તેમ નથી. વળી આ પુષ્પમાળાઓ પહેરનારનું નામ પણ હું તમને જણાવી શકું તેમ નથી. કૃપા કરી મ્હને અહીંથી જવા દો. હું ગરીબ છું. મ્હને સતાવવાથી તમને કશો લાભ થનાર નથી. હું તમને મ્હારા બન્ને હાથ જોડીનું કરગરું છું કે, તમે મ્હને જવા દો."

આમ કહીને એ માલણ ઉચ્ચસ્વરે આક્રંદ કરવા લાગી. તેની પાસે જ પુષ્પમાળાઓની છાબ પડેલી હોઈ પુષ્પોની મનોહર સુગંધ આવતી હતી. એવામાં એક બુરખાવાળો સવાર ત્યાં આવી ચઢયો અને વીરસિંહને ઉદ્દેશી તેણે કહ્યું:–"રાજકુમાર! એ બહુરૂપી છે; માટે આપ એના પંઝામાં ફસાઇ પડતા નહિ. જો આ પુષ્પોની સુગંધ વિશેષ સમય સૂંઘી તમારા સુંઘવામાં આવશે તો, તમે બેશુદ્ધ બની જશો."

એ બુરખાવાળા સવારે આટલું કહ્યું હતું કે તરત જ પેલી

માળણ ત્યાંથી પલાયન કરી જવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ જોત જોતાંમાં શૂરસિંહે તેનો હાથ પકડી લીધો. આટલા સમયમાં પેલો ઘોડેસવાર પણ ત્યાંથી ચાલ્યો ગયો. વીરસિંહે શૂરસિંહને કહ્યું:- એ સવાર કોણ હતો ? આપણને તે શા માટે સાવધાન કરી ગયો ? "એની હકીકત જાણી શકાય તેમ નથી; કેમકે તેણે બુરખામાં પોતાનું મ્હોં છુપાવ્યું હતું. ગમે તેમ હોય, હવે આપણે વિશેષ સમય સુધી અત્રે રોકાવાની અગત્ય નથી. જો એ સવારે આપણને યથા સમયે સાવધાન ન કર્યા હોત તો આપણે ફસાઇ જાત." શૂરસિંહે કહ્યું.

"ઠીક છે; આપનું કહેવું વ્યાજબી છે. આ શયતાન માળણને આપણી સાથે લઇ લ્યો. છાવણીમાં ગયા પછી એ કોણ છે તેની આપણે તપાસ કરીશું." વીરસિંહે કહ્યું.

જ્યારે વીરસિંહ અને શૂરસિંહ છાવણીમાં જઇ પહોંચ્યા ત્યારે રાજકુમારે કહ્યું:-"હવે આ બહુરૂપીને પૂછો કે તેનું નામ શું છે?"

"સહેલાઇથી તે પોતાનું નામ નહિ બતાવે. હમણાં હું એને ઓળખી કાઢું છું." આમ કહી ગરમ પાણી મંગાવી શૂરસિંહે તેનું મ્હોં ધોવડાવ્યું એટલે માલૂમ પડયું કે એ બહુરૂપી ભૈરવનાથ હતો. તેને ઓળખતાંની સાથે જ રાજકુમારે કહ્યું:-"હવે તમને કેવી શિક્ષા કરવી જોઇએ ?"

"આપને જે શિક્ષા કરવી હોય તે કરો." ભૈરવનાથે નિડરતાથી ઉત્તર આપ્યો.

રાજકુમારે શૂરસિંહને કહ્યું:—"હમણાં તમે એને બરાબર સંભાળમાં રાખજો. જ્યોતિસિંહના આવ્યા પછી એનો વિચાર કરીશું."

શૂરસિંહ ભૈરવનાથને લઇ પોતાના તંબૂમાં ચાલ્યો ગયો. રા-

ત્રિનો સમય થયો એટલે જ્યોતિસિંહ લક્ષ્મણસિંહ અને જગન્નાથજી છાવણીમાં આવ્યા, તથા રાજકુમારના તંબૂમાં ગયા. તેમને જોઈ વીરસિંહે પૂછ્યું:—"કેમ કશો પત્તો લાગ્યો ?"

"ના. આખો દિવસ શોધ કરી; પરંતુ બિલકુલ પત્તો લાગ્યો નહિ." એક ગાઢ નિશ્વાસ: મૂકીને જ્યોતિસિંહે કહ્યું.

"આજે અમે પણ એક બહુરૂપીને કેદ પકડ્યો છે." કુમારે કહ્યું.

"કયા બહુરૂપીને કેદ પકડ્યો છે? એ ક્યાં છે ?" જ્યોતિસિંહે જીજ્ઞાસાથી પૂછ્યું.

"એ બહુરૂપી શૂરસિંહજીની દેખરેખમાં છે. એને બોલાવીને જુઓ કે એ કોણ છે ?"

લક્ષ્મણસિંહને મોકલી જ્યોતિસિંહે ભૈરવનાથને પોતાની પાસે બોલાવી મંગાવ્યો જ્યારે તેણે ભૈરવનાથને જોયો ત્યારે તે અત્યંત આનંદિત થયો, અને તેણે પૂછ્યું:—"કેમ, હવે આપનો શો ઇરાદો છે ?"

"જે ઇરાદો પહેલાં હતો તે હમણાં પણ છે." ભૈરવનાથે દૃઢતાથી કહ્યું.

"હજી પણ તમારે કનકસિંહની તાબેદારી છોડી દેવી છે કે નહિ ?"

"શા માટે તેમની તાબેદારી છોડી દેવી જોઇએ ?"

"ત્યારે પુનઃ તમારે અમારી કેદમાં રહેવું પડશે.

"તેની મ્હને ચિંતા નથી."

"તમે એમ ન સમજશો કે, અમારી કેદમાંથી તમને હવે તમારા સાથીદારો છોડાવી જશે. એ કેદખાનું કાંઈ જેવું તેવું નથી."

"એ કેદખાનાથી હું અજાણ્યો નથી. મ્હને ત્યાં કેદ કરી રાખવો હોય તો ભલે ત્યાં રાખો."

જ્યોતિસિંહે શૂરસિંહને કહ્યું:—"આ માન્યવર મહાશયને સખ્ત પહેરામાં રાખજો. આજે રાત્રિ થઇ ગઇ છે, તેથી આવતી કાલે જ એમને મ્હોટે ઘેર લઈ જવામાં આવશે."

શૂરસિંહે પોતાના કેટલાક સશસ્ત્ર સિપાહીઓને બોલાવી ભૈરવનાથને તેમને સ્વાધીન કર્યો. એવામાં એક ચોપદારે આવી એક પત્ર શૂરસિંહના હાથમાં આપીને કહ્યું:—"એક બુરખાવાળો સવાર બ્હાર હાજર છે. તેણે આ પત્ર રાજકુમારને આપવા કહ્યું છે. જ્યોતિસિંહે પત્રપરનું શિરનામું વાંચ્યું. તે આ પ્રમાણે હતું:—

"રાજકુમાર વીરસિંહજીના ચરણકમળમાં"

જ્યોતિસિંહે શૂરસિંહ પાસેથી પત્ર લઈ રાજકુમારના હાથમાં આપ્યો. વીરસિંહ અધીરતાથી પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો:—

"પ્રાણાધિક પ્રિયતમની પવિત્રતમ સેવામાં,

હૃદયેશ્વર !

આ હૃદયસિંહાસનપર આપની પ્રેમપ્રતિમાની પ્રતિષ્ઠા થઇ ગયેલી હોવા છતાં આપ મ્હારી સહજ પણ સંભાળ લેતા નથી એ શું આપ જેવા પ્રેમિક માટે ઉચિત છે? જીવનસર્વસ્વ! આપના માટે જ મ્હેં સુખવિભવનો ત્યાગ કરી વનવાસ સ્વીકાર્યો છે—નિરંતર આ ચરણસેવિકા આપનું જ રટણ રટે છે; છતાં આપના દર્શનસુખનો લાભ નથી મળતો એ હું મ્હારું મહદ્ દુર્ભાગ્ય જ સમજું છું. વિશ્વમાં વિધાતાએ પુરુષોનું હૃદય આટલું બધું કઠોર કેમ બનાવ્યું હશે તેનો કશો નિર્ણય હું કરી શકતી નથી. આપના માટે જ મ્હેં રાજસુખનો ત્યાગ કર્યો છે, અને હું વનવિહારિણી થઇ છું;

પરંતુ આપ મ્હારા વિરહાગ્નિને શાન્ત કરતા નથી તેથી મ્હારું હૃદય–તનબદન બળીને ભસ્તીભૂત થઇ જાય છે. નિમ્નલિખિત કાવ્ય વાંચીને આપ મ્હારી હૃદયવ્યથાની કાંઇક અંશે આપના અંતરમાં કલ્પના કરી શકશો.

( ગઝલ કવ્વાલી )

હૃદય–સ્વામી ! નયનતારા ! જીવન આધાર છો મ્હારા !
જીગરના દેશપર પ્યારા ! પરમ સત્તા તમારી છે !
નજર મળતાં હૃદય ફૂલે, બનાવી દાસી વિણુ ભૂલે
હૃદયવ્યાપી પ્રણય–ઝૂલે ! સદા ઝૂલાવનારી છે !
જીવનના પ્રાણ–ઉપવનમાં, પ્રણયની કુંજકાનનમાં,
વિરહ મીઠડાં વિલાસનમાં, પ્રભુજીની પથારી છે.
ખિલ્યાં ફૂલડાં વિવિધ ન્યારાં, સીંચ્યા પ્રેમે કનક ક્યારા.
હૃદય–સિંહાસને પ્યારા ! પધારો અર્જ મ્હારી છે,
ફર્યા છો પ્રેમ–મંદિરમાં, જશો વ્હાલા ! હવે તે ક્યાં ?
પડે પગલાં તમારાં ત્યાં, અમારી રાહદારી છે.
મળે છે ચાર આંખો જ્યાં, વહે ત્યાં પ્રેમનાં ઝરણાં,
હૃદય એકતાર સંધાતાં, અજબ ત્યાં શી ખુમારી છે !
શરણુગત કિંકરી જાણી, કરો પગલાં દયા આણી !
'તમારી મીઠડી વાણી, મ્હને તો પ્રાણપ્યારી છે !
જીવ્યું પળવાર નહિ જાશે, અકારી જીંદગી થાશે !
ભલી હો કે નઠારી હો, છતાં નારી બિચારી છે.
બધી તૈયારીઓ કીધી, પરિજનને રજા દીધી,
સુશય્યા સજ્જ કરી લીધી, હવે ખોટી તમારી છે ! (વસન્ત.)

લિ૰ વિયોગિની "

આ પ્રેમપૂર્ણ પત્ર વાંચતાં વાંચતાં વીરસિંહનાં નેત્રામાં અશ્રુજળ ભરાઇ આવ્યું; રુદ્ધ કંઠે તેણે ચોપદારને ઉદ્દેશીને કહ્યું:—"જે સવાર આ પત્રિકા લઇ આવ્યો છે તેને અહીં લઇ આવ." ચોપદારે બહાર જઈ આવીને નમ્રતાપૂર્વક કહ્યું:—"મહારાજ! એ સવાર તો ચાલ્યો ગયો છે!"

આ ઉત્તર સાંભળવામાં આવતાં વીરસિંહનું મન અત્યંત વ્યથિત થયું. તેણે એ પત્ર જ્યોતિસિંહના હાથમાં આપ્યો. તેણે પણ એ પત્ર વાંચી જોયો. પછી તેણે કહ્યું:—"રાજકુમારિ! જે સુંદરીને શોધી કાઢવાને માટે અમે આટલો બધો પરિશ્રમ કરીએ છીએ એ સુંદરીએ જ આ પ્રણયપત્રિકા લખી હોય એમ સ્પષ્ટ સમજાય છે. એ સુંદરી જ્યારે—આપના પ્રેમમાં પડેલી છે ત્યારે પછી આપનો અંતરાત્મા નિષ્પ્રયોજન વ્યથિત કેમ થાય છે?"

વીરસિંહે કહ્યું:—"આ પ્રણયપત્રિકાએ તો ઇશ્કના અગ્નિમાં ઘૃતાહુતિ કરી છે. ઠીક છે, હવે તમે જઇને વિશ્રાન્તિ લ્યો, કાલે વિચારપૂર્વક આપણે આપણા કર્ત્તવ્યકર્મમાં પ્રવૃત્ત થઈશું."

ગઇ કાલની રાત્રિ કરતાં આજની રાત્રિ કુમારે વિશેષ વ્યાકુળતામાં વ્યતીત કરી. સ્હવારે શય્યાત્યાગ કરી સ્નાનપૂજા કરી રહ્યા પછી, જંગલમાં જવા માટે તેણે જ્યોતિસિંહને બોલાવ્યો. તેણે તેને જંગલમાં આવવાની ના પાડી; પરંતુ રાજકુમારે પોતાના આગ્રહનો ત્યાગ ન જ કર્યો. અંતે જ્યોતિસિંહે ગુલાબનું પુષ્પ પાણીમાં ઘસીને વીરસિંહ તથા શૂરસિંહને પાયું તથા કહ્યું:—"હવે આપ આપની ઇચ્છામાં આવે ત્યાં હરો ફરો. આપને કોઇ બેશુદ્ધ બનાવી શકશે નહિ; જો કોઈ જબરદસ્તીથી પકડે તો હું કાંઈ કહી શકું નહિ!"

"મ્હને જબરદસ્તીથી પકડે એવું આ જગતમાં કોઇ નથી." વીરસિંહે એક વીર પુરુષના મુખમાં શોભે એવાં વચનો ઉચ્ચાર્યાં.

પછીથી પાંચે જણા જંગલમાં ગયા. જંગલમાં ગયા પછી વીરસિંહ તથા શૂરસિંહને છોડી ત્રણે બહુરૂપીઓ જૂદા પડી ગયા; વિરસિંહ પણ શૂરસિંહ સાથે ફરતો ફરતો ઘણે દૂર નીકળી ગયો. એવામાં તેણે બે બુરખાવાળા સવારોને પોતાના તરફ આવતા જોયા. તેઓ જ્યારે કુમારથી થોડા અંતરે આવ્યા ત્યારે એક સવાર ઘોડાપરથી નીચે ઉતરી ગયો, તથા જમીનપર કોઇ વસ્તુ મૂકીને તે પાછો ઘોડાપર સવાર થઇ ગયો. વીરસિંહ તેમની પાસે ગયો એટલામાં તો પેલા સવારોમાંના એકે જમીનપર મૂકેલી વસ્તુ તરફ પોતાનો હાથ લંબાવીને કહ્યું:—"રાજકુમાર! આ પુસ્તક તથા તેની સાથેનો પત્ર આપ લઇ લેજો."

આમ કહીને એ બન્ને સવારોએ પોતાના ઘોડાના મ્હોં ફેરવ્યાં, અને જોતજોતામાં તેઓ બન્ને બીચ અરણ્યમાં અદ્રશ્ય થઇ ગયા. વીરસિંહે પેલા સવારે મૂકેલી વસ્તુઓ જોઇ તો તેમાં એક તેનું ગૂમ થયેલું જાદુપથપ્રદર્શક પુસ્તક, એક પત્રિકા અને બીજી લેખનસામગ્રી પડી હતી. અત્યંત આનંદિત થઇને વીરસિંહે એ પુસ્તક ઉપાડી લીધું, તથા તેણે શૂરસિંહને ઉદ્દેશીને કહ્યું:—"આપણને આ પુસ્તકાદિ આપી એ સવારો શા માટે જતા રહ્યા હશે?"

"હું કાંઇ સમજી શકતો નથી. આ પત્રમાં શું લખ્યું છે તે તો આપ જુઓ." શૂરસિંહે વિચારમગ્ન સ્થિતિમાં કહ્યું. વીરસિંહ તરતજ પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યો:—

"પ્રણયમંદિરમાં પ્રતિષ્ઠિત થયેલા પ્રેમદેવતા!

મ્હારા હૃદયને આપે ચોરી લીધું છે. આપની પ્રેમપ્રતિમા તો

બિચારી પેલા અદ્દભુત ખંડેરમાં ફસાઇ પડી છે. તેને સહજ પણ દુઃખ વેઠવું પડશે તો આપનો અંતરાત્મા અત્યંત વ્યથિત થશે એમ ધારી આપનું પુસ્તક આપની સેવામાં મોકલી આપ્યું છે. આપના સુખમાં જ આ સેવિકાના સકળ સુખનો સમાવેશ થયેલો છે. ખરા પ્રેમમાં સ્વાર્થ હોતો નથી. પ્રેમ શાન્તિની, સુખની તેમજ સ્વર્ગની વસ્તુ છે. આપ જાણતા જ હશો કે પ્રેમ ત્રણ પ્રકારનો છે. બાહ્ય-સંપદ્દમૂલક પ્રેમ, માનસિક ઉત્કર્ષમૂલક પ્રેમ અને આધ્યાત્મિ પ્રેમ આ ત્રણે પ્રેમને અનુક્રમે તામસિક, રાજસિક અને સાત્વિક નામ પણ આપી શકાય છે. જો કે અદ્યાપિ હું સાત્વિક પ્રેમની સેવિકા તો થઇ શકી નથી; મ્હારો પ્રેમ રાજસિક છે. આ રાજસિક પ્રેમ નિર્દોષ છે—નિર્મળ છે—વાસનાથી તે અપવિત્ર નથી; છતાં તામસિક અને રાજસિક પ્રેમમાં એક પ્રકારની અસંપૂર્ણતા છે. એ બન્ને પ્રીતિની વસ્તુ પ્રાપ્ત કરવાને માટે—તેનું સહવાસસુખ મેળવવાને માટે વ્યાકુળ બની જાય છે. રાજસિક પ્રેમ પણ પ્રીતિની વસ્તુ પાસેથી પ્રતિદાન મેળવવાની આશા રાખે છે; કેમ કે પ્રેમનો બદલો નહિ મળ-વાથી તે અત્યંત દુઃખી થાય છે. સહવાસસુખ મેળવવાની વાસના પરિતૃપ્ત થતી નથી; પરંતુ જે પ્રેમ અવિનશ્વર આત્માના એકત્વપર થયેલો છે—જે આત્માની માફક ગંભીર તથા અતલસ્પર્શ છે તેને કોઇ પણ પ્રકારની વ્યાકુળતા હોતી નથી. તેને જ આધ્યાત્મિક પ્રેમ કહી શકાય છે.

•

પ્રિયતમ,

આધ્યાત્મિક પ્રેમને પ્રાપ્ત કરવા જેટલું મનોબલ આ ક્ષુદ્ર સેવિ-કાનામાં નથી. આપનો વિયોગ મ્હારા માટે સર્વથા અસહ્ય થઇ પડ્યો છે. જીવનાધિક! આપ હિમ્મતથી એ અદ્દભુત ખંડેરના ભેદનો સ્ફોટ

કરો અને મૃગલોચનીને સંકટમુક્ત કરો; પરંતુ આ કિંકરીનું વિસ્મરણ કરશો નહિ. આ પત્રનો પ્રત્યુત્તર જે સ્થળેથી આપને આપનું પુસ્તક પ્રાપ્ત થાય તે જ સ્થળે લખીને મૂકજો.

લિ૦ ચરણકિંકરી **વિયોગિની** ”

આ પ્રણયપત્રિકા વાંચીને વીરસિંહ વિશેષ વ્યાકુળ બની ગયો. તેના અંતરમાં પ્રેમસાગરના તરંગો ઉપસ્થિત થવા લાગ્યા. વિના વિલંબે તેણે એ પ્રેમપત્રનો પ્રત્યુત્તર લખ્યો:—

“ **મનોહારિણિ !**

જે દિવસથી તમારી મોહિની સૂરતનું મ્હેં દર્શન કર્યું છે તે જ દિવસથી તમારી મનમોહન મૂર્ત્તિએ મ્હારા મનમંદિરમાં સ્થાન મેળવ્યું છે. રાત્રિ દિવસ હું તમારું જ સ્મરણ કર્યા કરું છું. સત્વર તમારું સહવાસસુખ પ્રાપ્ત થાય એવી જ મ્હારી ઉત્કટ ઇચ્છા છે. તમારી પ્રણયપત્રિકાના એકેક શબ્દે મ્હારું હૃદય વીંધી નાખ્યું છે. તમે મ્હારાપર જે ઉપકારો કરવા માંડયા છે તેનું વિસ્મરણ હું કાળાંતરે પણ કરી શકું તેમ નથી. વિશેષ શું લખું ? હું અત્યંત અસ્થિર બની ગયેલો હોવાથી શું લખવું એ જ મ્હને સૂઝતું નથી !

લિ૦ દર્શનાતુર **વીરસિંહ.**”

ઉપર પ્રમાણે પ્રત્યુત્તર લખી વીરસિંહે જે સ્થળેથી પુસ્તક લીધું હતું એ સ્થળે જ મૂકી દીધો, તથા તેણે જે તરફ સવારો ગયા હતા તે તરફ દૃષ્ટિ કરી તો તેઓ દૂર ઉભા રહેલા નજરે પડયા. વીરસિંહ અને શૂરસિંહ દૂર ખસી ગયા એટલે એ બે સવારો પૈકીનો એક આગળ આવી એ પત્ર ઉપાડીને ચાલ્યો ગયો. પછીથી એ સવારોના આવા વિસ્મયજનક વ્યવહાર સંબંધી વાતચિત કરતા કરતા તેઓ પોતાની છાવણી તરફ જવા લાગ્યા.

રાત્રે જ્યોતિસિંહ અને તેના સાથીદારો પણ નિરાશવદને પાછા ફર્યા. સર્વે વીરસિંહના તંબૂમાં હાજર થયા એટલે વીરસિંહે પ્રસન્નવદને પૂછ્યું:–"કેમ, આજે શો વાઘ મારી આવ્યા?"

"રાજકુમાર! આજે પણ એ વનવિહારિણીઓનો કશો પત્તો લાગ્યો નથી; પરંતુ જંગલમાં કેટલાક બુરખાવાળા સવારોને ફરતા અમે જોયા હતા. તેઓ ઘણી સાવધાનતા રાખતા હોવાથી તેઓ કોણ છે એ અનેક પ્રયત્નો કર્યા છતાં જાણી શકયા નથી; પરંતુ અમે તેમનો પત્તો મેળવ્યા સિવાય રહેવાના નથી." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

"હવે વધારો બડાશો ન મારો. તમારાથી કશું વળ્યું નથી; પરંતુ અમે તો આજે આપણું મુખ્ય કાર્ય સફળ કરી આવ્યા છીએ. આપણું ગૂમ થયેલું પુસ્તક અમે આજે પાછું મેળવ્યું છે." આમ કહીને વીરસિંહે એ પુસ્તક સર્વેને બતાવ્યું જેથી સઘળા બહુરૂપીઓને અપાર આનંદ થયો. જ્યોતિસિંહે પ્રસન્નતાપૂર્વક કહ્યું:–"રાજકુમાર! આપ કેવા ઉસ્તાદ બહુરૂપી છો એ અમે કયાં નથી જાણતા? આપની વિદ્યાની શો વાત કરવી?! પરંતુ હવે કૃપા કરીને કહો તો ખરા કે, આ પુસ્તક આપે કેવી રીતે મેળવ્યું?"

વીરસિંહે સઘળી હકીકત કહી સંભળાવી, અને તે સાથે પોતાને પ્રાપ્ત થયેલી પ્રણયપત્રિકા પણ તેણે જ્યોતિસિંહને બતાવી. એ પ્રેમપત્રિકાનો પોતે જે ઉત્તર આપ્યો હતો તે પણ તેણે સંક્ષિપ્તમાં કહી સંભળાવ્યો. એ સાંભળી રહ્યા પછી જગન્નાથ જ્યોતિષીએ કહ્યું:–"ખરેખર, આ સુંદરી કોઇ ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલી છે એ માટે સહજ પણ સંદેહ નથી. તેણે રાજકુમારને દુઃખી કરવા એ વ્યાજબી વિચાર્યા નથી. વળી એની પત્રિકા વાંચી જોતાં એમ સ્પષ્ટ સમજાય

છે કે, રાજકુમાર સંબંધીની સઘળી હકીકત તે જાણે છે। છતાં આપણે તેના સંબંધી સહજ પણ હકીકત જાણતા નથી એ આશ્ચર્ય-જનક છે।"

"એ માટે તો આપણા બહાદુર બહુરૂપી જ્યોતિસિંહે શર્માવું જોઇએ! તેઓ આટલા બધા ચાલાક હોવા છતાં બે ચાર સ્ત્રીઓનો પત્તો મેળવી શકતા નથી એ શું સામાન્ય શર્મની વાત છે?।" વીરસિંહે કહ્યું.

"રાજકુમાર! થોડા દિવસમાં જ હું એ અદ્દભુત રમણીનો પત્તો અવશ્ય મેળવીશ; એ માટે આપ સર્વથા નિશ્ચિંત રહો." જ્યોતિસિંહે હિમ્મત દર્શાવી.

"આપણને આપણું પુસ્તક પ્રાપ્ત થયું છે; માટે હવે આપણે ખંડેરનો વિશેષ ભેદ જાણવો જોઇએ, તથા એ કાર્યને બની શકે તેટલી ત્વરાથી પૂર્ણ કરવું જોઇએ." જગન્નાથ જ્યોતિષીએ કહ્યું.

"અને આ ભેદ ભરેલી ભામાઓનો પત્તો મેળવવાનું કામ?" કુમારે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"મહારાજ! દિવસે આપણે ખંડેરનું કામ કરીશું અને રાત્રે એ સુંદરીઓનો પત્તો મેળવવાનું કામ કરીશું." જગન્નાથે સલાહ આપી. આ સલાહ સર્વેને પસંદ પડી, તથા બીજી કેટલીક વાત-ચિત થયા સર્વે પોતપોતાના તંબૂમાં વિશ્રાન્તિ લેવા ચાલ્યા ગયા. રાજકુમાર પણ શય્યાવશ થઇ ગયો; કિન્તુ નિદ્રાદેવીએ તેનાપર કૃપા કરી નહિ. ઘણા સમય સૂધી વનલતાના વિચારો કરીને તે તંદ્રાધીન થયો. તંદ્રાવસ્થામાં તે વિવિધ પ્રકારનાં સ્વપ્ન જોવા લાગ્યો.

સ્હવારે શય્યાત્યાગ કરી નિત્યકાર્યોથી નિવૃત્ત થઈ કુમાર-વીરસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથ ખંડેરમાં ગયા.

જાદુપ્રથપ્રદર્શક પુસ્તક તેમની પાસે જ હતું. તેમાં જે પ્રમાણે લખ્યું હતું તે પ્રમાણે તેઓ આ અદ્ભુત ખંડેરનો ગુપ્ત ભેદ ક્રમશઃ ઉકેલવા લાગ્યા. એ પુસ્તકમા એવું લખેલું હતું કે, આ ખંડેરનો ભેદ ઉકેલ-લનારે એક પ્રહર દિવસ બાકી રહે એટલે સર્વ કાર્યનો ત્યાગ કરી સ્વસ્થાનમાં ચાલ્યા જવું.



## પ્રકરણ ૧૦ મું.

### બહુરૂપીઓનો પરાજય.

સર્વે જણ ખંડેરમાં જઇને પ્રથમ તેઓ મંડપની પાસેની ખુલ્લી જગ્યાના ચબુતરા પાસે ગયા અને ત્યાંથી જ કુમારે આ ખંડેરનો ભેદ ઉકેલવાનો આરંભ કર્યો. પુસ્તકમાં સૂચવ્યા પ્રમાણે, એ ચબુતરા-પર જે માણસ સૂઇ રહ્યો હતો તેના મસ્તક તરફ, તેનાંથી પાંચ હાથની જમીન વીરસિંહે પોતાના હાથે જ ખોદી. એ હાથ ઊંડી જમીન ખોદતાં અંદર એક સફેદ શિલા હતી; તે સર્વના જોવામાં આવી. એ શિલાના મધ્યભાગમાં એક પીત્તળનું કડું જડેલું હતું. એ પકડીને વીરસિંહે શિલા બ્હાર કાઢી તો અંદર એક ભયંકર ભોંયરું જણાયું. એ ભોંયરામાં ઉતરવા માટે આરસપત્થરનાં સુંદર પગથીઆં હતાં. જ્યોતિસિંહે તરત જ પોતાની પાસેની મશાલ સળગાવી. લક્ષ્મ-ણસિંહે એ મશાલ પકડી લીધી. અને સર્વે ભોંયરામાં ઉતર્યા તો અંદર એક મ્હોટો ઓરડો નજરે પડ્યો. એ ઓરડો ઘણો સ્વચ્છ હોઇ તેના મધ્યભાગમાં આરસુપત્થરની એક ખૂબસુરત પુતળી એક હાથમાં લોખંડનો સળીઓ અને બીજા હાથમાં હથોડી લઇને ઉભી

હતી. વીરસિંહે તેના હાથમાંનો સળીઓ અને હથોડી પડાવી લઇને, સળીઓ તેના જમણા કાનમાં નાખી હથોડીથી અંદર બેસાડી દીધો કે તરત જ એ પુતતીના હોઠ ફરકવા લાગ્યા, તથા એ પુતળી જાણે કે ગાન ગાતી હોય તેવી રીતે તેના મુખમાંથી વાજીંત્ર જેવો સુમધુર અવાજ સંભળાવા લાગ્યો. ત્યાર પછી થોડા સમયે એ પુતળીના મસ્તકથી તે પેટ સુધીના શરીરના અડધા ભાગના બે ઉભા કટકા થઇ ગયા, તથા તેના પેટમાંથી આઠેક આંગળ જેટલો એક ગુલાબનો રોપો નીકળ્યો. એ રોપાને કેટલાંક મનોહર પુષ્પો પણ ઉગેલાં હતાં. તેની એક ડાળીમાં રેશમી દોરી સાથે બાંધેલી એક સોનાની કુંચી પણ લટકતી હતી. તે સિવાય એ રોપાના મૂળ પાસેથી એક તામ્રપત્ર મળી આવ્યું. એ તામ્રપર જે હકીકત લખેલી હતી તે કુમાર અધીરતાથી વાંચવા લાગ્યો:—"આ રોપો અમારા આશ્ચર્યરાજ નામના ધન્વંતરી વૈદ્યે રાસાયનિક દ્રવ્યના મિશ્રણથી બનાવેલો છે, અને તેથી એનાં પુષ્પો કદાપિ કરમાશે નહિ. એટલું જ નહિ પરંતુ તેમાંથી ગુલાબના પુષ્પો જેવી સુવાસ નિરંતર આવ્યા જ કરશે. એક આશ્ચર્યજનક વસ્તુ તરીકે દરબારમાં શોભા માટે મૂકવા યોગ્ય આ ભેટ વૈદ્યરાજે આપના માટે જ તૈયાર કરી રાખી છે."

આ હકીકત વાંચી સર્વે ઘણા આનંદિત થયા. વીરસિંહે આનંદિત મુખે જ્યોતિષીને કહ્યું:—"શુરુઆતમાં ઘણા સારા શુકન થયા છે. આપણને એક ઉત્તમ વસ્તુ પ્રાપ્ત થઇ છે. જુઓ હમણાં પણ આ પુષ્પોની કેવી સરસ સુવાસ આવે છે?!"

"ઘણી જ સરસ." જ્યોતિસિંહ બોલી ઉઠયો.

"પ્રત્યેક કારીગરી એક એકથી ચઢતી જ જોવામાં આવે છે." લક્ષ્મણસિંહે ઉમેર્યું,

આવી રીતની વાતચિત ચાલતી હતી એવામાં ઓરડીનો એક તરફનો દરવાજો ઉઘડી ગયો. અંધકારમયી કોટડીમાં અત્યાર સુધી એ લોકોએ કોઇ દરવાજો કે તેના અસ્તિત્વનું એકકે ચિહ્ન જોયું નહોતું. આ દરવાજો ઉઘડવાથી ઓરડીમાં ઘણા પ્રકાશનો વિસ્તાર થયો. મશાલ બુઝાવી નાંખવામાં આવી, તથા એ લોકો એ દરવાજામાંથી બ્હાર નીકળ્યા તો એક સુંદર બાગ તેમના જોવામાં આવ્યો. આ બાગમાં જ કિશોરી આવી હતી એ હકીકત અમે પ્રથમ લખી ચુકયા છીએ. પછીથી પુસ્તક વાંચીને તેમાં જણાવ્યા પ્રમાણે પુતળીના પેટમાંથી નીકળેલા રોપાની ડાળીપરથી મળી આવેલી કુંચીને એક લાંબી દોરડી સાથે બાંધી તેને જમીનપર ઘસડતો વીરસિંહ એ બાગમાં ફરવા લાગ્યો.

બાગમાં આવેલા, કયારા, હૉજ અને ફુવ્વારાઓ પાસે વીરસિંહ ફરવા લાગ્યો. એવામાં એક ફુવ્વારા પાસે એ કુંચી જમીન સાથે ચોટી ગઇ. તરત જ સર્વે એ સ્થળે ઉભા રહ્યા, અને વીરસિંહના કહેવા પ્રમાણે સર્વેએ એ સ્થળે ખોદવા માંડયું. બે ત્રણ હાથ ઊંડો ખાડો ખોદાયો હશે એવામાં જગન્નાથ બોલી ઉઠયોઃ—“ભાઇઓ, હવે બસ કરો; કેમ કે દિવસનો માંત્ર એક જ પ્રહર બાકી રહ્યો છે; તેથી આપણે હવે બ્હાર નીકળી જવું જોઇએ.”

તરત જ વીરસિંહે કુંચી ઉપાડી લીધી, તથા ખોદેલી જમીનને એવી જ સ્થિતિમાં રહેવા દઇ તેઓ જે માર્ગેથી આવ્યા હતા તે જ માર્ગેથી બ્હાર નીકળી પડયા.

રાત્રે કુમારના તંબુમાં બેસી વનલતાની શોધમાં જવાનો વિચાર તેઓ કરવા લાગ્યા અંતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે, ત્રણે બહુરૂપીઓએ તેની શોધમાં જવું.

રાત્રિનો થોડો સમય પસાર થયો એટલે ત્રણે બહુરૂપીઓ આવશ્યકીય વસ્તુઓ સાથે લઇ વનલતાની શોધ કરવા છાવણીમાંથી નીકળી પડયા. અંતે તેઓ જ્યારે જંગલમાં જઈ પહોંચ્યા ત્યારે સ્હામેથી એક બુરખાવાળા સવારને તેમણે ઘોડો દોડાવીને જતો જોયો. ત્રણે બહુરૂપીઓ ઉતાવળથી જે દિશા તરફ એ સવાર જતો હતો તે તરફ જવા લાગ્યા. આ સવાર રામગઢની પશ્ચિમે જતો હતો. કેટલીક વખત તે રસ્તામાં રોકાયો અને આગળ માર્ગ કાપવા લાગ્યો.

રાત્રિ અંધકારમયી હોવાથી એ ભીષણ અરણ્યમાં ગાઢ અંધકારનો વિસ્તાર થયેલો હતો. આ અંધકારમાં ત્રણે બહુરૂપીઓ થોડા સમય પછી જંગલના કિનારા સુધી જઈ પહોંચ્યા. ઘોડેસવાર પણ ત્યાં ઉતરી પડયો. એ સ્થળે ઘણા ઘોડા બાંધેલા હતા. બુરખાવાળા સવારે પોતાનો ઘોડો પણ ત્યાં છોડી દીધો. એક તરફ ઘાસનો મ્હોટો ઢગલો ખડકેલો હતો; ત્યાંથી થોડું ઘાસ લઈ પોતાના ઘોડાને નાખી એ સવાર પગે ચાલતો રવાના થયો.

પ્રહર રાત્રિ વીતતાં એ ત્રણે બહુરૂપીઓ પેલા બુરખાવાળા સવારની પાછળ પાછળ સરિતાતટપર જઇ પહોંચ્યા. દૂરથી સરિતાના જળમાં બે ઉજ્વળ દીપકો જોવામાં આવ્યા. જાણે કે બે ચંદ્ર સરતામાં ઉતરી આવ્યા હોય એમ જ લાગતું હતું. જળમાં પણ એ દીપકોના ઉજ્વળ પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. બહુરૂપીઓએ વિશેષ પાસે જઇને જોયું કે એક મનોહર નૌકામાં કેટલીક અપ્સરાઓના જેવી સૌંદર્યવિભૂષિતા સુંદરીઓ બેઠેલી હતી. સઘળી સુંદરીઓની વચ્ચે એક ઊંચી ગાદીપર એક નાજુક નવયુવતી કે જેના સૌન્દર્યતેજ સમક્ષ બીજી સઘળી સુંદરીઓનું સૌન્દર્યતેજ ક્ષીણ થઇ જતું હતું તે બેઠેલી હતી. એ સુંદરીનું ચંદ્ર સમાન સુંદર મ્હોં

અત્યંત આકર્ષણીય લાગતું હતું. નૌકાની બન્ને બાજુએ બે દીપકો સળગતા હતા.

બુરખાવાળા સવારે સરિતાના તટપર ઉભા રહીને જોરથી એક સીટી વગાડી. નૌકામાંથી પણ એ સીટીનો ઉત્તર સીટીથી જ મળ્યો. પછીથી એ સુંદરીઓમાંથી બે સુંદરીઓ હોડી એક નૌકામાં બેસી તટપર આવી અને તેઓ પેલા સવારને નૌકામાં બેસાડીને લઇ ગઈ.

હવે આપણા ત્રણે બહુરૂપીઓ એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા.

"વાહ! એ નૌકાના મધ્યભાગમાં બેઠેલી નાજનીન કેવી ખૂબસુરત દેખાય છે!" જ્યોતિસિંહે આશ્ચર્યોદ્ગાર કાઢ્યા.

"ખરેખર, આ સુંદર નૌકા જ આ નવયુવાન નાજનીઓનું નિવાસસ્થાન હોય એવો ભાસ થાય છે." જગન્નાથ જ્યોતિષીએ પણ આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું.

અલ્પકાળ સુધી તેઓ એ નૌકા તરફ જોઈ મૌન ધારણ કરી ઉભા રહ્યા. પછીથી જ્યોતિષીજીએ કહ્યું:—"ગમે તેમ હોય; પરંતુ તેમનો પરિચય પ્રાપ્ત કરવા માટે આપણે તેમની પાસે જવું જોઇએ."

"જગન્નાથજી મહારાજ! સાચવીને કાર્ય કરજો નહિ તો કદાચ એ સ્વર્ગની અપ્સરાઓ આપણને આ પૃથિવીદેવીના વક્ષઃસ્થળપરથી ઉપાડી સ્વર્ગરાજ્યમાં લઈ જશે!" લક્ષ્મણસિંહે સ્મિતમુખે કહ્યું.

"મ્હને તો એમ જ લાગે છે કે જે વનવિહારિણી રૂપસુંદરીઓને યુવરાજ વીરસિંહે અરણ્યમાં જોઇ હતી તે રૂપસુંદરીઓ આ જ હોવી જોઇએ." જ્યોતિસિંહે ગંભીરતાથી કહ્યું.

"મ્હને પણ એમ જ લાગે છે." લક્ષ્મણસિંહે જ્યોતિસિંહના વિચારને પુષ્ટિ આપી.

"ત્યારે પછી સરિતાના જળમાં તરીને એ સુંદરીઓ પાસે જતાં શા માટે બ્હીઓ છો?" જગન્નાથે કહ્યું.

"જ્યોતિર્વિજી, આ સુંદરીઓનો ભેદ જાણવાના મહત્કાર્યમાં તમારી અદ્દભુત વિદ્યા પણ વ્યર્થ થઇ પડી છે. હજી પણ તમે આ સુંદરીઓ સંબંધી કાંઇ કહી શકો છો?" લક્ષ્મણસિંહે પૂછ્યું.

"મ્હારા કરતાં પણ આ સુંદરીઓ વિશેષ હોશિયાર અને કાર્યકુશળ છે એ માટે સહજ પણ સંદેહ નથી. તેમણે પોતાનાં સત્ય નામ સુદ્ધાં બદલી નાંખ્યાં છે. તેઓ જ્યારે એકાન્તમાં એક બીજીની સાથે વાતચિત કરે છે ત્યારે પણ તેઓ પોતાના સત્ય નામનો ઉચ્ચાર કરતી નથી. હું અત્યંત મહેનત કરીને તેમનાં નામ જાણવાનો પ્રયત્ન કરું છું તો કોઇનું નામ વિયોગિની, કોઇનું યોગિની તો કોઇનું પિશાચિની માલૂમ પડે છે!" જગન્નાથજીએ એક નિશ્વાસ મૂકીને કહ્યું.

"એ સુંદરીઓએ પોતાનાં સત્ય નામ શા માટે બદલી નાખ્યાં હશે?" જ્યોતિસિંહે વિચારમગ્ન સ્થિતિમાં પૂછ્યું.

"આપણને ઉલ્લુ બનાવવા માટે." જગન્નાથે ઉત્તર આપ્યો.

"નામ તો જાણે દૂર રહ્યાં; પરંતુ આપે તેમના મકાનનો પત્તો કેમ મેળવ્યો નહિ?" લક્ષ્મણસિંહે જ્યોતિસિંહને ઉદ્દેશીને નવીન પ્રશ્ન કર્યો.

"મ્હારી વિદ્યાનો પ્રયોગ કરી જોતાં મ્હને એમ માલૂમ પડે છે કે, એ સુંદરીઓનું મકાન કિંવા નિવાસસ્થાન જળમાં જ છે; એ ઉપરથી શું આપણે તેમને જળવાસિની માછલીઓ ગણી શકીશું?" વિનોદાત્મક સ્વરે જગન્નાથે કહ્યું.

પુનઃ થોડા સમય સુધી સર્વેએ મૌન ધારણ કર્યું. પછીથી જગન્નાથે કહ્યું:—"ભાઇઓ! હવા, પાણી, માટી અને અગ્નિ એ

ચારે વસ્તુઓ મ્હારી વિદ્યામાં બાધા કિંવા વિઘ્ન કરનારી છે. એ ચાર વસ્તુઓ સમક્ષ મ્હારી વિદ્યાનું કાંઇ ચાલી શકે તેમ નથી. હવે આપણે વાતચિતમાં વખત ગૂમાવવાની જરૂર નથી. ચાલો, આપણે તરીને એ સુંદરીઓ પાસે જઇએ."

જ્યોતિસિંહે સંમતિ દર્શાવી એટલે ત્રણે બહુરૂપીઓ તરીને ઉપર્યુક્ત નૌકા પાસે જવા લાગ્યા. તેમણે પોતાનાં વસ્ત્રો કિનારાપર રાખી આવશ્યક વસ્તુઓની ઝોળી પોતાની કમરપર બાંધી લીધી હતી. તરતા તરતા તેઓ બે ચાર હાથ દૂર ગયા હશે એવામાં જ એક સીટીનો સ્વર તેમના સાંભળવામાં આવ્યો. એ સાથે જ સુંદરીઓની નૌકામાં જે તેજોમય દીપક અત્યાર સુધી સળગતો હતો તે બુઝાઇ ગયો. જાણે કે એ દીપકને કોઇએ સરિતાના અગાધ જળતરંગોમાં જ ડુબાવી દીધો. દીપક નિર્વાપિત થઇ ગયો એટલે સર્વત્ર અંધકારનો વિસ્તાર થયો. નૌકા દેખાતી બંધ થઇ ગઇ. લક્ષ્મણસિંહે કહ્યુઃ—
"આ વળી નવીન ચમત્કાર જેવામાં આવ્યો !"

"આ સુંદરીઓ ઘણી શયતાન હોય એવો જ ભાસ થાય છે." જ્યોતિસિંહથી બોલી જવાયું.

"મ્હેં પ્રથમથી જ કહ્યું હતું કે, આ સઘળી સંકટની જ પ્રતિમાઓ છે. મ્હારાં વચનો સત્ય હતાં એવી તમને હવે ખાત્રી થઇ હશે. આ સુંદરીઓએ મ્હારી વિદ્યાપર પાણી ફેરવ્યું છે !" જ્યોતિષીએ કહ્યું.

"હવે આપણે પાછા કિનારા તરફ ચાલો. એ સુંદરીઓનો કોઇ પહેરેગીર કિનારાપર ઉભો રહેલો હશે અને તેણે જ આપણને તરીને નૌકા તરફ જતા જોઇ એ સુંદરીઓને ચેતાવવાના હેતુથી સીટી વગાડી હશે." લક્ષ્મણસિંહે કહ્યું.

"એ નાલાયકે જો પ્રથમથી જ સીટી વગાડી હોત તો આપણે સરિતાના શીતળ જળમાં ભીંજાત નહિ!" જ્યોતિષીએ ટાઢથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું.

ત્રણે બહુરૂપીઓ પાછા સરિતાના કિનારાપર આવ્યા, અને તેઓ પોતાનાં પહેરવાનાં વસ્ત્રો શોધવા લાગ્યા તો વસ્ત્રોનો પત્તો લાગ્યો નહિ,

"જોયું કે જગન્નાથજી? આપણાં વસ્ત્રો પણ ગૂમ થઇ ગયાં! અરેરે! જો આ સમયે એ લોકોમાંથી કોઇ નજરે પડે તો હું તેને મ્હારો સપાટો બરાબર બતાવું!" લક્ષ્મણસિંહે કહ્યું.

"આપણા જેવા બહુરૂપીઓને પણ તેમણે બરાબર બનાવેલા હોવાથી આપણે તેમની કાર્યકુશળતાની પ્રશંસા કરવી જોઇએ." જ્યોતિસિંહે કહ્યું.

"બરાબર છે. આપ તેમની પુષ્કળ પ્રશંસા કરો; જેથી એમનામાંની કોઇ વ્યક્તિ આટલામાં ફરતી હોય તો તે આપનાં પ્રશંસાત્મક વચનો સાંભળી આપનાપર દયા કરે અને આપને વિશેષ ન સતાવે." લક્ષ્મણસિંહે હાસ્યમુખે કહ્યું.

"હવે સતાવવામાં શું બાકી રહ્યું છે? આપણા સર્વેનાં કપડાં સુદ્ધાં તો ઉતરાવી લીધાં છે!" જગન્નાથે ઉમેર્યું.

"ત્યારે ચાલો આપણે છાવણીમાં ચાલ્યા જઇએ. હમણાં આપણાથી બીજું એક પણ કાર્ય થઇ શકનાર નથી." જ્યોતિસિંહે નિરાશાસૂચક સ્વરે કહ્યું.

મધ્યરાત્રિનો સમય હોવાથી વસુંધરાપર અસાધારણ અંધકારનો વિસ્તાર થયો થયો હતો. એ અંધકારમાં આપણા ત્રણે બહુરૂપીઓ વસ્ત્રશૂન્ય શરીરે પોતાની છાવણી તરફ રવાના થયા!

# પ્રકરણ ૧૧ મું.



## વનલતાની શોધમાં.

જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથ, વનલતાની શોધમાં ચાલ્યા ગયા એટલે રાજકુમાર વીરસિંહ તેમના આગમનની રાહ જોતો ઘણા સમય સુધી પોતાના તંબૂમાં જાગતો જ બેસી રહ્યો. જેમ જેમ વિશેષ રાત્રિ વ્યતીત થતી હતી તેમ તેમ વીરસિંહનો જીવ વધારે વ્યાકુળ બની જતો હતો. પ્રભાતકાળના અરસ્સામાં ત્રણે બહુરૂપીઓ છાવણીમાં આવી પહોંચ્યા તેઓ નગ્નાવસ્થામાં જ રાજકુમાર વીરસિંહ પાસે હાજર થયા. ત્રણેના અંગપર માત્ર લંગોટ સિવાય બીજું એકે વસ્ત્ર નહોતું.

વીરસિંહ જાગતો જ બેસી રહ્યો હતો તંબૂમાં એક તેજોમય દીપકના પ્રકાશનો વિસ્તાર થઇ રહ્યો હતો. પોતાના ત્રણે બહુરૂપીઓને દિગંબરના જેવા વેશમાં પોતાના સમક્ષ ઉપસ્થિત થયેલા જોઇ અત્યંત આશ્ચર્ય પામીને તેણે પૂછ્યું:—“ તમારી આવી વિચિત્ર સ્થિતિ કેમ જોવામાં આવે છે ?”

“ પહેલાં આપ અમારી આ સૂરતનું દર્શન કરી લ્યો એટલે પછી અમે દમ ખાઇને આપને સઘળી હકીકત કહીશું. ” જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

ત્રણે બહુરૂપીઓએ પોતાનાં બીજાં વસ્ત્રો મંગાવીને પહેર્યાં; એટલે પછી વીરસિંહે જ્યોતિસિંહને પૂછ્યું:—“ હવે કહો જોઇએ કે, તમે ક્યાં કયી બલામાં ફસાઇ પડ્યા હતા ?”

“ અમે આજે એવી હાર ખાધી છે કે જે આ જીવનમાં કદાપિ ભૂલી શકાય તેમ નથી. ” જ્યોતિસિંહે કહ્યું.

"પરંતુ શું બન્યું છે તે સત્વર કહો અને મ્હારી અધીરતા દૂર કરો." વીરસિંહે કહ્યું.

"જે ગુલેગુલાબ બુલબુલને આપ આપનો જીવ આપી બેઠા છો, જે સુંદરીની અમે આટલી બધી શોધ કરીએ છીએ તેણે જ અમારી આવી દુર્દશા કરી છે. એ સુંદરીના અંતરમાં પણ આપના માટે અપાર પ્રેમ ઉત્પન્ન થયેલો છે એમાં બિલ્કુલ સંદેહ જેવું નથી; છતાં તે આવી રીતે છુપાતી કેમ ફરે છે અને અમને શા માટે હંફાવે છે એનું ખરું કારણ કળી શકાતું નથી." જ્યોતિસિંહે કહ્યું.

"એનો કાંઇ પત્તો લાગ્યો કે ?" વીરસિંહે વ્યાકુળતાથી પૂછ્યું.

"પત્તો તો શું પણ અમે નજરોનજર તેનું દર્શન કરી આવ્યા. એની પાસે અમારાથી ચઢી જાય એવા બહુરૂપીઓ હોય એમ લાગે છે. તેનું દર્શન કરવાના ગુન્હા બદલ અમને આટલી સજા મળી છે. જો પ્રથમથી અમને એની ચતુરાઈની માહિતી હોત તો અમે ઘણી સાવધાનતા રાખત." જ્યોતિસિંહે કહ્યું.

"મ્હને સઘળી હકીકત તો કહો ?" વીરસિંહે વ્યાકુળતા દર્શાવી.

ઉત્તરમાં જ્યોતિસિંહે સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી. એ હકીકત સાંભળી વીરસિંહ હસવા લાગ્યો, તેણે હસતાં હસતાં જગન્નાથને પૂછ્યું:—"આપ પણ એ સુંદરીઓથી હારી ગયા કે?"

"રાજકુમાર ! હવે અમને વિશેષ વાક્યો સંભળાવી શરમાવશો નહિ." જગન્નાથે લજ્જિત બની જઇને કહ્યું.

"એ સુંદરીઓના પક્ષમાં રાણા કનકસિંહના બહુરૂપીઓ તો નહિ મળેલા હોય ?" વીરસિંહે શંકા દર્શાવી.

"ના જી, રાણા કનકસિંહના બહુરૂપીઓ સાથે એ સુંદરીઓનો

સહજપણુ સંબંધ નથી. એમ હું ચોક્કસ કહી શકું છું." જગન્નાથજીએ દૃઢતાથી કહ્યું.

"ત્યારે એટલું આપણે આપણું સૌભાગ્ય જ સમજવું જોઇએ." જ્યોતિસિંહે કહ્યું.

"આજે દિવસે જ આપણે એ સુંદરીઓની શોધ કરવા જઇશું." લક્ષ્મણુસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો.

"ત્યારે પછી ખંડેરનો ભેદ જાણુવાનું કાર્ય ક્યારે કરીશું?" જ્યોતિસિંહે પ્રશ્ન કર્યો.

"ખંડેરનો ભેદ જાણુવાનું કાર્ય એક દિવસ બંધ રાખીએ તો તેથી શું નુકસાન છે?" વીરસિંહે પોતાનો વિચાર જણાવ્યો.

"રાજકુમાર! આપના થોડા દિવસના વ્યવહારપરથી મ્હને એમ લાગે છે કે, ધીમે ધીમે રાજનન્દિની મૃગલોચનીપરનો આપનો પ્રેમ ઓછો થતો જાય છે. વનલતાની હકીકત જાણવા માટે આપ આટલી બધી વ્યાકુળતા શા માટે રાખો છો?" જ્યોતિસિંહે વીરસિંહના મનને સમજી જઇને કહ્યું.

"ના ના—મૃગલોચની કરતાં આ સમસ્ત જગત્માં બીજી કોઈ પણ સુંદરીને હું વિશેષ ચ્હાતો નથી; છતાં એટલું સત્ય છે કે, વનલતાના સમસ્ત વર્ત્તમાન જાણુવાને હું અત્યંત વ્યાકુળ બની ગયો છું!" વીરસિંહે કહ્યું.

જ્યોતિસિંહે હસીને કહ્યું:—"ઠીક છે; પ્રથમ તો ભૈરવનાથ લઇ જઇને પેલી ગુફામાં કેદ કરી રાખવો છે. પછીથી અમે બીજા કાર્યમાં લક્ષ્ય આપીશું. જો આપણે એ શયતાનને કેદ કરવામાં વિલંબ કરીશું તો એ કદાચ આપણી આંખોમાં ધૂળ નાખી પલાયન કરી જશે."

"એને આજે જ લઈ જઇને એ ગુફામાં કેદ કરી આવો." વીરસિંહે સંમતિ દર્શાવી.

"હા, હું હમણાં જ એને લઈ જઉં છું. એને ત્યાં રાખીને હું રાત્રેને રાત્રે જ પાછો આવી પહોંચીશ. માત્ર પંદર ગાઉ જવાનું છે એમાં શી મ્હોટી વાત છે? વળી લક્ષ્મણસિંહ અને જ્યોતિષીજી વનલતાની શોધ કરવા જશે." જ્યોતિસિંહે કહ્યું.

સર્વે આ વચનોને સંમત થયા. તેઓ સ્હવાર થયેલું હોવાથી સ્નાન પૂજાદિકાર્યથી નિવૃત્ત થઇ ભોજન કરી સ્વકાર્યાર્થે જવાની તૈયારી કરવા લાગ્યા. ભોજન સામગ્રીમાં ભૈરવનાથને બેશુદ્ધિની દવા ખવડાવવામાં આવી, તથા જ્યારે તે બેહોશ બની ગયો ત્યારે તેની ગાંસડી બાંધી લઈ જ્યોતિસિંહ પેલી ગુફા તરફ રવાના થઇ ગયો. લક્ષ્મણસિંહ અને જ્યોતિષીજી વનલતાની તપાસ કરવા ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૨ મું.



### આશ્ચર્યજનક ચમત્કાર.

લક્ષ્મણસિંહ અને જ્યોતિષી વનલતાની શોધ કરવા થોડે દૂર આવેલા ભયંકર અરણ્યમાં ગયા એટલે એક બુરખાવાળા સવારે તેમની પાસે આવીને કહ્યું:—"લક્ષ્મણસિંહ! તમે ક્યાં જાઓ છો! અમારી પાસે તમારી ચાલાકી બિલ્કુલ ચાલવાની નથી, કાલે જ તમને ઠંડા પાણીમાં ઉતારી તમારાં વસ્ત્રો પડાવી લીધેલાં હોવા છતાં શા સાહસથી પુન: તમે અમારો પત્તો મેળવવા નીકળ્યા છો! અમારી કેદમાં રહેવાની તમારી ઇચ્છા છે કે શું? થોડા દિવસ સુધી

ધીરજ રાખો, અમે તમને બહુરૂપીની વિદ્યા બરાબર શિખવાડીએ એટલે તમે કાર્યક્ષેત્રમાં ઉતરજો!"

બુરખાવાળા સવારનાં આવાં વચનો સાંભળી લક્ષ્મણસિંહ અને જગન્નાથ અત્યંત વિસ્મિત બની ગયા. જગન્નાથજી તરફ જોઇને તેણે કહ્યું:—"જુઓ સાંભળો, આ સવાર આપણને બહુરૂપીની વિદ્યા શિખવાડવાની ઇચ્છા રાખે છે; છતાં શરમથી આપણને મ્હોં સુદ્ધાં બતાવતો નથી!"

"જ્યોતિષીજી શું સાંભળવાના હતા? એ પણ પોતાના મનમાં ને મનમાં શરમાતા હશે; કેમકે અમારી વિદ્યા આગળ એમનું જ્યોતિષ સુદ્ધાં વ્યર્થ થઈ ગયું છે. તેઓ ગમે એટલા પ્રયત્નો કરશે તો પણ અમારો પત્તો મેળવી શકશે નહિ." બુરખાવાળા સવારે કહ્યું.

"જો તમે લોકો આ પ્રદેશમાં જ રહેતા હશો તો અમે અલ્પકાળમાં જ તમારો પત્તો અવશ્ય મેળવીશું." લક્ષ્મણસિંહે દૃઢતાસૂચક સ્વરે કહ્યું.

"આ પ્રદેશમાં નહિ રહેતા હોઇએ તો અમે બીજે ક્યાં રહેવાના હતા! અમે રોજ તમને મળીશું; પરંતુ તમે અમારો પત્તો મેળવી શકશો નહિ." બુરખાવાળા સવારે કહ્યું.

વાતચિતમાં ને વાતચિતમાં જ લક્ષ્મણસિંહે ચાલાકીથી કૂદીને એ સવારના મ્હોંપરનો બુરખો ખેંચી લીધો! પરંતુ એ સવારે પોતાના મ્હોંપર કાળો રંગ લગાવેલો હોવાથી લક્ષ્મણસિંહ એને ઓળખી શક્યો નહિ. તે તો દિઙ્મૂઢ બની ગયો. સવારે ત્વરાથી લક્ષ્મણસિંહનો ફેંટો ઉપાડી લીધો તથા એક પત્ર તેની સ્હામે ફેંકી, પોતાનો ઘોડો દોડાવી અલ્પકાળમાં જ એ તે સ્થાનેથી અદૃશ્ય થઇ ગયો. લક્ષ્મણસિંહે અત્યંત લજ્જિત બની જઇ એ પત્ર ઉપાડી

લીધો તો તેના આવરણપત્રપર રાજકુમાર વીરસિંહનું નામ લખેલું હતું.

લક્ષ્મણસિંહને જગન્નાથે કહ્યું:—"કોણ જાણે કે એ લોકો ક્યાં રહે છે? મ્હને તો એમજ લાગે છે કે, એ મંડળમાં જેટલા લોકો છે એ સઘળા બહુરૂપીઓ જ છે!"

લક્ષ્મણસિંહે રાજકુમારના પત્રને ખિસ્સામાં મૂકીને કહ્યું:—"એમાં કશો શક નથી. પ્રત્યેક પ્રસંગે આપણો જ પરાજય થાય છે એ કાંઈ સામાન્ય શરમની વાત નથી. મ્હેં ધાર્યું હતું કે, એનો બુરખો કાઢી નાખવાથી એ સવાર ઓળખાઇ આવશે; પરંતુ એની ચાલાકી જોઈ હું વિસ્મિત બની ગયો છું! પહેલાં ચેહરો રંગીને તેણે બુરખો નાખ્યો હતો!"

"ઠીક છે, પછીથી જોઈ લેવાશે. હવે આપણે સત્વર છાવણીમાં જઇ આ પત્ર રાજકુમારને આપવો જોઇએ. આ પત્રમાં શી હકીકત છે એ રાજકુમારદ્વારા આપણે પ્રથમ જાણવાની જરૂર છે. જો એનાપર રાજકુમારનું નામ ન લખેલું હોત તો આપણે જ તેને વાંચી લેત." જગન્નાથજીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"ભલે ચાલો." આમ કહી લક્ષ્મણસિંહ જગન્નાથની સાથે છાવણી તરફ રવાના થયો. છાવણીમાં જઇ પ્રથમ તેઓ બન્ને રાજકુમાર વીરસિંહના તંબૂમાં ગયા. લક્ષ્મણસિંહે બુરખાવાળા સવાર સંબંધીની સઘળી હકીકત રાજકુમારને કહી સંભળાવી, અને પછીથી પેલો પત્ર તેણે તેને આપ્યો. એ પત્ર તેણે ઉઘાડી વાંચવા માંડયો. એ પત્રમાં નિમ્નલિખિત હકીકત હતી.

**"પ્રિયતમાના પ્રેમમંદિરમાં પ્રતિષ્ઠિત થયેલા પ્રિયતમ!**

આપ જ્યાં સૂધી નિમ્નલિખિત શર્તો મંજૂર નહિ કરો ત્યાં સૂધી આપના સુચતુર માણસો કિંવા બહુરૂપીઓ, અમારો પત્તો

મેળવી શકનાના નથી મ્હારી શર્તો આ પ્રમાણે છે.

૧ મૃગલોચની અને મ્હારી સાથે આપે એક જ દિવસે, એક જ સ્થળે અને એક જ સમયે લગ્ન કરવું.

૨ મૃગલોચનીને અને મ્હને સમાન ગણવી. કેમકે રૂપ, ગુણ અને કુળ આદિમાં.આ ચરણસેવિકા રાજનન્દિની મૃગલોચની કરતાં બિલ્કુલ ઉતરતી નથી.

જો ઉપરની બન્ને શર્તો આપ કબૂલ નહિ કરે તો અમે યથા-સ્થાને ચાલ્યાં જઈશું; કિન્તુ તે સાથે આપ એટલી વાર્તા અવશ્ય આપના સ્મરણમાં રાખજો કે, અમારી સહાયતા સિવાય જો તમે પુષ્કળ પરિશ્રમ કરશો તો પણ જીવનપર્યંત રાજનન્દિની મૃગલોચનીનો પત્તો મેળવી શકશો નહિ, એજ.

લિ. દર્શનાભિલાષિણી.”

વનલતાં માટે પણ વીરસિંહના અંતરમાં અપાર અનુરાગ ઉત્પન્ન થયો હતો. મૃગલોચની અને વનલતા—બન્નેને તે સમાન અંતરથી ચ્હાતો હતો. ઉપર્યુક્ત પત્ર વાંચવામાં આવતાં વિવિધ ચિંતાથી તેનું ચિત્ત અસ્થિર બની ગયું. તે વિચારવા લાગ્યોઃ—“આ શર્તો હું કેવી રીતે પાળી શકું ? વિશ્વમાં એક પણ રમણી એવી નહિ હોય કે જે પ્રસન્નતાપૂર્વક પોતાના પતિ કિંવા પ્રેમિકને બીજી કોઇ સુંદરીનો પ્રિયતમ થવા દે. આવી શર્ત મ્હારી જીવનમોહિની મૃગલોચની કબૂલ રાખશે કે કેમ એ માટે મ્હારા અંતરમાં પ્રબળ સંદેહ છે. મહારાણા જયસિંહજી પણ આ શર્તોને સંમત થાય એ મ્હને સર્વથા અસંભવિત લાગે છે. વળી આ વનહારિણી વનલતા પોતાના પત્રમાં તો એમ લખી જણાવે છે કે, તેની સહાયતા સિવાય

મૃગલોચનાનો પત્તો મેળવવામાં અમે કદાપિ સફળતા પ્રાપ્ત કરીશું નહિ. આ સઘળી હકીકતે મ્હારા અંતરમાં અત્યંત આશ્ચર્ય ઉપજાવ્યું છે! ત્યારે શું હું આ વનવિહારિણી વનલતાની શર્તો કબૂલ કરું ?"

ઘણા વિચારોને અંતે પોતાના અંતરમાં એક પ્રકારનો નિશ્ચય કરી વીરસિંહ સ્વગત બોલ્યો:—"એમ કર્યા સિવાય અન્ય એક પણ ઉપાય નથી. વનલતાની સહાયતા સિવાય મ્હારી મૃગલોચનીનો પત્તો મળી શકે તેમ નથી ત્યારે પછી તેને પણ મ્હારે પ્રસન્નતાપૂર્વક મ્હારી પ્રણયિની બનાવવી જ જોઇએ. પ્રસંગ આવ્યે એ સઘળી હકીકત મૃગલોચની તથા મહારાણા જયસિંહજીને સમજાવવામાં આવશે." આવો સ્વગત નિશ્ચય કરીને એ પત્ર વીરસિંહે લક્ષ્મણસિંહ અને જ્યોતિષીને વાંચવા આપ્યો. પત્રમાંની હકીકત વાંચી તેઓ પણ આશ્ચર્યચકિત બની ગયા, તથા એ પત્રનો શો ઉત્તર આપવો એ સંબંધીના વિચારમાં પડી ગયા. સમસ્ત દિવસ અને રાત વીરસિંહ, લક્ષ્મણસિંહ અને જ્યોતિષીએ એ પત્રનો શો ઉત્તર આપવો તેનો વિચાર કરવામાં પસાર કરી.

બીજે દિવસે પ્રભાતકાળે ભૈરવનાથને કેદ કરવા ગયેલો જ્યોતિસિંહ ભૈરવનાથની ગાંસડી પીઠપર ઉંચકીને વિષણ્ણવદને પાછો છાવણીમાં આવ્યો. આ સમયે રાજકુમાર, લક્ષ્મણસિંહ અને જ્યોતિષી એકબીજાની સાથે ઉપરોક્ત વિષયની વાતચિત કરી રહ્યા હતા. જ્યોતિસિંહને ગાંસડી સહિત પાછો આવેલો જોઈ આશ્ચર્ય પામીને વીરસિંહે પૂછ્યું:—"ભાઇ! તમે ગાંસડી લઇને પાછા કેમ આવ્યા ?"

"રાજકુમાર! આપણા પાસા હવે અવળા પડતા હોય એમ જ મ્હને લાગે છે. મ્હેં ઘણી મહેનત કરી; પરંતુ ગુફાનું દ્વાર ઉઘડતું નથી." જ્યોતિસિંહે નિરાશાસૂચક સમાચાર સંભળાવ્યા.

"એ દ્વારને કોઇએ અંદરથી બંધ તો નહિ કર્યું હોય?" લક્ષ્મણસિંહે શંકા દર્શાવી?

"ના ના—એવી કોઇ યુક્તિ જ નથી." જ્યોતિસિંહે શંકા દૂર કરી.

"ત્યારે તો કોઇ નવીન માણસે તાળું ઉઘાડવાની વૃથા મહેનત કરીને તાળું બગાડી નાખ્યું હશે, યા તો રાણા કનકસિંહે યુક્તિ પ્રયુક્તિથી ગુફાના પ્રવેશદ્વારને અંદરથી બંધ કરી દીધું હશે." જ્યોતિષીએ વિચારમગ્ન મુખમુદ્રાથી કહ્યું.

"જો રાણો કનકસિંહ ગુફાના પ્રવેશદ્વારને કદાચ અંદરથી બંધ કરે તો તેથી તેને શો લાભ છે? એમ કરવાથી તો ઉલટો તે વિશેષ મુશ્કેલીમાં આવી પડે તેમ છે!" જ્યોતિસિંહે કહ્યું.

"ગિરિશિખરપરના મૃગલોચની સાથે આપણે ગુફામાંથી વાતચિત ન કરી શકીએ એજ તેનો હેતુ હોવો જોઇએ." જ્યોતિષીએ કહ્યું.

"ના ના—એમ બનવું સર્વથા અશક્ય છે." જ્યોતિસિંહે જણાવ્યું.

"કદાચ વનવિહારિણી વનલતાએ તો ગુફાનું તાળું બંધ નહિ કરી લીધું હોય? એ રહસ્યમયી સુંદરી ન કરી શકે એવું એક પણ કાર્ય નથી. આજના તેના પત્રમાં પણ તેણે લખ્યું છે કે, તેની સહાયતા સિવાય આપણે કોઈ પણ રીતે મૃગલોચનીને મેળવી શકીએ તેમ નથી!" વીરસિંહે નવીન શંકા દર્શાવી, વનલતાનો પત્ર જ્યોતિસિંહના હાથમાં મૂક્યો.

"આ સઘળું વનલતાનું જ કારસ્થાન હોય એમજ મ્હને પણ લાગે છે." લક્ષ્મણસિંહે વીરસિંહના વિચારને મળતાપણું દર્શાવ્યું.

"એ ખરું છે; પરંતુ જો આપણને હયરાન કરવાની જ તેની ઈચ્છા હોત તો આપણને આપણું ગૂમ થયેલું જાદુપથપ્રદર્શક પુસ્તક તે પાછું શા માટે આપત ?" જ્યોતિસિંહે આમ કહીને વનલતાનો પત્ર વાંચી જોયો. પત્ર વાંચી જોયા પછી અપાર આશ્ચર્યસાગરમાં નિમજ્જિત થઈ જઈને તેણે કહ્યું:—"આ પત્ર વાંચી જોતાં તો અક્કલ ગૂમ થઈ જાય છે ! સ્ત્રીજાતિનું ચરિત્ર વિધાતાએ એવું રહસ્યમય કર્યું છે કે એ જાણી શકવાનું કાર્ય ઘણું મુશ્કિલ છે, "**स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं। देवो न जानाति कुतो मनुष्यः॥**" કહેવાય છે એ સર્વથા સત્ય છે." જ્યોતિસિંહે કહ્યું.

"ભાઈ ! આ ઉપરથી જ તમે વિચારી શકશો કે એ મનહરણીએ મ્હારા હૃદયને કેવી રીતે હરી લીધું છે ! જ્યાં સુધી તેની મનહર સૂરતનું દર્શન નહિ થાય ત્યાં સુધી મ્હારી વ્યથા દૂર નહિ જ થાય. આપણે તેની શર્તો કબૂલ કરીએ તો તેથી આપણને શું નુકસાન છે ?" વીરસિંહે પોતાનો અભિપ્રાય માર્મિક શબ્દોદ્વારા વ્યક્ત કર્યો.

"રાજકુમાર ! આપને જેમ ઠીક લાગે તેમ કરો. મૃગલોચની આપનાં યથાર્થ પ્રેમિકા હોવાથી તેઓ તો આપની ઈચ્છાને બાધા નહિ કરે; પરંતુ એક જ મંડપમાં એક જ સમયે એ બન્નેની સાથે આપનું લગ્ન થાય એ પ્રકાર રાણા જયસિંહજી માન્ય કરશે કે કેમ એ એક શંકાયુક્ત પ્રશ્ન છે. વનલતા કોણ હશે ? કોનાં પુત્રી હશે ? એ સઘળી હકીકત અદ્યાપિ અંધકારમાં જ રહેલી છે !" જ્યોતિસિંહે ચિંતામગ્નવદને કહ્યું.

"વનલતા કુળ તેમજ પ્રતિષ્ઠામાં મૃગલોચની કરતાં કોઈ પણ

રીત ઉતરતી નથી એમ તેણે પોતાના પત્રમાં જ લખી જણાવ્યું છે!" વીરસિંહે કહ્યું.

બરાબર આ સમયે એક પહેરેગીરે આવી નમન કરીને કહ્યું:—"મહારાજ! એક સિપાહી બહાર આવેલો છે; તે આપની પાસે હાજર થવાને ઈચ્છે છે."

વીરસિંહે તેને હાજર કરવાની આજ્ઞા આપી એટલે પહેરેગીર બહાર જઇ એક ચિત્રવિચિત્ર પુરૂષને રાજકુમારના તંબૂમાં મૂકી ગયો. આ પુરૂષ ઠીંગણો તથા શરીરે ઘણો જાડો હતો. એનો રંગ હબસી માણસના જેવો યા તો કોલસા જેવો કાળો હતો. વિવિધ રંગી સાટીનના કડકાઓનો બનાવેલો ડગલો અને સુરવાળ તેણે પહેર્યાં હતાં. મસ્તકપર મયૂરપિચ્છની મ્હોટી ટોપી મૂકેલી હતી. કમરપર જરીના પટ્ટામાં તેજોમય તલ્વાર તથા પીઠપર ઢાલ હતી. વીરસિંહ સમક્ષ ઉપસ્થિત થઇને તેણે તેને કમરમાંથી ઝૂકીને સલામ કરી. એનો દેખાવ તથા એની સલામ કરવાની નવીન ઢબ જોઇ સર્વે હસી પડયા. જ્યોતિસિંહે હાસ્યસંવરણ કરીને તેને પૂછ્યું:—"તું કોણ છે અને ક્યાંથી આવ્યો છે?"

"હું દેવપુરુષ હોઈ દૈત્યમંડળમાંથી આપની પાસે આવ્યો છું. ગઇ કાલે લક્ષ્મણસિંહ અને જગન્નાથજીને એક સવારે જે પત્ર આપ્યો હતો એ પત્રનો પ્રત્યુત્તર મેળવવા માટે મ્હારું શુભાગમન અત્રે થયું છે!" આગંતુક સિપાહીએ ગંભીરતાથી કહ્યું.

"ત્હેં લક્ષ્મણસિંહ અને જગન્નાથજીનાં નામ કેવી રીતે જાણ્યાં?" જ્યોતિસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"ભાઇસાહેબ! જ્યોતિષીજીનો જગતમાં જન્મ પણ નહિ થયો હોય ત્યારથી આ બંદો તેમને બહુ સારી રીત ઓળખે છે.

વળી લક્ષ્મણસિંહ તો આ સેવકનો શિષ્ય છે એટલે પછી તેનું નામ હું ન જાણું એટલું બધું અંધેર હોય ખરું કે?" સિપાહીએ વિવેકની સીમાનું ઉલ્લંઘન કરીને કહ્યું.

"કેમ રે શયતાનના બચ્ચા! હું ક્યારથી ત્હારો શિષ્ય થયો? તું ઘણી બેઅદબી કરે છે!" ક્રોધને આધીન થઇ લક્ષ્મણસિંહ બોલી ઉઠયો.

"બેઅદબી તો તમે જ કરો છો. તમે તમારા ઉસ્તાદનું આવું ભયંકર અપમાન કરો છો એ ગુન્હો સર્વથા અક્ષમ્ય છે." સિપાહીએ નિર્ભયતાથી કહ્યું.

"જાણી જોઇને તું મૃત્યુને શા માટે નિમંત્રણ કરે છે? ત્હારું મૃત્યુ જ તને અહીં ખેંચી લાવ્યું હોય એમ મ્હને લાગે છે!" લક્ષ્મણસિંહે પૂર્વવત્ સ્વરે કહ્યું.

"હું પોતે જ મૃત્યુ છું: એટલે મૃત્યુનો મ્હને બિલ્કુલ ભય નથી."

"ત્યારે ત્હારી બેઅદબીનો સ્વાદ ત્હારે ચાખવો છે કેમ?"

"હું કાંઇ સામાન્ય માણસ તરફથી આવ્યો નથી. દિવસમાં તમે જેને સેંકડો વખત ઝૂકી ઝૂકીને સલામ કરશો એવા માણસ તરફથી આ સેવક અત્રે આવ્યો છે!"

લક્ષ્મણસિંહ કાંઈ બોલવા જતો હતો; પરંતુ જ્યોતિસિંહે તેને રોકીને કહ્યું:—"ભાઈ! ચૂપ રહે. મ્હને એમ લાગે છે કે આ કોઈ બહુરૂપી યા તો મશ્કરો છે. તું પોતે બહુરૂપી થઇને આવી સામાન્ય મશ્કરીથી ગુસ્સે ભરાય છે?!"

આ સમયે સિપાહી બોલી ઉઠયો:—"જો હજી પણ ન સમજતા હો તો તમને સમજાવવા માટે પુષ્પાવતીને હું અહીં બોલાવી લાવું!"

આ વિચિત્ર પુરુષનાં વિનોદાત્મક વચનો સાંભળી પુનઃ સર્વે હસી પડ્યા. આ માણસ કોણ હશે તેનો કોઇ કશો નિર્ણય કરી શક્યું નહિ. વનલતાના સઘળા માણસો તેમની સંપૂર્ણ હકીકત જાણતા હોવાથી તેઓ અત્યંત વિસ્મિત બની ગયા.

જ્યોતિસિંહ આ શયતાનની મુખમુદ્રાનું સૂક્ષ્મદષ્ટિથી દર્શન કરવા લાગ્યો. આવો પ્રકાર જોઇ એ સિપાહીએ કહ્યું:—"તમે મ્હારા મ્હોં તરફ શું જોયા કરો છો ? હું બહુરૂપી નથી. મ્હારું મ્હોં મ્હેં રંગ્યું નથી. તમે ગરમ પાણી મંગાવશો તો હું મ્હારું મ્હોં ધોઇ આ વાતની આપને ખાત્રી કરી આપીશ. લગભગ ચારસો વર્ષથી જ આ બંદાના શરીરનો રંગ કૃષ્ણ ભગવાનના શરીરના રંગ જેવો છો"

જ્યોતિસિંહે આ વચનો સાંભળી હસી પડીને કહ્યું:—"ગમે તેમ હોય; મ્હારે વિશેષ તપાસ કરવાની જરૂર નથી. જો તું કોઈ દુશ્મનનો માણસ હોત તો હું પૂરતી તપાસ કરત. તું બહુરૂપી હો યા તો મસ્કરો હો; પરંતુ અમારા દોસ્તનો માણસ છે એ માટે બિલકુલ શક નથી."

પછીથી સિપાહીએ ઝૂકીને વીરસિંહને સલામ કરી કહ્યું:—"કૃપા કરી મ્હને જલ્દી જવાબ આપો; કેમ કે મ્હારે ઘણે દૂર જવાનું છે."

રાજકુમારે વનલતાના પ્રણયપત્રની પાછળ લખ્યું કે, "સુંદરિ! તમારી શર્તો હું અત્યંત પ્રસન્નતાપૂર્વક કબૂલ કરું છું." પછીથી એ પત્ર પર પોતાના અંગુઠાની મહોર કરી એ પત્ર તેણે આ વિચિત્ર સિપાહીના હાથમાં આપ્યો. પત્ર લઈ એ સિપાહી ત્યાંથી ચાલ્યો ગયો.

આ સઘળો પ્રકાર થતાં મધ્યાન્હકાળ થયેલો હોવાથી સર્વે સ્નાન કરવાને બ્હાર નીકળ્યા. ભૈરવનાથની ગાંસડી જ્યોતિસિંહે લક્ષ્મણસિંહને સ્વાધીન કરી. તેણે તેને શુદ્ધિમાં લાવી પુનઃ સિપા-

હીઓના પહેરામાં કેદ કર્યો.

લગભગ ચારેક વાગ્યાના અરસામાં સર્વે જણા વીરસિંહના તંબૂમાં વાતચિત કરતા બેઠા હતા એવામાં પહેરેગીરે આવી નમ્રતાથી કહ્યું કે, “મહારાજ! બ્હાર એક વૃદ્ધ સ્ત્રી આવી છે તે આપની પાસે હાજર થવાને ઈચ્છે છે. “અહીં આવવાનું કારણ એ માત્ર આપને જ જણાવવાનું તે કહે છે. વળી તે આપણને આપણા ફાયદાની જ વાત કહેવા આવી છે એમ જણાવે છે.”

આ વાક્યો સાંભળી સર્વે આશ્ચર્ય પામ્યા. વીરસિંહે તેને તંબૂમાં આવવા દેવાની આજ્ઞા આપી એટલે પહેરેગીર નમન કરી ચાલ્યો ગયો અને અલ્પકાળમાં જ એક વિચિત્ર વેશવાળી વૃદ્ધા સ્ત્રીને તંબૂમાં મૂકી ગયો. તેને જોતાં જ લક્ષ્મણસિંહથી બોલી જવાયું કે, “હ્યો એક બલાને તો મહા મુશિબતે કાઢી ત્યારે પાછી બીજી બલા કોટે આવીને વળગી. આજકાલ આપણી છાવણીમાં પ્રેતપિશાચોનું જ આગમન થવા લાગ્યું છે!”

એ વૃદ્ધાએ આ વચનો સાંભળ્યાં. તેનાં નેત્રો લાલચોળ બની ગયાં. તેના મુખમંડળે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેણે રોષાવેશમાં જ કહ્યું:—“બસ, હવે હું કાંઈ કહેનાર નથી. હુ મ્હારે અહીંથી ચાલી જઉં છું. ભલાની આ દુનિયા જ નથી! આ જગતમાં પરોપકારની કદર જ નથી!! હું જઉં એટલે તમને કેટલું નુકસાન થાય છે તે જો જો તો ખરા!!” આમ કહીને એ બુઢ્ઢી તંબૂની બ્હાર નીકળી. વીરસિંહે પહેરેગીરને નેત્રસંકેત કર્યો તેથી તે એ બુઢ્ઢીને સમજાવીને પુનઃ તંબૂમાં લઇ આવ્યો.

આ વૃદ્ધાની મુખમુદ્રા અતિ વિચિત્ર હતી. તેની ઉમ્મર લગભગ સીત્તેર વર્ષની હોય એમ લાગતું હતું. અડધ ઉપરાંતના દાંત

ગૂમ થઇ ગયા હતા. બે મ્હોટા દાંત તેના ઓષ્ઠને ભેદી નાખી બ્હાર નીકળ્યા હતા. તેનાપર અતિ મલિનતા હતી. તેણે પહેરેલો જાડો સાલ્લો ફાટેલો તુટેલો તથા ઘણો જ મલિન હતો. એક મ્હોટી પીત્તળની નથ તેણે નાકમાં પહેરી હતી અને પીત્તળનાં મ્હોટાં ઝાંઝરે તેના પગની અવર્ણનીય શોભામાં વૃદ્ધિ કરી હતી! તેનું સ્વરૂપસૌન્દર્ય હેડંબાને પણ લજ્જિત કરે એવું ભયંકર હતું!

જ્યોતિસિંહે તેને પૂછ્યું:-"ત્હારે શું જોઇએ છીએ?"

"મ્હને જરા દમ લેવા દ્યો. પાછીથી મ્હારે જે હકીકત કહેવાની છે તે હું શ્રીમાન્ રાજકુમારને જ કહીશ." વૃદ્ધાએ ગંભીરતાથી કહ્યું.

"વારૂં, ત્હારે મ્હને શી હકીકત કહેવી છે?" વીરસિંહે ઉત્સુકતાથી પૂછ્યું. વૃદ્ધાએ ખાંસતાં ખાંસતાં કહ્યું:-"તમને કહીશ જ. એ હકીકત તમારા માટે ઘણી મહત્વની છે."

"દોઢ કલાક સુધી ખોં ખોં કરશે ત્યારે જ કહેશે." લક્ષ્મણસિંહથી બોલાઇ જવાયું.

"વચ્ચે વિના કારણ તું ડહાપણ કેમ ડ્હોળે છે?" વૃદ્ધાએ તિરસ્કાર કર્યો.

"ના ના-તું બેફિકર રહે. ત્હારી વાતમાં કોઇ બોલશે નહિ." રાજકુમારે કહ્યું.

"જુઓ હું જે વાત કહીશ તે તમારા ઘણા લાભની છે. એ વાત સાંભળતાં જ તમે અત્યંત પ્રસન્ન થઇ જશો; પરંતુ મ્હને પણ યોગ્ય બદલો મળવો જોઇએ." વૃદ્ધાએ સ્વાર્થસૂચન કર્યું.

"તું નિશ્ચિંત રહે. તને પણ હું પૂરતો પુરષ્કાર આપી પ્રસન્ન કરીશ." વીરસિંહે કહ્યું.

"ત્યારે આપ તેમજ આપનો કોઇ પણ માણુસ મ્હારી વાતચિત ચાલતી હોય તે દરમ્યાન કાંઇ બોલે નહિ, તથા મ્હને મારવા પીટવાનો અને કેદ કરવાનો પ્રયત્ન કરે નહિ એવી પ્રતિજ્ઞા કરો." વૃદ્ધાએ વિચારપૂર્વક કહ્યું.

"તું જ્યારે મ્હને મ્હારા લાભની વાત કહેવાની છે ત્યારે પછી મ્હારા માણુસો તને મારવા પીટવાનો યા તો કેદ કરવાનો પ્રયત્ન શા માટે કરે?" વીરસિંહે વિસ્મય દર્શાવ્યો.

"આપનાં વચનો યથાર્થ છે; પરંતુ મ્હને ભાવિ ભયનો પ્રથમથીજ ભાસ થાય છે; કેમ કે આપના લીધે જ મ્હેં એ કાર્ય કર્યું છે. જો આપના બહુરૂપીઓએ હજારો વર્ષ સૂધી પ્રયત્ન કર્યો હોત તો પણ તેઓ એ કાર્ય કરી શકત નહિ. આમ હોવાથી મ્હારી કાર્યતત્પરતાના દર્શનથી આપના બહુરૂપીઓના અંતરમાં દ્વેષભાવ ઉપજવાની સંપૂર્ણ સંભાવના છે." વૃદ્ધાએ કહ્યું.

આ વચનો સાંભળી સર્વે અત્યંત વિસ્મિત બની ગયા. તેઓ સર્વ વિચારવા લાગ્યા કે, આ વૃદ્ધાએ એવું તે કયું મહાન્ કાર્ય કર્યું છે કે, જેથી તે ગર્વથી ફુલાય છે! અંતે રાજકુમારે એવી પ્રતિજ્ઞા કરી કે, વૃદ્ધાની વાતમાં તે પોતે તથા તેના માણુસો એક પણ અક્ષરનો ઉચ્ચાર કરશે નહિ. પછીથી વૃદ્ધાએ ગંભીરતાથી કહ્યું:—"રાજકુમાર! વનવિહારિણી વનલતાનો સંપૂર્ણ પત્તો હું આપને આપી શકું તેમ છું; તથા બીજી એક એવી યુક્તિ બતાવી શકું તેમ છું કે, આપ એ ભયંકર ખંડેરનો સઘળો ભેદ ઉકેલી રાજકુમારી મૃગલોચનીને મળી શકો."

વૃદ્ધાનાં વચનો સાંભળી સર્વ અત્યંત પ્રસન્ન થયા. રાજકુમારે તેને અધીરતાથી પૂછ્યું:—"ત્યારે તું સત્વર કહે કે એ વનલતા કોણ

છે ? વળી અલ્પકાળમાં જ ખંડેરનો ભેદ કેવી રીતે ઉકેલી શકાય તેમ છે ?"

"પ્રથમ મ્હારા ઈનામની વાત તો નક્કી કરો." વૃદ્ધાએ સ્મિત મુખે કહ્યું.

"જો ત્હારી વાર્તા સત્ય ઠરશે તો તને તું માગીશ તે ઇનામ મળશે." વીરસિંહે કહ્યું.

"ત્યારે મ્હારી ઈચ્છા પૂર્ણ કરવાની પણ આપ પ્રતિજ્ઞા કરો." વૃદ્ધાએ કહ્યું.

"ત્હારે શું ઇનામ જોઇએ છીએ તેજ તું કહે ને?" કુમારે પૂછ્યું.

"આપ મ્હારી સાથે લગ્ન કરો! મ્હારી બીજી કશી ઇચ્છા નથી. મૃગલોચની અને વનલતાની સાથે આપનું લગ્ન જ્યારે થવાનું હશે ત્યારે થશે; પરંતુ મ્હારી સાથે તો આપ આજે જ લગ્ન કરી નાખો. રાજકુમાર! ઘણા કાળથી હું આપની મનહર મૂર્ત્તિનું ધ્યાન ધર્યા કરું છું. આપને મેળવવાના વિચારો કરવામાં ને કરવામાં જ હું વૃદ્ધા મ્હને એવો ઉત્તમ સુયોગ મળી આવ્યો છે કે, આપને મ્હારી ઇચ્છા થઇ ગઈ છું. આજે પૂર્ણ કરવી જ પડશે. રાજકુમાર! હવે મ્હારી સાથે લગ્ન કરવામાં એક ક્ષણનો પણ વિલંબ કરશો નહિ; નહિ તો મ્હારું યૌવન ચાલ્યું જશે!"

વૃદ્ધાનાં આવાં અકલ્પિત વચનો સાંભળી વીરસિંહનું મુખમંડળ ક્રોધથી લાલચોળ બની ગયું. બહુરૂપીઓ તો દાંત સાથે ઓષ્ટ કચડવા લાગ્યા; પરંતુ રાજકુમારે પ્રતિજ્ઞા કરેલી હોવાથી તેમને સર્વેને નિરુપાયે મૌન ધારણ કરીને બેસી રહેવું પડ્યું.

જ્યોતિસિંહે જગન્નાથને પૂછ્યું:-"જગન્નાથજી! આપ કહો જોઇએ કે, આ કોઈ બહુરૂપી છે કે જેવી દેખાય છે તેવી જમાનાની

આપેલી ડોકરી જ છે ? જો રાજકુમારે પ્રતિજ્ઞા ન કરી હોત તો કોઇ પણ યુક્તિ અજમાવીને આપણે તેનો ભેદ જાણી લેત."

જગન્નાથે પોતાની નાસિકાપર હાથ મૂકી, શ્વાસ લીધા પછી કહ્યું:–" આ બહુરૂપી નહિ; પરંતુ ડોકરી જ છે !"

હવે જ્યોતિસિંહનો મિજાજ ગયો. તેણે વૃદ્ધાને ઉદ્દેશીને કહ્યું:– " બસ, તું હવે અહીંથી સત્વર ચાલી જા. રાજકુમારની પ્રતિજ્ઞાને અનુસરીને અમે તને વિશેષ કાંઈ કહેતા નથી; પરંતુ જો તું અહીંથી સત્વર નહિ ચાલી જાય તો હું ત્હારી દુર્દશા કરી નાખીશ. ત્હારી ધૃષ્ટતા સર્વાંશે અક્ષમ્ય છે. તું ચુડેલ થઇ રાજકુમારપર આશક બની છે ? !"

" જો તમે મ્હારી વાત નહિ માનો તો ઘણુા પસ્તાશો, હું તમારું સઘળું કાર્ય બરબાદ કરી નાખીશ. તમારી ગુપ્ત ગુફાને મ્હેં કેવું તાળું લગાવી દીધું છે તેનો અનુભવ તમને થઇ ગયો છે. હવે હું એ ગુફામાં જઇ મહારાણા કનકસિંહને મુક્ત કરીશ, અને પછીથી તમારી ધારણા ધૂળમાં મેળવવાના અનેકવિધ પ્રયત્ન કરીશ." આમ કહીને એ વિચિત્રવેશિની વૃદ્ધા ક્રોધાધીન થઇ રાજકુમારના તંબૂની બ્હાર નીકળી પડી. જ્યોતિસિંહે સંકેત કર્યાથી લક્ષ્મણસિંહ પણ તેની પાછળ પાછળ ચાલ્યો ગયો.

"કેમ જ્યોતિસિંહ ! આ ચુડેલ તો અજબ આફત હોય એમ લાગે છે ! તેના કહેવાપરથી એમ લાગે છે આપણી ગુફાના પ્રવેશદ્વારને તેણે જ બંધ કરી દીધું છે !" વીરસિંહે વિચારમગ્ન સ્થિતિમાં કહ્યું.

" શું બન્યું છે અને બને છે તે હું સમજી શકતો નથી." જ્યોતિસિંહે ગંભીર મુખે કહ્યું.

" જો તેનાં વચનો સત્ય હોય તો તો આપણી વિરુદ્ધ એક

ભયંકર સંકટની પ્રતિમા જ ઉભી થયેલી છે એમ ગણી શકાય !" જગન્નાથે કહ્યું.

"એની સત્યતા કિંવા અસત્યતા જ્યારે રાણો કનકસિંહ મુક્ત થશે ત્યારે માલૂમ પડી આવશે. જો એનાં વચનો સત્ય ઠરશે તો હું એનો જીવ લીધા સિવાય નિશ્ચિંત થનાર નથી." જ્યોતિસિંહે આંતરિક ભાવ દર્શાવ્યો.

"એવી બલાનો વિનાશ કરી નાખવાની જરૂર છે." જગન્નાથે જ્યોતિસિંહના વિચારને એકમત થઇને કહ્યું.

"વળી રાજકુમારે કાંઇ એવી પ્રતિજ્ઞા કરી નથી કે, જીવનપર્યંત તેને મારવી નહિ." જ્યોતિસિંહે કહ્યું.

રાજકુમારે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"અરેરે ! આજે મ્હારા આવા દુર્ભાગ્યપૂર્ણ દિવસનું દર્શન કરવું પડયું ?!"

"આપ નિશ્ચિંત રહીને જુઓ કે, હવે અમે શું કરીએ છીએ ? લક્ષ્મણસિંહ એ ભેદી બલાની પાછળ ગયો છે તે તેનો પત્તો મેળવ્યા સિવાય પાછો નહિ જ આવે." જ્યોતિસિંહે રાજકુમારનું સાંત્વન કરતાં કહ્યું.

"આજકાલ તમારી વિદ્યા પર પાણી ફરી વળ્યું છે. હજી સુધી વનલતાનો પત્તો મળી શક્યો નથી તેમાં વળી આ ભેદી બલાનો પત્તો મેળવવાનું કાર્ય ઉપસ્થિત થયુ છે." રાજકુમારે પૂર્વવત્ કહ્યું.

આ વચનો જ્યોતિસિંહ અને જગન્નાથના હૃદયને તીર જેવાં લાગ્યાં. તેઓ બન્ને વિશેષ કાંઈ બોલ્યા સિવાય તંબૂની બ્હાર નીકળી પડયા રાજકુમાર તંબૂમાં એકલો પડયો. તે વિવિધ પ્રકારના વિચારો કરવા લાગ્યો. તેનો જીવ આજે ઘણો ઉદાસ હતો. અંતે દિવસ પસાર થયો અને સંધ્યા સમય ઉપસ્થિત થયો.

રાજકુમારે શૂરસિંહને બોલાવ્યો. જ્યારે તે આવ્યો ત્યારે તેણે તેને પૂછ્યું કેઃ—"જ્યોતિસિંહ ક્યાં છે ?"

"એ સંબંધી હું કાંઇ જાણતો નથી. તેઓ જ્યોતિષીજી સાથે બ્હાર ચાલ્યા ગયા છે એટલું જ હું જાણું છું." શૂરસિંહે ઉત્તર આપ્યો.

હવે આપણે લક્ષ્મણસિંહનું અનુસરણ કરીએ તે પેલી વૃદ્ધાની પાછળ પાછળ જવા લાગ્યો. સાવધાનતાથી તે જતો હોવાથી વૃદ્ધા તેને જોઇ શકી હતી કે કેમ એ માટે સંદેહ હતો. દિવસનો સઘળો સમય એ બુદ્ધીએ માર્ગ કાપવામાં પસાર કર્યો. થોડી રાત્રિ થઇ એટલે તે એક ન્હાના પહાડની બખોલ પાસે ગઈ. એ બખોલમાં એક જ માણસ પ્રવેશ કરી શકે તેમ હતું.

લક્ષ્મણસિંહે વિચાર્યું કે, કદાચ આ જ એ વૃદ્ધાનું નિવાસસ્થાન હશે. આવો વિચાર કરી તે એક વૃક્ષ નીચે બેસી ગયો. સમસ્ત રાત્રિ તે એ સ્થળે બેસી રહ્યો; પરંતુ વૃદ્ધા બખોલમાંથી બ્હાર નીકળી નહિ સ્હવાર થતાં જ લક્ષ્મણસિંહે પણ એ બખોલમાં પ્રવેશ કર્યો.

એ બખોલ કિંવા ગુફામાં પુષ્કળ અંધકારનો વિસ્તાર થયેલો હતો. લક્ષ્મણસિંહ મહામુશિબતે આગળ જઇ શકતો હતો. આજુબાજુ હાથ ફેરવતાં દિવાલનો સ્પર્શ થતો હોવાથી એ ગુફા સુરંગના જેવી હોય એવો ભાસ થતો હતો. એમાં એકકે કોટડી જેવું કે રહેવા જેવું એક પણ સ્થાન નહોતું. આ સુરંગમાં લક્ષ્મણસિંહ જ્યારે એ માઇલ સુધી ગયો ત્યારે તે સ્હામે ઉજ્વળ દીપકના પ્રકાશનો વિસ્તાર થયેલો જોઇ શક્યો. જેમ જેમ તે વિશેષ આગળ જવા લાગ્યો તેમ તેમ વિશેષ પ્રકાશ તેની નજરે પડવા લાગ્યો.

અંતે લક્ષ્મણસિંહ જ્યારે સુરંગની બ્હાર નીકળ્યો ત્યારે તેને માલૂમ પડ્યું કે, તે એક ન્હાની પહાડી નદીના કિનારાપર આવી

ચઢ્યો હતો. એ તરફ દૃષ્ટિ ફેરવતાં બીચ જંગલ તેની નજરે પડયું. પોતે ક્યાંઆવી ચઢ્યો છે તથા પોતાની છાવણીમાં ક્યા માર્ગેથી જઇ શકાશે એનો તે કશો નિર્ણય કરી શકયો નહિ. એક પ્રહર દિવસ વીતી ગયો હતો. તે વિચારવા લાગ્યો કે, પેલી બુઢ્ઢી બલાએ તેને સજ્જડ ભૂલથાપ ખવડાવી હતી! બેદી બલાનો પત્તો મેળવવાનું કાર્ય હવે તેને ઘણું મુશ્કિલ જણાયું. તે પાછો લાચારીથી એ સુરંગમાંથી જ બ્હાર નીકળ્યો. પોતે રાત્રે જ એ બુઢ્ઢીની પાછળ સુરંગમાં ગયો નહિ એ માટે હવે તેને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે ક્રોધાધીન બની જઇ ઓષ્ટ સાથે દાંત પીસવા લાગ્યો; કિન્તુ પેલી બુઢ્ઢી પાછી તેને મળી નહિ; નહિ તો તે પોતાનો સઘળો ક્રોધ તેના પર ઉતારત! અંતે વિષણ્ણવદને તે સંધ્યાકાળના અરસ્સામાં પોતાની છાવણીમાં જઇ પહોંચ્યો.

લક્ષ્મણસિંહે વીરસિંહના તંબમાં જઇને જોયું કે, ત્યાં કેટલાક માણસો બેઠા હતા, તથા વીરસિંહ શૂરસિંહની સાથે વાતચિત કરી રહ્યો હતો. લક્ષ્મણસિંહને જોઇ સઘળા માણસો તંબુની બ્હાર નીકળી પડયા. એકલો શૂરસિંહ ત્યાં હાજર રહ્યો એટલે રાજકુમારે અધીરતાથી લક્ષ્મણસિંહને પૂછ્યું:—"કેમ, એ બુઢ્ઢીનો પત્તો મેળવ્યો કે?"

"મહારાજ! એ બુઢ્ઢી બલાએ તો મ્હને સજ્જડ થાપ દીધી છે!"

"કેવી રીતે?" રાજકુમારે સહજ હસીને પૂછ્યું.

ઉત્તરમાં લક્ષ્મણસિંહે સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી વીરસિંહ ઉદાસ બની ગયો. લક્ષ્મણસિંહે શૂરસિંહને પૂછ્યું:—"મ્હારા ઉસ્તાદજી અને જ્યોતિષી મહાશય ક્યાં છે?"

"મ્હારાથી તેમને એ શબ્દ ભારે પડતા કહેવામાથી તેઓ દિલગીર થઇ ચાલ્યા ગયા છે. તેઓ ક્યાં ગયા છે તેની માહિતી મ્હને નથી." વીરસિંહે ઉત્તર આપ્યો.

"તેઓ ક્યારના ગયાં છે?" લક્ષ્મણસિંહે બીજો પ્રશ્ન પૂછ્યો.

"તમારા ગયા પછી અલ્પકાળના અંતરે તેઓ પણ ગયા છે." શૂરસિંહે ઉત્તર આપ્યો.

"ઉસ્તાદજી ક્રોધાધીન થઇને ગયા છે તેથી તેઓ કશી નવાજુની કરી આવ્યા સિવાય રહેશે નહિ એવી મ્હારી ખાત્રી છે. તેઓ કોઇ મહાન્ કાર્ય કરીને જ છાવણીમાં આવશે." લક્ષ્મણસિંહે કહ્યું.

"જોઇએ છીએ કે હવે તેઓ વાઘનો શિકાર કરી આવે છે કે બકરીનો!" કુમારે માર્મિક વાક્ય ઉચ્ચાર્યું.

બરાબર આ સમયે જ જ્યોતિસિંહ અને જગન્નાથ તંબુમાં આવી પહોંચ્યાં. આ સમયે તેમનું બન્નેનું મુખમંડળ અત્યંત પ્રસન્ન જણાતું હતું. સર્વે સમજી ગયા કે તેઓ કોઇ મહાન્ કાર્ય કરી આવેલા હોવા જોઇએ. વીરસિંહે ઉત્સુકતાથી પૂછ્યું:—"કેમ શા સમાચાર છે?"

"સારા સમાચાર છે." જ્યોતિસિંહે સંક્ષિપ્ત ઉત્તર આપ્યો.

"કાંઇ કહેશો કે મૌનનુંજ અવલંબન કરશો?" વીરસિંહે સ્મિત મુખે કહ્યું.

"આપ સાંભળીને શું કરશો?"

"શું મ્હારે સાંભળવા લાયક સમાચાર નથી?"

"આપને સાંભળવા લાયક છે; પરંતુ હમણાં હું કાંઇ કહીશ નહિ."

"એ સમાચારનો મ્હને સહજ આભાસ તો આપો." અતિશય અધીરતાથી વીરસિંહે કહ્યું.

"હમણાં આભાસ પણ નહિ આપું."

"ત્યારે ઉસ્તાદજી! આ શિષ્યને તો કહો કે શા સમાચાર છે?" લક્ષ્મણસિંહે જીજ્ઞાસા દર્શાવી.

"તું મ્હને ઉસ્તાદજી કહીને બોલાવે છે તેથી એ સમાચાર હું તને કહી દઇશ એમ તું ધારે છે કે?" જ્યોતિસિંહે કરડાકામાં કહ્યું.

"ઝખ મારીને બતાવશો!"

"ત્યારે તું કેવો વિજય મેળવી આવ્યો છે એ તો પહેલાં કહે?" જ્યોતિસિંહે કહ્યું.

"હું તો આપનો શિષ્ય થઇ આપના શિષ્યત્વને કલંકિત કરી આવ્યો છું." લક્ષ્મણસિંહે ટૂંક ઉત્તર આપ્યો.

"બસ, થઈ રહ્યું કે?" કટાક્ષમાં જ જ્યોતિસિંહે કહ્યું.

આવા પ્રકારની વાતચિત ચાલી રહી હતી એવામાં એક પહેરેગીરે આવીને અર્જ કરી કે, "મહારાણા કનકસિંહના દીવાન આવ્યા છે; તેઓ આપની મુલાકાત કરવાને ઇચ્છે છે."

વીરસિંહે જ્યોતિસિંહની સંમતિ લઇ તેને અંદર લઈ આવવાની આજ્ઞા આપી. અલ્પકાળમાં જ મહારાણા કનકસિંહનો દીવાન તંબૂમાં હાજર થયો, તથા નમન કરીને તેણે ઘણું જવાહિર રાજકુમારને નજર કર્યું. રાજકુમારે તેને હસ્તસ્પર્શ કર્યો. દીવાને અર્જ કરી કે, "આ જવાહિર હું મહારાણા કનકસિંહજી તરફથી આપને ભેટ 'આપવા આવ્યો છું. ઇશ્વરની દયા અને આપની કૃપાથી અમારા મહારાણા કેદમાંથી મુક્ત થયા છે. તેમણે રાજધાનીમાં આવતાંની

સાથે જ દરબાર ભરીને એવી હકીકત જાહિર કરી છે કે, "આજથી મ્હેં યુવરાજ વીરસિંહની તાબેદારી કબૂલ કરી છે. મ્હારા જેટલા બહુરૂપીઓ તેમજ બીજા જે નોકરો છે તેમણે સર્વેએ પણ આજથી રાજકુમાર વીરસિંહજીને પોતાના માલિક સમજવા." આવી હકીકત જાહિર કરી મ્હને તેમણે આ ભેટ લઇ આપની સેવામાં મોકલ્યો છે. તે સાથે મહારાણાજીએ સ્વહસ્તે એક પત્ર લખી મોકલ્યો છે. કૃપા કરી આપ અમારી આ સામાન્ય ભેટને સ્વીકારશો એવો મ્હને દૃઢ વિશ્વાસ છે."

વીરસિંહે ભેટનો સ્વીકાર કરી તે જ્યોતિસિંહને સ્વાધીન કરી, તથા રાણા કનકસિંહના દીવાનને આસનપર બેસવાનો સંકેત કર્યો. તે રાજકુમારને પત્ર આપી આસનપર બેઠો.

થોડી રાત્રિ વીતી ગઇ હતી. રાજકુમારે એ સમયે દરબારેઆમ કર્યો. જ્યારે દરબાર બરાબર ભરાયો ત્યારે તેણે જ્યોતિસિંહને આજ્ઞા કરી કે, "મહારાણા કનકસિંહજીનો પત્ર તમે ઉચ્ચ સ્વરે વાંચો." જ્યોતિસિંહે એ પત્ર વાંચવા માંડ્યો. અનેક પ્રકારનાં ઉપનામોનો ઉપયોગ કર્યા પછી એ પત્રમાં લખ્યું હતું કેઃ-"હું કોઇ એવા જ કારણથી એ ગુફામાંથી છુટયો છું કે, હું તેને આપની કૃપા જ સમજું છું. આપ અવશ્ય એવો વિચાર કરશો કે, આપની કૃપાથી હું કેવી રીતે છુટયો—આપે તો મ્હને કેદમાં જ રાખેલો હતો—તો આપ એવો વિચાર કરશો નહિ. હું જે કારણથી છુટયો છું એ કારણ હમણાં આપને જણાવી શકું તેમ નથી, તેમ જ આપશ્રી સમક્ષ હાજર સુદ્ધાં થઇ શકું તેમ નથી; પરંતુ જ્યારે પ્રસંગ આવશે અને મ્હારી સઘળી હકીકત આપશ્રીના જાણવામાં આવશે ત્યારે મ્હારાં આધુ-

નિક વચનોની સત્યતા સાબિત થશે. આજથી હું યા તો મ્હારો કોઈ પણ બહુરૂપી આપની વિરુદ્ધ કશી હિલચાલ કરશે નહિ. અમે આપનો વિશ્વાસઘાત કાળાંતરે પણ કરીશું નહિ એની આપ પૂર્ણ ખાત્રી રાખશો.

લિ. નિરંતર આપનો કૃપાકાંક્ષી **કનકસિંહ.** ”

આ પત્રની હકીકત સાંભળી સર્વે આનંદિત થયા. રાજકુમારે આજ્ઞા કરી કે, “હમણાં જ આપણી કેદમાંથી ભૈરવનાથને મુક્ત કરો, તથા તેને પૂર્ણ માનપાન અને પોષાક આપી દીવાન સાહેબને સ્વાધીન કરો. અંતે દીવાનની મહેમાનગીરી કરવાનું કામ શૂરસિંહને સોંપી રાજકુમારે દરબાર બરખાસ્ત કર્યો.

## પ્રકરણ ૧૩ મું.

### ક્રૂરસિંહનું મૃત્યુ.

મધ્યરાત્રિ પસાર થઇ ગઇ હતી. જ્યારે દરબાર બરખાસ્ત થયો ત્યારે સેનાપતિ શૂરસિંહ રામગઢના દીવાનને સાથે લઇ પોતાના તંબૂમાં ચાલ્યો ગયો. થોડા સમય પછી રાજકુમારના તંબૂમાં જ્યોતિસિંહ, જગન્નાથ અને લક્ષ્મણસિંહ પુનઃ એકત્ર થયા. એ પ્રસંગે ત્યાં એ ચાર માણસો સિવાય બીજું કોઇ હાજર નહોતું.

“કેમ જ્યોતિસિંહ! પેલી બુઢ્ઢી બલાની વાત તો સત્ય નિવડી!” રાજકુમારે વિસ્મય દર્શાવ્યો.

“હા, એ ખરું છે; પરંતુ મહારાણા કનકસિંહના પત્રપરથી તો આ રહસ્ય વિશેષ ભેદ ભરેલું હોય એવો ભાસ થાય છે!” વિચારમગ્નવદને જ્યોતિસિંહે કહ્યું.

"એના લખવાપર આપણે વિશ્વાસ રાખવો ઉચિત નથી." લક્ષ્મણસિંહે શંકા પ્રદર્શિત કરી.

"આ સમયે આપણે જે કાંઈ કરીએ તે પૂરતો વિચાર કરીને કરવાનું છે. કનકસિંહ ગમે એવી સફાઈ બતાવે; પરંતુ શત્રુનો વિશ્વાસ કદાપિ કરવો જોઇએં નહિ." જ્યોતિષીએ ઉચિત સલાહ આપી.

"આપ પરીક્ષા કરી જુઓ કે, આ પત્ર રાણા કનકસિંહે સાફ દિલથી લખ્યો છે કે દગો દેવાના વિચારથી લખ્યો છે?" જ્યોતિસિંહે પૂછ્યું.

"પત્ર તો સાફ દિલથી લખ્યો છે એ માટે સહજ પણ સંદેહ નથી; પરંતુ હમ્મેશાં એનું અંતર સાફ રહેશે કે કેમ એ માટે મ્હારા મનમાં શંકા રહે છે." જગન્નાથે કહ્યું.

"આજકાલ બધા વિચિત્ર બનાવો જ બને છે. જો એણે આ પત્ર ચોખ્ખાં હૃદયથી જ લખ્યો હોય તો ગુફામાંથી પોતાની કેવી રીતે મુક્તિ થઇ છે એ તેણે કેમ લખી જણાવ્યું નથી?!" જ્યોતિસિંહે નૂતન શંકા સૂચવી.

"એનું બીજું કોઈ કારણ હશે." જગન્નાથે કહ્યું,

"આપ જ્યોતિષની ગણનાથી નહિ કહી શકો કે એ કેવી રીતે મુક્ત થયો છે?" વીરસિંહે પૂછ્યું.

"જી ના, આ સ્થળે મ્હારી વિદ્યા ચાલી શકે તેમ નથી." જગન્નાથે નિરાસાસૂચક ઉત્તર આપ્યો.

"કાંઈ સમજી શકાતું નથી." જ્યોતિસિંહે ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"પેલી બુઢ્ઢી બલા પણ બહુ પહોંચેલી હોય એમ લાગે છે!" લક્ષ્મણસિંહ બોલ્યો.

"એ બલા બહુરૂપીની વિદ્યાથી અજ્ઞાત છે એટલું તો હું ખાત્રીપૂર્વક કહી શકું છું." જગન્નાથે કહ્યું.

"હશે, જે થશે તે જોવાશે. હવે આપણે આવતી કાલથી ખંડેરનું આપણું કાર્ય પુનઃ ચાલુ કરવું જોઇએ." વીરસિંહે કહ્યું.

"બરાબર છે હવે વિલંબ કરવાની જરૂર નથી." જ્યોતિસિંહે સંમતિ દર્શાવી.

"ઠીક છે, હવે તમે સર્વ વિશ્રાંતિ લેવા જાઓ." રાજકુમારે કહ્યું.

ત્રણે બહુરૂપીઓ રાજકુમાર પાસેથી વિદાય લઇ પોતપોતાના તંબુમાં ચાલ્યા ગયા. બીજે દિવસે રાજકુમાર વીરસિંહ ત્રણે બહુરૂપીઓ સાથે ખંડેરમાં ગયો, અને તેમણે વિશેષ ભેદ ઉકેલવા માંડયો. જાદુપથપ્રદર્શક પુસ્તક તેમની પાસે જ હતું; ચબુતરાપર સૂતેલા માણસવાળા મયદાનમાં જઈ પોતાની પાસેની કુંચીથી ભોંયરાનો દરવાજો ઉઘાડી તેમાં ઉતરી તેઓ બાગમાં પહોંચ્યા. ત્યાં થોડી જમીન ખોદી વખત વીતી જવાથી તેઓ ખંડેરની બ્હાર નીકળી પડ્યા હતા. પુનઃ આજે તેમણે જમીન ખોદવાના કાર્યનો આરંભ કર્યો. આઠ નવ હાથ જમીન ખોદતાં જમીનની અંદર એક પેટી જણાઇ. એ પેટીની ઉપરનું ઢાંકણું બંધ હતું. તેની કળાપર ત્રાંબાનું એક ન્હાનું પતરું જડેલું હતું. વીરસિંહે એ પેટી બ્હાર કાઢવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ પેટી બ્હાર નીકળી નહિ. જેમ જેમ ઉપરની માટી ખસેડવામાં આવી તેમ તેમ એ પેટી વિશેષ પહોળી જણાઇ. ઘણી મહેનત કર્યા છતાં પણ જ્યારે પેટી બ્હાર નીકળી નહિ ત્યારે સર્વે જણા શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

"ભાઇઓ ! હવે આપણે શું કરીશું ? આ પેટી બ્હાર ની-

કળી શકે એમ લાગતું નથી." વીરસિંહે વિચારમગ્ન સ્થિતિમાં કહ્યું.

"રાજકુમાર ! એ સંબંધી આપણી પાસેના જાદુપથ પ્રદર્શક પુસ્તકમાં શું લખ્યું છે તે જુઓ તો ખરા." જ્યોતિસિંહે સૂચના કરી.

પેટી સંબંધીની સઘળી હકીકત પુસ્તકમાં વાંચી જોઇને વીરસિંહે કહ્યું:-"બરાબર ભેદ મળ્યો છે. તમે સર્વ ધ્યાનપૂર્વક સાંભળો." આમ કહી વીરસિંહ એ પુસ્તકમાંની હકીકત વાંચવા લાગ્યો.

"કુંચીને એક દોરી સાથે બાંધી તેને બાગમાં જમીનપર ઘસડતી રાખીને ચાલશો એટલે એક સ્થળે કુંચી જમીન સાથે ચોંટી જશે. તમે એ જગ્યા એ ખોદજો એટલે એક પેટી જમીનમાં દાટેલી તમારા જોવામાં આવશે. પેટીનું ઉપરનું ઢાંકણું દેખાય એટલે વિશેષ જમીન ખોદશો નહિ. કેમકે એ પેટી એક દરવાજો છે. બાગના મધ્ય ભાગમાં જે હૉજ છે તેની પાછળથી પૂર્વ દિશા તરફ બરાબર સાત હાથ દૂર આવેલી જમીન ખોદશો એટલે જમીનમાંથી એક ન્હાનો ઘડો મળી આવશે. એમાંથી તમને એક કુંચી મળશે. એ કુંચી લઇ આવી પેટીસ્વરૂપ ભોંયરાનું દ્વાર કિંવા ઢાંકણું ઉઘાડજો. એમ કરશો એટલે ભોંયરામાં ઉતરવાનાં પગથીઆં જોવામાં આવશે. એ પગથીઆં ઉતરી તમે એ અંધકારમય ભોંયરામાં જજો. ત્યાં ઘણો ધુમાડો અને અંધકાર હશે; છતાં તમે ત્યાં દીપક સળગાવશો તો એ ધુમાડો અગ્નિનું સ્વરૂપ ધારણ કરશે અને તમે બળીને ભસ્મીભૂત થઇ જશો. ભોંયરામાં ઉતરનાર પ્રત્યેક મનુષ્ય પોતાના મ્હોંપર કપડું વીંટજો અને જેમ બને તેમ ત્વરાથી જે તરફ માર્ગ જોવામાં આવે તે તરફ ચાલ્યા જજો. એ ભોંયરાનો ધુમાડો તમારા શ્વાસમાં ન આવે એ માટે સંપૂર્ણ સાવધાનતા રાખજો. ભોંયરાના

માર્ગે આગળ વધી તમે એક ઓરડામાં જઇ શકશો. ત્યાં એક પ્રકારના પ્રકાશનો વિસ્તાર થઇ રહેલો હશે. એ પ્રકાશની સહાયતાથી ઓરડાની સઘળી વસ્તુઓ તમે સહેલાઇથી જોઇ શકશો. એ ઓરડામાં નીચેની જમીનથી તે ઉપરની છત સુધી સઘળું તારનું કામ કરેલું હશે. એ તારના કાર્યને તમે હથિયારોની સહાયતાથી નાબુદ કરી નાખજો, અને પછી બ્હાર નીકળી પડજો."

આટલી હકીકત વાંચી રાજકુમારે પુસ્તક બંધ કરી દીધું, અને તેઓ સઘળા ત્યાંથી પેલા બાગની વચ્ચે આવેલા હૉજ પાસે ગયા. ત્યાં સાત હાથના અંતરે આવેલી જમીન ખોદતાં એક ઘડો નજરે પડયો. એ ઘડામાંથી પુસ્તકમાં દર્શાવ્યા પ્રમાણે એક કુંચી પણ મળી આવી. એ કુંચીથી જમીનમાં જણાતી પેલી પેટીનું ઢાંકણું તેમણે ઉઘાડયું. પછીથી લક્ષ્મણસિંહે કહ્યું:-" ભાઇઓ! હવે આપણે સર્વે મ્હોંપર કપડાં બાંધો. દીવો સાથે રાખવાનો નહિ હોવાથી કદાચ આપણને એક બીજાને એક બીજાની ઠોકર પણ લાગશે!"

સર્વે મ્હોંપર કપડાં વીંટાળીને એ ભોંયરામાં ઉતર્યા, તથા ત્વરિતગતિથી પેલા પ્રકાશપૂર્ણ ઓરડામાં જઇ પહોંચ્યા. એ ઓરડામાંના સઘળા તાર હથિયારોની મદદથી કાપી નાખી તેઓ સર્વે બહાર નીકળી આવ્યા.

મ્હોંપર કપડું વીંટાળેલું હોવા છતાં સર્વેના શ્વાસમાં એ ભોંયરામાંના થોડો ઘણો ધુમાડો ગયેલો હતો, જેથી સર્વેનો જીવ વ્યાકુળ બની ગયો હતો. એ ભોંયરામાંથી બ્હાર નીકળી એ કલાક સુધી તેઓ સર્વ એક સ્થળે બેસી રહ્યા. જ્યારે તેઓ સ્વસ્થ થયા ત્યારે જ્યોતિસિંહે જગન્નાથને પૂછયું:-" હવે દિવસનો કેટલો સમય બાકી છે?"

"હવે માત્ર ચાર જ કલાક બાકી છે." જગન્નાથે ઉત્તર આપ્યો.

"કોઈ કાર્ય કરવાનો હવે આજે સમય રહ્યો નથી. એક કલાકમાં શું થઇ શકે તેમ છે?" રાજકુમારે કહ્યું.

પછીથી ચારે જણા એ ખંડેરની બ્હાર પોતાની છાવણીમાં ચાલ્યા ગયા થોડા સમય સુધી આરામ લીધા પછી વીરસિંહના અંતરમાં અરણ્યમાં ફરી આવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તેણે જ્યોતિસિંહને પોતાનો વિચાર જણાવ્યો એટલે તે પણ સાથે જવાને તૈયાર થયો. અંતે ત્રણે બહુરૂપીઓની સાથે વીરસિંહ અરણ્ય તરફ રવાના થયો. વીરસિંહ ઘોડેસવાર થયો હતો અને ત્રણે બાહુરૂપીઓ તેની પાછળ પગે ચાલતા જતા હતા.

આવી રીતે તેઓ એક ગાઉ ગયા હશે એવામાં એક વટવૃક્ષના થડ સાથે એક કાગળ કોઇએ ચોંટાડેલો તેમના જોવામાં આવ્યો. લક્ષ્મણસિંહે એ વૃક્ષ પાસે જઇને કાગળ વાંચી જોયો તો એમાં નીચે પ્રમાણે હકીકત લખેલી હતી:—

"કેમ, હવે તમને માલૂમ પડયું કે હું કેવી ભયંકર ભેદી બલા છું? જો મ્હારી માગણી માન્ય કરીને તમે મ્હારી સાથે લગ્ન કર્યું હોત તો અત્યાર સૂધીમાં ભેદી ખંડેરનો સઘળો ભેદ ઉકેલી તમે રાજકુમારી મૃગલોચનીના આનંદજનક સહવાસમાં તમારો સમય પસાર કરતા હોત; પરંતુ તમે મ્હારી માગણી અમાન્ય કરેલી હોવાથી મ્હેં રાણા કનકસિંહને પણ કેદમુક્ત કર્યો છે. હજી પણ હું તમને પૂછું છું કે હવે તમારો શો વિચાર છે? મ્હારી સાથે તમે લગ્ન કરશો કે નહિ? જો હજી પણ મ્હારી માગણી માન્ય કરવાનો તમારો વિચાર હોય તો સંમતિસૂચક પ્રત્યુત્તર લખી આ વૃક્ષના

ચડપર ચોંટાડી દેજો, અને મ્હારી માગણી અમાન્ય રાખવી હોય તો તેવો ઉત્તર લખજો. હજી પણ તમે મ્હારી વાત નહિ માનો તો હું રાજનન્દિની મૃગલોચની અને તેની પ્રિયસહચરી કિશોરીને મારી નાખી મ્હારું સળગતું હૃદય શાન્ત કરીશ. મ્હને આશા છે કે, હવે તમે મ્હારી ભલાઈ તથા યુવાની પ્રત્યે પૂર્ણ લક્ષ્ય આપશો જ. મ્હારી આગળ તમારા બહુરૂપીઓની કિંવા જગન્નાથ જ્યોતિષીજીની વિદ્યા ચાલી શકનાર નથી. તે દિવસે લક્ષ્મણસિંહે મ્હારી પૂંઠ પકડી શો સાર કાઢ્યો છે તે તમારાથી અવિદિત નથી જ; માટે દુરાગ્રહનો ત્યાગ કરી મ્હારું કહેવું માનો. મ્હારા કહેવાથી જ કનકસિંહે તમારી સાથે સ્નેહસંબંધ સાંધ્યો છે એ વાર્તાનું વિસ્મરણ કરશો નહિ.

લિ. તમારી **સૂર્યમુખી.**"

આ પત્રની હકીકત વાંચી હસ્તસંકેત કરી લક્ષ્મણસિંહે સર્વેને પોતાની પાસે બોલાવ્યા, અને કહ્યું:—"આપ સર્વે કૃપા કરીને આ પત્ર વાંચી જુઓ."

છેવટે 'સૂર્યમુખી' નામ વાંચવામાં આવતાં સર્વને ઘણું જ હસવું આવ્યું. વીરસિંહે કહ્યું:—"જુઓ તો ખરા કે એ ચુડેલે કેવું સુંદર નામ પસંદ કર્યું છે?"

જ્યોતિસિંહે જગન્નાથને કહ્યું:—"જુઓ જોઇએ કે, આ પત્રમાં શું લખ્યું છે?

જગન્નાથે ગંભીરતાથી ઉત્તર આપ્યો:—"હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, એ ચુડેલ કોઈ પણ પ્રકારે રાજકુમારનું અનિષ્ટ કરી શકે તેમ નથી. આ લખાણપર ચિંતા કરવાનું કારણ નથી."

"આપનું કહેવું બરાબર છે; પરંતુ એ ચુડેલ જે કાંઈ કહે છે તે કરી બતાવે છે." આમ કહી રાજકુમાર એટલામાં ફરવા લાગ્યો

એટલે તો બીજાં કેટલાંક વૃક્ષોનાં થડપર પણ તે ઉપર્યુક્ત હકીકતના પત્રો ચોંટાડેલા જોઇ શક્યો. જગન્નાથનાં વચનોથી વીરસિંહના અંતરની વિષણ્ણતા દૂર થઇ નહિ. વિષણ્ણવદને તે પોતાના સાથીદારોસહ છાવણીમાં પાછો ફર્યો.

થોડા સમય સુધી રાજકુમારના તંબૂમાં સૂર્યમુખીની વાતચિત ચાલ્યા કરી. પ્રહર રાત્રિ વીતી ગઇ હશે એવામાં જ્યોતિસિંહે વીરસિંહને કહ્યું:–"અમે વિશેષ અનુસંધાન કરવા માટે પાછા છાવણીમાંથી બ્હાર જઇએ છીએ. આપ શ્રમિત થઇ ગયા છો તેથી વિશ્રાંતિ લ્યો."

આમ કહી જ્યોતિસિંહ પોતાના બન્ને સાથીદારોસહ ચાલ્યો ગયો. રાજકુમાર પણ સામાન્ય ભોજન કરી, પલંગપર જઇને સૂઇ ગયો. પલંગમાં પડયો પડયો તે મૃગલોચની, વનલતા, બુદ્ધી બલા વગેરેના વિચારો કરવા લાગ્યો. મધ્યરાત્રિનો સમય વ્યતીત થઈ ગયો હતો એવામાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયાથી વીરસિંહે તંબૂના પ્રવેશદ્વાર તરફ જોયું તો જ્યોતિસિંહ તેની નજરે પડયો. વીરસિંહે અધીરતાથી પૂછ્યું:—"કેમ જ્યોતિસિંહ! કંઈ નવીન સમાચાર લાવ્યા કે?"

"હા, એક મહાન્ વસ્તુની પ્રાપ્તિ થઇ છે!" જ્યોતિસિંહે ગંભીરતાથી ઉત્તર આપ્યો.

"એ વસ્તુ મ્હને બતાવો તો ખરા?" રાજકુમારે ઉત્સુકતા દર્શાવી.

"મ્હારી સાથે ચાલો.

રાજકુમાર વીરસિંહ જ્યોતિસિંહની પાછળ પાછળ તંબૂની બ્હાર ગયો તો તેણે થોડે દૂર પ્રકાશ થઇ રહેલો જોયો. એ સ્થળે

ઘણા માણસો એકત્રિત થઇ ગયા હતા. રાજકુમારે પૂછ્યું:—“ અહીં આટલા બધા માણસો શા માટે એકઠા થયા છે ? ”

“ આપ આવીને જુઓ તો ખરા કે, કેવો આનંદજનક પ્રકાર બન્યો છે ! ” જ્યોતિસિંહે કહ્યું.

રાજકુમાર અગ્રેસર થયો એટલે માણસોની ગિર્દી ઓછી થઈ ગઇ. એ સ્થળે કેટલાક માણસો હાથમાં સળગતી મશાલ લઇને ઉભા રહ્યા હતા. વીરસિંહે ત્યાં જતાં જ જોયું કે, નરાધમ ક્રૂરસિંહનો મૃતદેહ એ સ્થળે પડેલો હતો. તેના હૃદયમાં પ્રવિષ્ટ થયેલું ખંજર અદ્યાપિ કાયમ હતું. રાજકુમારે જ્યોતિસિંહને કહ્યું:—“કેમ જ્યોતિસિંહ ! અંતે તમે આનો જીવ લીધો કે?”

“અમે આવી રીતે એકાએક કદાપિ કોઇને મારીએ છીએ કે?” જ્યોતિસિંહે કહ્યું.

“ત્યારે ક્રૂરસિંહને કોણે મારી નાખ્યો?” વીરસિંહે પૂછ્યું.

“ એ સંબંધી હું કાંઈ જાણતો નથી. ” જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

“ત્યારે આ મૃતદેહ તમને ક્યાંથી મળી આવ્યો ? ”

“ફરતા ફરતા અમે ખંડેરની પાછળના ભાગ તરફ ગયા તો અમે દૂરથી ત્રણ ચાર માણસોને એ સ્થળે ઉભા રહેલા જોયા. અમે એ લોકોની પાસે જઇએ ત્યાં સુધીમાં તો તેઓ પલાયન કરી ગયા. ત્યાં જતાં જ અમે ક્રૂરસિંહના મૃતદેહને પૃથ્વીપર પડી રહેલો જોયો. લક્ષ્મણસિંહને છાવણીમાં મોકલી ડોલી તથા મજુરો મંગાવી ક્રૂરસિંહના મૃતદેહને હું છાવણીમાં ઉપડાવી લાવ્યો છું.” જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

“ઘણી આશ્ચર્યજનક વાત છે. ક્રૂરસિંહને કોણે મારી નાખ્યો

હશે? તેના હૃદયમાં જે ખંજર છે તે બ્હાર તો કાઢી જુઓ." વીરસિંહે વિચારમગ્ન બની જઈને કહ્યું.

જ્યોતિસિંહે પોતાના હાથે જ ખંજર બ્હાર ખેંચી કાઢ્યું, તથા પાણીથી ધોઇ એ ખંજર તે વીરસિંહ પાસે લાવ્યો. મશાલના પ્રકાશમાં એ ખંજરની મુઠ તપાસવામાં આવી તો, તેના પર કેટલાક અક્ષરો ખોદેલા જણાયા, ઘણા લક્ષ્યપૂર્વક તપાસ કરતાં માલૂમ પડ્યું કે, એ ખંજરપર કિશોરીનું નામ ખોદેલું હતું. આવો પ્રકાર જોઇ અત્યંત આશ્ચર્ય પામીને જ્યોતિસિંહે વીરસિંહને કહ્યું:—"જુઓ, આ ખંજરપર કિશોરીનું નામ છે. વળી આ ખંજર કિશોરીનું જ છે એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું; પરંતુ કિશોરીનું ખંજર અહીં કેવી રીતે આવ્યું એ જ વિચારવા જેવો પ્રશ્ન છે।"

"કિશોરી તો ખંડેરમાં રાજનન્દિની મૃગલોચની પાસે છે." લક્ષ્મણસિંહે પણ આશ્ચર્ય દર્શાવ્યું.

"ત્યારે તેનું ખંજર કોણ લઇ આવ્યું?" વીરસિંહે પણ વિચારમગ્ન સ્થિતિમાં કહ્યું.

"તે સિવાય ક્રૂરસિંહ અહીં કેમ આવ્યો એ પણ વિચારવા જેવો પ્રશ્ન છે. એ તો મહારાણા કનકસિંહની સાથે હતો; તથા રાણા કનકસિંહનો જે દીવાન આપણી પાસે આવ્યો હતો તે તો એમ કહેતો હતો કે, "અમે હવે આપની સાથે દુશ્મનાવટ કરીશું નહિ. જ્યોતિસિંહે સંશયાધીન થઇને કહ્યું.

"કોઇને મોકલીને કનકસિંહના દીવાનને અહીં બોલાવો." વીરસિંહે આજ્ઞા કરી.

"જ્યોતિસિંહે લક્ષ્મણસિંહને ઉદ્દેશીને કહ્યું:—"ભાઇ! તું જ જઇને કનકસિંહના દીવાનને બોલાવી લાવ."

લક્ષ્મણસિંહે દીવાનને ત્યાં જઇ તેને ગાઢ નિદ્રામાંથી જાગ્રત કરી રાજકુમારની આજ્ઞા કહી સંભળાવી. તે બિચારો અત્યંત ગભરાતો ગભરાતો રાજકુમાર પાસે આવી પહોંચ્યો. આ સમયે શૂરસિંહ પણ ત્યાં હાજર હતો.

કનકસિંહના દીવાને ક્રૂરસિંહનો મૃતદેહ જોતાંની સાથે જ કહ્યું:–"આ બદમાશને તેનાં કાર્યોની ઉચિત શિક્ષા ઇશ્વર તરફથી મળી ચુકી છે; પરંતુ હજી તેના અનુયાયીઓ અકબરઅલ્લી અને યુસફખાન જીવતા છે; તેમની પણ આવી જ સ્થિતિ થવાની જરૂર છે. જો એમ થાય તો મ્હારો આત્મા અત્યંત સંતુષ્ટ થાય."

"ત્યારે ક્રૂરસિંહ તમારે ત્યાં તેના અનુયાયીઓસહ નહોતો કે શું?" વીરસિંહે પૂછ્યું.

"ના મહારાજ! જે દિવસે મહારાણા કનકસિંહજી ગુફામાંથી મુક્ત થઇ આવ્યા હતા અને તેમણે પોતાના કોઇ પણ માણસને આપની વિરુદ્ધતા નહિ કરવાની આજ્ઞા કરી હતી તેજ દિવસે ક્રૂરસિંહ તેના બન્ને સાથીદારોસહ રામગઢમાંથી પલાયન કરી ગયો હતો. મહારાણાજીએ પાછળથી તેની ઘણી શોધ કરાવી હતી; પરંતુ તેનો પત્તો લાગ્યો નહોતો!" દીવાને ઉત્તર આપ્યો.

આ વચનો સાંભળી વીરસિંહે જ્યોતિસિંહને કહ્યું:–" હવે આ શયતાન પરલોકમાં પહોંચી ગયો છે; તેથી તેના મૃતદેહનો યથોચિત સત્કાર કરો, તથા આ ખંજરને હમણાં તમે તમારી પાસે જ રાખો."

——ℰ——

# પ્રકરણ ૧૪ મું

## ખંડેરમાંનો અખુટ ખજાનો

બીજે દિવસે સવારે પ્રભાતકૃત્યાદિથી નિવૃત્ત થયા પછી રાજકુમારે ખંડેરનો વિશેષ ભેદ ઉકેલવાનો વિચાર કર્યો. પોતાના બહુરૂપીઓ સહ તે ખંડેરમાં ગયો અને ગઇ કાલની માફક કેટલાંક ભોંયરાં અને ઓરડાઓમાં થઇ તે બગીચામાં જઇ પહોંચ્યો. કાળા પત્થરોવાળા મંડપમાં બેસી હવે કેવી રીતે કાર્ય કરવું તે જાણવા માટે વીરસિંહ પેલું જાદુપથપ્રદર્શક પુસ્તક વાંચવા લાગ્યો. ત્રણે બહુરૂપીઓ પુસ્તકમાંની હકીકત લક્ષ્યપૂર્વક સાંભળવા લાગ્યા. વીરસિંહે પુસ્તકમાંથી નિમ્નલિખિત હકીકત વાંચવા માંડીઃ-

"જ્યારે તમે ધુમાડાથી ભરેલા ભોંયરામાં ઉતરીને તેની અંદરનો ઝેરી ધુમાડો શ્વાસમાં નહિ લેતાં તારવાળા ઓરડામાં જઈ પહોંચશો અને તેમાંના સઘળા તાર કાપી નાખશો ત્યારે એ ઓરડામાંનો સઘળો ધુમાડો થોડા સમયમાં જ જતો રહેશે. કાળા પત્થરના મંડપમાં સંગેમરમરના સિંહાસન ઉપર આરસની ચોરસ શિલા ઉપર કેટલાંક વાકયો કોતરેલાં તમારા જોવામાં આવ્યાં હશે, કે જેનો સ્પર્શ થતાં જ મનુષ્યનાં સઘળાં રુવાં ખડાં થઇ જાય છે. અને અલ્પકાળમાં જ તે બેશુદ્ધ બની જાય છે; પરંતુ તમે પેલા તાર કાપી નાખશો એટલે એની સ્થિતિ બદલાઇ જશે; કેમ કે, આ ભોંયરું નીચેથી છેક પેલા મંડપમાં નીચેના ભાગ સૂધી પહોંચેલું છે, તથા રાસાયનિક વસ્તુઓવાળા પેલા ઓરડામાંના તારોનું જોડાણ અંદરથી મંડપના સિંહાસન સાથે કરેલું છે. બીજે દિવસે તમે ધુમાડાવાળા ઓરડામાં જજો

બીજે દિવસે એ ઓરડામાં ધુમાડો નહિ હોય માટે મશાલ સળગાવીને અંદર જજો, તથા સહજ પણ ભય નહિ રાખતાં સર્વ સ્થળે ફરી વળજો. ત્યાં તમે અખુટ ખજાનો જોઇ શકશો. સઘળો ખજાનો ભોંયરામાંથી બ્હાર કાઢી તમે તમારી ઇચ્છા હોય ત્યાં લઇ જજો; પરંતુ જ્યાં સુધી તમે એ સઘળો ખજાનો યથાસ્થાને લઇ જાઓ નહિ ત્યાં સુધી ખંડેરનો બીજો કોઇ ભેદ ઉકેલવાનો પ્રયત્ન કરશો નહિ. કાળા પત્થરવાળા મંડપમાં સિંહાસનપર ગોઠવેલો આરસનો શિલાલેખ પણ તમે લઈ લેજો. એ શિલા એક વિચિત્ર પેટીસ્વરૂપ છે. તેમાં આશ્ચર્ય ઉપજાવે એવી એક ઉત્તમોત્તમ વસ્તુ છે. એ શિલાસ્વરૂપ પેટીની કુંચી પણ તમને આ ખંડેરમાંથી જ મળશે."

વીરસિંહે આટલી જ હકીકત વાંચી. પછીથી તેઓ સર્વ ધુમાડાવાળા ઓરડામાં જવા તૈયાર થયા. લક્ષ્મણસિંહે પોતાના હાથમાંની મશાલ સળગાવી લીધી, તથા સર્વથી પ્રથમ તે જ ભોંયરામાં ઉતર્યો. ખજાનો જોવાની અત્યંત ઉત્સુકતાથી ભોંયરામાં ઉતરી ત્વરાથી તેઓ સર્વે પેલા તારોના જોડાણવાળા પ્રકાશપૂર્ણ ઓરડામાં ગયા. આ સમયે કપાઇ ગયેલા તારોના કડકા ત્યાં પડી રહેલા હતા. એ ઓરડો ઘણો મ્હોટો હતો. તેની અંદર સઘળી બાજુએ લોખંડ, ચાંદી અને સોનાની ઘણી મ્હોટી પેટીઓ પડેલી હતી. ઓરડાના દરવાજા પાસેની દિવાલમાંની એક ખુંટીમાં કુંચીઓનું મ્હોટું ઝુમખું પણ ભરવેલું હતું. આ પેટીઓ નજરે પડતાં જ સર્વના આશ્ચર્યની સીમા રહી નહિ. વીરસિંહે અધીરતાથી કુંચીઓનું ઝુમખું લઇએક પછી એક પેટી ઉઘાડવા માંડી. એક પેટી ઉઘાડી જોતાં તેમાં હીરા અને રત્નજડિત આભુષણો વ્યવસ્થિત રીતે ગોઠવી રાખેલાં નજરે પડયાં. એ આભુષણોના પ્રખર પ્રકાશથી સર્વની દૃષ્ટિશકિત ક્ષીણ થઇ ગઇ. ઘણા સમય

સુધી એ આભુષણોનું દર્શન કર્યા પછી વીરસિંહે એ પેટી બંધ કરીને બીજી પેટી ઉઘાડી. બીજી પેટીમાં રત્નજડિત મૂલ્યવાન્ તલ્વારો, કટારો આદિ યુદ્ધોપયોગી હથિયારો હતાં. પ્રત્યેક હથિયાર અત્યંત આકર્ષણીય હતું. પછીથી રાજકુમારે ત્રીજી પેટી ઉઘાડી તો તેમાં મૂલ્યવાન્ મોતીઓના અનેકવિધ અલંકારો જોવામાં આવ્યા. આવી રીતે પ્રત્યેક પેટી લક્ષ્યપૂર્વક જોવામાં ઘણો સમય પસાર થઇ જાય તેમ હોવાથી જ્યોતિષી જગન્નાથે કહ્યું:—"મહારાજ! આ સઘળી પેટીઓમાંની વસ્તુઓ જો આપણે આવી રીતે જોઇશું તો આ ખજાનો જોવામાં જ આપણા ઘણા દિવસો જતા રહેશે. વળી સઘળો ખજાનો બ્હાર કાઢ્યા પછીથી જ ખંડેરનો વિશેષ ભેદ ઉકેલવાની પુસ્તકમાં સૂચના કરેલી હોવાથી આ ખજાનો સત્વર યથાસ્થાને પહોંચાડવાની આવશ્યકતા છે.!"

વીરસિંહે જ્યોતિસિંહને ઉદ્દેશીને કહ્યું:—"ભાઇ! આ અખૂટ ખજાનો બ્હાર કાઢવાનું જોખમભરેલું કાર્ય હું તમને જ સોંપું છું. કેટલા સમયમાં આ સઘળી પેટીઓ બ્હાર કાઢી શકાશે?"

"રાજકુમાર! અમે ગમે એટલો પરિશ્રમ કરીશું તો પણ આ સઘળી પેટીઓ બ્હાર કાઢતાં ઓછામાં ઓછા દશ બાર દિવસ લાગશે જ; કેમ કે આપણે ઘણી જ સાવધાનતાથી આ કાર્ય કરવાનું છે! આપણને આ ખંડેરમાંથી શું મળ્યું છે એ આપણા શત્રુઓના જાણવામાં આવવા દેવું જોઇએ નહિ. આપણે આપણા ઘણા વિશ્વાસુ માણસોદ્વારા જ આ કાર્ય કરવું પડશે." જ્યોતિસિંહે યથોચિત સલાહ આપી. તેની આ સલાહ સર્વને પસંદ પડી.

સંધ્યાકાળને વિશેષ વિલંબ નહિ હોવાથી આજે વિશેષ કાર્ય નહિ કરતાં, પેટીઓ, ઓરડાઓ, ભોંયરાઓ વગેરે બંધ કરી તેઓ

ખંડેરની બ્હાર નીકળ્યા. છાવણીમાં ગયા પછી વીરસિંહે કુંચીઓ-નું ઝુમખું જ્યોતિસિંહને સ્વાધીન કર્યું. પછીથી સર્વે પોત પોતના તંબુમાં ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૫ મું

---

### સ્વપ્નનો ચમત્કાર કે સત્યનો સાક્ષાત્કાર ?

ખંડેરમાંથી પ્રાપ્ત થયેલો અખુટ ખજાનો વિજયગઢ પહોંચાડવામાં જ્યોતિસિંહને ઘણા દિવસો લાગી ગયા; કેમકે તેની સાથે સખ્ત પહેરા વગેરેનો તેને ઘણો બંદોબસ્ત કરવો પડયો હતો. તે હમ્મેશાં ખંડેરમાં જતો હતો અને દિવસનો એક પ્રહર બાકી રહેતો એટલે ખંડેરમાથી બ્હાર નીકળી પડતો હતો. જ્યાં સુધી ખજાનાનો સઘળો સામાન વિજયગઢ રવાના કરી શકાયો નહોતો ત્યાં સુધી ખંડેરનો વિશેષ ભેદ ઉકેલવાનું કાર્ય તેણે મુલતવી રાખ્યું હતું.

વીરસિંહ એક રાત્રે તેના તંબૂમાં પલંગમાં સૂઇ રહ્યો હતો. મધ્યરાત્રિ પસાર થઇ ગઇ હતી. મૃગલોચની અને વનવિહારિણીની યાદમાં તેને સહજ પણ નિદ્રા આવતી નહોતી. બન્ને પ્રેમપ્રતિમાનું સ્મરણ કરીને નિમ્નલિખિત ગજલ ગાવા લાગ્યો:–

" અહા હું એકલો દુનિયા–બિયાબાંમાં સુનો ભટકું,
રઝળતો ઇશ્કને રસ્તે અહીં તહીં આંધળો અટકું.
બતાવી રાહ આ જેણે, ગયાં તે શું દગો દેઇ!
રિબાવી રોવરાવી,ને શું રમશો ખાકથી મારી !
સ્મૃતિ આવી તમારી ત્યાં ન અશ્રુધાર રે' ઝાલી,

હૃદય રમતું ઉછાળા લઇ—જુવાની શું ફરી આવી!
સુણાવું લો કવિતા આ ઝિલું રસ નેત્રથી ઝરતો,
હૃદય હૃદયે મિલાવો તો જીવું ઉઠું પડયો મરતો.
અરે તે બાલપણના ક્યાં ગયા સાથી બધા સાચા!
ગઇ ક્યાં પ્રાણ પ્યારી તે!—રહી મુજ ભાગ આ વાચા!
સુણાવું તેય ક્યાં બેશી! નથી કો ઠામ રોવાનું!
ભર્યું છે એકદર દુનિયા વિષે જ્યાં ત્યાં વગોવાનું.
ભણાવી દ્યો મ્હને આજે, તમારી તે રીતિ જુની,
ન જેથી દાગ દિલ લાગે, ન લાગે ઝિંદગી સુની.
બતાવો શી રીતે હસવું, હૃદય ખાલી છતે રડવું;
વચનમાં પ્રેમ બતલાવી, ઈશારે પ્રેમિ દિલ હણવું!
અરે ઉસ્તાદ! ક્યાં પાયો? મ્હને આ ઇશ્કનો પ્યાલો
કર્યો સંસાર ભર સુનો, વફાઈ ક્યાં મળે!—ચાલો!
ઉથામ્યાં ધર્મશાસ્ત્રોને, ગણાયો જ્ઞાની પંડિતમાં,
ઠરી દ્રષ્ટિ ન કો હામે, પ્રીતિ રીતિ અખંડિતમાં!
હશે ક્યાં સત્ય દેખાડો, હશે શું સત્ય સમજાવો;
રડી રો'વું કદી ગાવું, મ્હને તો એટલો લ્હાવો.
બધી દુનિયા જુવે જેથી, ગયાં મુજ નેત્ર તે ફૂટી.
બધી દુનિયાનું અજવાળું મ્હને અંધારી તે ઉંડી!
અહીં તહીં આ ભટકવામાં નથી શાન્તિ તણી આશા,
સિતમગર લે ધરી ગરદનઃ—નિરાશા એજ છે આશા"

—સ્વ૦ મણિલાલ.

આ ગઝલ લલકારી તેની કેટલીક કડીઓ વારંવાર ગાઈ કુમાર ઘણી મોડી રાત્રે નિદ્રાધીન થયો.

જ્યારે વીરસિંહ જાગ્રત થયો ત્યારે અતિ આશ્ચર્ય પામીને તેણે જોયું કે, તે પોતાના તંબુમાં નહોતો. હમણાં તેણે, પોતાને એક અત્યંત રમણીય, મનોહર અને સુસજ્જિત ઓરડામાં જોયો. આ ઓરડાનું શોભાસૌન્દર્ય એક રાજમહાલયના ઓરડા કરતાં પણ સવિશેષ સુંદર હતું. એની ઉપરની છત સાથે ઘણી હાંડીઓ અને ઝુમ્મરો લટકી રહેલાં હતાં. કેટલાંક રમણીય રંભાઓનાં ચિત્રોએ એ ઓરડાની દિવાલને શોભાવી હતી. આ ઓરડાની ત્રણે તરફની દિવાલ આરસ પત્થરોની બનેલી હતી, અને ચોથી તરફ મ્હોટા મ્હોટા સુંદર દરવાજાઓ હતા. આ સમયે એ સઘળા દરવાજાઓ બંધ હતા. લાંબી દિવાલનાં મધ્યભાગમાં એક સોનાના ચોકઠામાં એક સુંદરીની તસ્વીર હતી. વીરસિંહની દૃષ્ટિ એ તસ્વીર પર પડી. તે એ તસ્વીર જોઈ મૃદુ સ્વરે સ્વગત કહેવા લાગ્યોઃ—

"અહા આ તસ્વીરથી વિશેષ સુંદર વસ્તુ આ ઓરડામાં બીજી એકે નથી. જેના પ્રેમથી હું અત્યંત વ્યાકુળ બની ગયો છું, જે જાનોજીગરે મ્હારા મનમંદિરમાં સદાને માટે સ્થાન મેળવે છે તેજ મનમોહિની માશુકની આ તસ્વીર છે!"

રાજકુમાર શય્યામાંથી ઉઠી સત્વર એ તસ્વીર પાસે ગયો એ ઓરડા કિવા દીવાનખાનાના સઘળા દરવાજાઓ બંધ હતા, છતાં તેના કાચમાં થઈને ઓરડામાં પ્રકાશનો પ્રવેશ થયેલો હતો. રાજકુમારે જે તસ્વીરને જોઈ ઉપર્યુક્ત શબ્દો ઉચ્ચાર્યા તે તસ્વીર રત્નગઢરાજનન્દિની મૃગલોચનીની હતી. કુમાર એ તસ્વીર પાસે જઈ ઉભો રહ્યો અને પુનઃ પૂર્વવત્ સ્વરે સ્વગત કહેવા લાગ્યોઃ—"અહા! આ તસ્વીર મ્હારી પ્રેમમૂર્ત્તિની આબેહુબ પ્રતિમા છે. મૃગલોચનીનાં મૃગનાં જેવાં નયનો આ તસ્વીરમાં પણ દેખાય છે! ગાલોપર ગુલાબી લાલી છવાઈ

રહેલી છે. ઓષ્ઠયુગલપર મૃદુહાસ્ય વિલસી રહ્યું છે. વળી તેનો કંઠહાર પણ અત્યંત નિપુણતાપૂર્વક આ તસ્વીરમાં ઉતારેલો જણાય છે. વળી તેની પાસે જ આ કિશોરી ઉભી રહેલી છે. હું આ કેવો આશ્ચર્યજનક દેખાવ જોઉં છું ! પ્રિયતમા ! આ પ્રિયતમને વિરહવ્યથાથી વ્યથિત કરી તું કયાં છુપાઇ ગઇ છે ? પ્રાણેશ્વરિ ! હમણાં તું કયાં કેવી સ્થિતિમાં છે ? ત્હારા વિયોગનો દારુણ શોક હવે હું વેઠી શકતો નથી ! મ્હારી આરાધ્યદેવિ ! શામાટે મ્હને શોકસંતાપના પ્રચંડ અગ્નિમાં બાળી મૂકે છે ? !"

એવામાં ઉપરની છતપરથી કોઈનાં ઝાંઝરનો ઝમકાર વીરસિંહના સાંભળવામાં આવ્યો. ઉપર જે સઘળી ન્હાની ન્હાની બારીઓ હતી તે બંધ હતી. વીરસિંહ કહેવા લાગ્યો:—"આ ઝાંઝરનો સુમધુર અને શ્રવણપ્રિય ધ્વનિ કયાંથી સંભળાયો ? આ કોઇ સુંદરીનું નિવાસસ્થાન છે કે શું ? વળી આ સ્થળે હું મ્હારા તંબુમાંથી કેવી રીતે આવી ચઢયો? ! મ્હને અહીં કોણ ઉપાડી લાવ્યું ?! મ્હને ઉપાડી લાવનારે મ્હારાપર અપાર કૃપા કરી મ્હને મ્હારી પ્રેમદેવીની પ્રતિમૂર્ત્તિનું દર્શન કરાવ્યું છે ! આ સઘળો સ્વપ્નનો ચમત્કાર છે કે સત્યનો સાક્ષાત્કાર છે તેનો નિર્ણય હું કરી શકતો નથી! મ્હને તો એમજ લાગે છે કે હું સ્વપ્નદર્શન કરું છું. ચાલ, હું પાછો પલંગમાં સૂઇ જઉં"

આવો વિચાર કરી રાજકુમાર પાછો પલંગમાં જઇને સૂઇ રહ્યો. તેણે પોતાનાં નેત્રો મીચી દીધાં; પરંતુ વિચારોની વિશેષતાએ તેને નિદ્રાધીન થવા દીધો નહિ. પુનઃ પલંગમાંથી ઉઠી તે સીધો દરવાજાઓ તરફ ગયો અને તેણે સાતે દરવાજાઓને ધક્કા માર્યા કે તરત જ સઘળા દરવાજાઓ ખુલી ગયા. દરવાજાઓ ઉઘડી ગયા એટલે એક ન્હાનો બાગ વીરસિંહની નજરે પડયો. આ સમયે દિવ-

સનો લગભગ એક પ્રહર પસાર થઇ ગયો હતો.

આ બાગ તદ્દન જંગલી પુષ્પો અને લતાઓથી પરિપૂર્ણ હતો. તેની વચ્ચે એક ન્હાનું તળાવ આવેલું હતું. રાજકુમાર સીધો તળાવ પાસે ગયો. તળાવની પાળ આરસપત્થરોની હતી. એક બાજુએ તળાવમાં ઉતરવા માટે સુંદર પગથીઆં હતાં. એ પગથીઆંની બન્ને બાજુએ બે મ્હોટાં જાંબુનાં વૃક્ષ આવેલાં હતાં. તમામ પગથીઆં પર અને તળાવના થોડા જળપર એ બન્ને વૃક્ષોની છાયાનો વિસ્તાર થયેલો હતો. એ બન્ને ઘટા વિલમ્બિત વૃક્ષોની નીચે બે આરસપત્થરના ચબુતરા હતા. જમણી બાજુના ચબુતરાપર એક નમ્ર ગાલિચો બિછાવેલો હતો. તેની પાસે જ સ્વચ્છ જળથી ભરેલો એક સુવર્ણકલશ અને દાતણ પડયું હતું. તે સિવાય એક સ્વચ્છ ટુવાલ અને પહેરવાનાં સુંદર વસ્ત્રો પણ એ ચબુતરાપર હતા.

ડાબી બાજુના ચબુતરાપર સંધ્યાની વસ્તુઓ વ્યવસ્થિત રીતે પડેલી હતી. તે સાથે એક ઉનનું આસન પણ બિછાવેલું હતું.

રાજકુમાર પોતાના અંતરમાં એવા જ વિચારો કર્યા કરતો હતો કે પોતે અહીં કેવી રીતે આવી શકયો અને પોતાને અહીં કોણ ઉપાડી લાવ્યું ? વળી જે બાગમાં પોતે આવ્યો છે તે બાગ અને પેલો તસ્વીરવાળો રમણીય ઓરડો કોનો હશે ? એવામાં પેલા જાંબુના વૃક્ષના થડપર તેની નજર પડી. તેનાપર એક પત્ર ચોંટાડેલો હોઇ તેમાં નિમ્નલિખિત હકીકત હતી:—

"રાજકુમાર વીરસિંહજી ! આ સઘળો સરસામાન આપના માટે જ છે. તળાવમાં સ્નાન કરી સંધ્યાદિ નિત્યકાર્યથી નિવૃત્ત થાઓ. આજનો દિવસ આપ અમારા મેહમાન છો."

આવો પ્રકાર જોઇ કુમાર વધારે વિચારમગ્ન બની ગયો. તેણે

વિચાર્યું:—“અહીં બધો આવશ્યક સરસામાન ગોઠવેલો હોવા છતાં આટલામાં એક્કે મનુષ્ય જોવામાં આવતું નથી. આ સ્થાન પરીઓનું હોય એવો જ મ્હને ભાસ થાય છે. પ્રથમ આ બાગમાં શું શું છે તે જોઇ લીધા પછી જ હું સ્નાનાદિ કાર્ય કરીશ. દિવસનો આટલો સમય તો થઇ ગયો છે, એટલે જો કોઇ દરવાજો નજરે પડે તો હું બ્હાર ચાલ્યો જઉં; પરંતુ ના ના—જ્યાં સુધી આ બાગનું માલિક કોણ છે, અને મ્હને શા ઉદ્દેશથી આ સ્થળે ઉપાડી લાવવામાં આવ્યો છે એ સઘળી હકીકત મ્હારા જાણવામાં ન આવે ત્યાં સુધી આ બાગનો ત્યાગ કરી જવો ઉચિત નથી.” આવો વિચાર કરી રાજકુમાર વીરસિંહ બગીચામાં ફરવા લાગ્યો.

જે સુસજ્જિત રમણીય ઓરડામાં વીરસિંહ નિદ્રામાંથી જાગ્રત થયો હતો એ ઓરડો બાગની પશ્ચિમે આવેલો હતો. પૂર્વ તરફ એક્કે ઇમારત નહોતી, કેમકે પૂર્વાકાશમાં ઉદિત થતા પ્રભાકર સર્વથી પ્રથમ વીરસિંહની દૃષ્ટિએ પડ્યા હતા. ફરતાં ફરતાં બાગની ઉત્તર તરફ રાજકુમાર એક ઓરડો આવેલો જોઇ શક્યો. એ ઓરડો પૂર્વ તરફના ઓરડા સાથે જોડાયલો હતો. એ ઓરડામાં શું છે એ જાણવાની જીજ્ઞાસાથી વીરસિંહ તેનાં દ્વાર ઉઘાડવા લાગ્યો; કિન્તુ એ દ્વાર અંદરથી બંધ કરેલાં હોવાથી ઉઘડી શક્યાં નહિ. ત્યાંથી નીકળી તે જંગલી પુષ્પલતાઓ અને સુંદર ક્યારાઓનું દર્શન કરતો કરતો બાગના દક્ષિણ ભાગમાં ગયો. ત્યાં એક ન્હાની ઓરડી તેની નજરે પડી. એ ઓરડીપર ‘જાજરૂ’ શબ્દ લખેલો સ્પષ્ટ વાંચી શકાતો હતો. વીરસિંહ ફરતો ફરતો પાછો તળાવ પાસે ગયો. ચબુતરાપર પડેલું દાતણ લઇ મુખમાર્જન અને સ્નાનાદિ વિધિ સંપન્ન કરી તેણે ચબુતરાપર પડેલાં મૂલ્યવાન વસ્ત્રો પહેરી લીધાં, તથા બીજા

ચબુતરાપર ગોઠવેલી પૂજાની સામગ્રી લઇ સંધ્યા કરવા બેઠો. સંધ્યા કરી રહ્યા પછી જે ઓરડાગાંથી એ બાગમાં આવ્યો હતો એ ઓરડા પાસે ગયો તો તેના સઘળા દરવાજા બંધ જણાયા. એ દરવાજા ઉઘાડવાનો ઘણો પરિશ્રમ કર્યાં છતાં તે એકે દરવાજો ઉઘાડી શકયો નહિ.

દિવસનો ઘણો સમય થયેલો હોવાથી આ વખતે બાગમાં તાપનું વિશેષ પ્રાબલ્ય સ્થાપિત થયું હતું. સખ્ત તાપ સહન નહિ કરી શકવાથી વીરસિંહ ગભરાઇ ગયો. કોઇ શાંતિદાયક સ્થળે આરામ લેવાની ઈચ્છા તેના અંતરમાં ઉપજી. અંતે તે બાગની ઉત્તર તરફ જે ઓરડો આવેલો હતો અને થોડા સમય પૂર્વે જે ઓરડાને તેણે બંધ જોયો હતો એ ઓરડા પાસે તે ગયો તો તેનાં સઘળાં દ્વાર ખુલ્લાં હતાં. દ્વાર ઉઘાડાં હોવાથી વીરસિંહે પ્રસન્નવદને એ ઓરડામાં પ્રવેશ કર્યો. આ ઓરડો પણ અત્યંત આકર્ષણીય મનરંજક અને શોભાસૌન્દર્યથી પરિપૂર્ણ હતો. તેની જમીનપર આરસપત્થરની તકતીઓ જડેલી હતી. ઓરડાના મધ્યભાગમાં સુંદર કાશ્મીરી ગાલિચો બિછાવેલો જોવામાં આવતો હતો. એક તરફ સુવર્ણ અને રૌપ્ય પાત્રોમાં વિવિધ પ્રકારની સ્વાદિષ્ટ ભોજનસામગ્રી ગોઠવેલી હતી. તેની પાસે પડેલા એક આસનપર એક પત્ર પડેલો હતો. એ પત્ર ઉપાડી વીરસિંહ વાંચવા લાગ્યો તો તેમાં નીચે દર્શાવેલી હકીકત હતી:—

"આપ બિલકુલ ગભરાશો નહિ. આ નિવાસસ્થાન આપના એક અંગત સ્નેહીનું છે એમજ આપ સમજજો. અત્રે અમે આપને કોઈ પણ પ્રકારનું દુઃખ પડવા દઇશું નહિ. આપ અત્રે ભોજન કરી સામેના ઓરડામાં જજો, ત્યાં સુખશય્યા તૈયાર છે; તેમાં સુઇ

રહી વિશ્રાંતિ લેજો."

આ પત્રની હકીકત વાંચી હવે શું કરવું તેના ગંભીર વિચારમાં વીરસિંહ પડી ગયો. જો કે તેને અત્યંત ક્ષુધા લાગી હતી; કિન્તુ ગૃહસ્વામીની ગેરહાજરીમાં ભોજનસામગ્રીને સ્પર્શ કરવાનો તેનો વિચાર નહોતો. આજુબાજુ દૃષ્ટિ ફેરવી તે સ્વગત કહેવા લાગ્યો "આ નિવાસસ્થાનનો એવો તે કોણ માલિક છે કે જે ગુપ્ત રીતે મ્હારું આટલું આદરાતિથ્ય કરે છે? સઘળી વસ્તુઓ જૂદે જૂદે સ્થળે તૈયાર રાખી છે; કિન્તુ તે કોણ તૈયાર રાખી ગયું છે એ સમજવાનો એકે ઉપાય નથી. ગૃહસ્વામી તથા તેના અન્યાન્ય અનુચરો કયાં રહેતા હશે તત્સંબંધી પણ હું કશો નિર્ણય કરી શકતો નથી. મ્હને તેઓ અહીં શા માટે ઉપાડી લાવ્યા હશે?" આવા વિચારોમાં ને વિચારોમાં વીરસિંહ એક આસનપર બેસી જ રહ્યો. જ્યારે તેને અત્યંત ક્ષુધાનો અનુભવ થયો ત્યારે જ તેને પોતાની હમણાંની સ્થિતિનું સ્મરણ થયું. અંતે તેણે ભોજનપાત્રો તરફ એક વખત પોતાનો હસ્ત લંબાવી પાછો ખેંચી લીધો. આ સમયે કોઇનો ઉચ્ચ હાસ્યધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. વીરસિંહ અત્યંત આશ્ચર્ય પામીને આસપાસ જોવા લાગ્યો; કિન્તુ કોઈ તેની નજરે પડયું નહિ. ઓરડાની ઉપરના ભાગમાં ઘણી બારીઓ આવેલી હતી; પરંતુ તેમાંથી તે કશું જોઇ શકયો નહિ. આ સમયે ઉપરના ભાગમાંથી કોઇનો એવો વાકયોચ્ચાર થયેલો તેણે સાંભળ્યો કે,–"આપ હવે ભોજન કરવામાં વિલંબ કરશો નહિ." આ અવાજ કયાંથી આવ્યો હશે એ જાણવાના વીરસિંહે અનેક પ્રયત્નો કર્યા, પરંતુ અંતે નિષ્ફળ થઇને તેણે ભોજન કરવા માંડયું. હરેક ખાદ્યસામગ્રી એક એકથી અધિક સ્વાદિષ્ટ હતી. તૃપ્તિ થતાં સૂધી વીરસિંહે ભોજન કર્યું: પ-

છીથી તે પાસેની ઓરડીમાં ગયો તો ત્યાં એક છત્રપલંગમાં મખમલના જેવી સુકોમળ મૃદુ અને દૂધના જેવી સ્વચ્છ તથા સફેદ શય્યા બિછાવી રાખેલી તેની નજરે પડી. પલંગ પાસે જ આરસના એક નકશી આસનપર એક સુવર્ણપાત્રમાં મુખવાસની વસ્તુઓ પડેલી હતી. તેમાંથી રૂચિ અનુસાર ખાઇને વીરસિંહ શય્યાવશ થઈ ગયો. સૂતો સૂતો તે અનેકવિધ તર્કવિર્તક કરવા લાગ્યો. છાવણીનું સ્મરણ થઇ આવતાં જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથ પોતાની કેટલી બધી શોધ કરતા હશે એ વિચાર તેના અંતરમાં ઉપજ્યો. અનેક વિચારો કરતો કરતો ઘણા સમય પછી વીરસિંહ નિદ્રાધીન થઇ ગયો. મધ્યરાત્રિ થતાં સુધી તે સૂઈ રહ્યો. એવામાં વીણા સાથે કોઇ સુમધુર સુરથી સંગીત ગાતું હોય એવો તેને ભાસ થવાથી તે જાગ્રત થયો. જાગ્રત થતાં જ તેણે શું જોયું ! દ્વિપ્રહરના સમયે ભોજન કરીને તે જે ઓરડીમાં સૂઇ રહ્યો હતો એ ઓરડીમાં તે અત્યારે નહોતો. હમણાં તે એક સુસજ્જિત શયનગૃહમાં એક સુંદર પલંગમાં હતો ! એ શયનગૃહની બ્હારથી સંગીતધ્વનિ સાંભળવામાં આવતો હોવાથી શયનગૃહની બ્હાર નીકળી સંગીત કોણ ગાય છે તેની તે તપાસ કરવા લાગ્યો. આ સમયે મધ્યરાત્રિનો સમય હોવા છતાં બાગમાં અસંખ્ય તેજોમય દીપકો સળગતા હોવાથી તેના પૂર્ણ પ્રકાશનો વિસ્તાર થઇ રહેલો હતો. આજુબાજુ દૃષ્ટિ ફેરવતા વીરસિંહને એમ લાગ્યું કે, જે બગીચામાંના તળાવમાં તેણે સ્હવારે સ્નાન કર્યું હતું તે આ બાગ નહોતો આ વળી બીજો જ બાગ હતો. અનેક સ્થળે તપાસ કર્યાં છતાં આ બાગ કેટલો લાંબો હશે તેનો કશો નિર્ણય વીરસિંહ કરી શકયો નહિ, કેમ કે તેનો બીજો છેડો કે બીજી બાજુની દિવાલ બિલકુલ નજરે પડતી નહોતી. આ બાગમાં

અસંખ્ય ઊંચાં વૃક્ષો આવેલાં હતાં. હમણાં આ બાગમાં કેટલીક રૂપવતી સુંદરીઓ ફરતી હતી. તેઓમાંથી કોઇ વીણા બજાવતી હતી તો કોઇ સંગીત ગાતી હતી, તથા કોઈ એકબીજીના ખભાપર હાથ મૂકી આનંદથી ફરતી હતી. વીરસિંહ ઘણા સમય સુધી તેમનો આ હાસ્યવિનોદ જોયા પછી ધીમે ધીમે તેમની પાસે જઇને ઉભો રહ્યો; આથી એ સઘળી સુંદરીઓની વિવિધ પ્રકારની આનંદજનક ચેષ્ટાઓ બંધ થઇ ગઇ. તેઓ એક બીજીની સાથે વાતચિત કરવા લાગી. વીરસિંહ એ વાતચિતનો ભાવાર્થ સમજી શકયો નહિ.

થોડા સમય પછી એક મનોહારિણી સુંદરીએ વીરસિંહ પાસે આવીને પૂછયું:–"આપ કોણ છો, તથા રજા મેળવ્યા સિવાય આપ બાગમાં કેમ આવ્યા છો ?"

"સુંદરિ! આ સુંદર બાગ કોનો છે એ હું જાણતો નથી. હું ધારું છું કે આ સ્થાનનું માલિક કોણ છે એ તમે મ્હને કૃપા કરીને જણાવશો." વીરસિંહે કહ્યું.

"પ્રથમ આપ અમારા પ્રશ્નનો ઉત્તર આપો એટલે પછી અમે આપના પ્રશ્નોના ઉત્તર આપીશું." સુંદરીએ કહ્યું.

"સુંદરિ! આ નંદનવન સમાન સુંદર બાગમાં હું કેવી રીતે આવી ચઢયો છું તેની મ્હને પોતાને પણ માહિતી નથી." વીરસિંહે ઉત્તર આપ્યો.

આ ઉત્તર સાંભળી પેલી સુંદરી ઉચ્ચસ્વરે હાસ્ય કરી પોતાની બીજી સખીઓને ઉદ્દેશીને કહેવા લાગી:—"જુઓ બ્હેનો! આ એક ઉસ્તાદ ચોર આપણા બાગમાં છુપી રીતે આવી ચઢયા છે; છતાં તેઓ પોતાનો ગુન્હો છુપાવવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે.' આમ કહી સઘળી સુંદરીઓએ આગળ આવી વીરસિંહને ઘેરી લીધો,

તથા તેઓમાંની એક બીજી સુંદરીએ સહજ રુઆબમાં જ કહ્યું:—"તમે શા હેતુથી આ બાગમાં આવ્યા છો એ હકીકત મ્હને કહો?"

"બ્હેનો ! એમનાં કપડાં જોતાં પણ તેઓ ચોર હોય એવું સાબિત થાય છે." બીજી એક સુંદરીએ ઉમેર્યું.

"હા હા—તેમણે કપડાંની પણ ચોરી કરી હશે." ત્રીજી એક સુંદરીએ ટાપસી પૂરી.

"વળી એમણે પોતાનો ઠાઠમાઠ વધારવાને ચ્હેરો પણ કેવો રંગ્યો છે ! જાણે કોઈ મ્હોટા રાજકુમાર જ કેમ ન હોય !" ચોથી સુંદરીએ સ્મિતમુખે કહ્યું.

"પોતાનાં રુઆબથી અન્યને આંજી નાખવા માટે ચાલાક ચોરો હમ્મેશાં આવી જ ચતુરાઇ કરે છે !" પાંચમીએ કહ્યું.

"અરે, પણ જે પોષાક એમણે પહેર્યો છે તે તો આપણે ત્યાંનો જ છે !" પહેલી સુંદરીએ આશ્ચર્ય દર્શાવ્યું.

"હા, હવે કહો જોઇએ કે, આ રાજવંશી પોષાક આપ ક્યાંથી ચોરી લાવ્યા છો ?!" બીજી એક ચંચળ ચપળાએ વીરસિંહને ઉદ્દેશીને પૂછ્યું.

હવે આ સઘળા વિનોદથી વીરસિંહ વ્યાકુળ બની ગયો. તેણે વિચાર્યું કે, એક પછી એક નવીન સંકટમાં તે ફસાય છે. આમ વિચારી તે કહેવા લાગ્યો કે, "આ સુંદરીઓએ જ યુક્તિ પ્રયુક્તિથી મ્હને અહીં આણેલો હોવો જોઇએ, અને હવે તેઓ મ્હને ચોર બનાવે છે !"

પુનઃ વાતચિત ચાલુ થઇ. વીરસિંહે કહ્યું:—"મ્હને એમજ લાગે છે કે તમે જ મ્હને મ્હારી છાવણીમાંથી આ સ્થળે આણ્યો છો!"

"તમને અહીં લાવવાની અમને શી ગરજ હતી ? તમે પ્ર-

સજ્જ થઇને અમારું શું કલ્યાણ કરવાના હતા કે અમે તમને અત્રે લાવીએ ? તમે અહીં ચોરી કરવાના જ ઉદ્દેશથી આવેલા હોવા જોઇએ એમ અમે ચોક્કસ કહી શકીએ છીએ.” એક સુંદરીએ રાજકુમારના મુખમંડળ તરફ એકાગ્રદષ્ટિથી જોઈ રહીને કહ્યું.

“અહીં આવવાનો તથા અહીંથી જવાનો રસ્તો ક્યો છે તેની પણ મ્હને માહિતી નથી. જો આ બાગમાંથી બ્હાર નીકળવાનો રસ્તો તમે મ્હને બતાવશો તો હું અહીંથી પ્રસન્નતાપૂર્વક મ્હારી છાવણીમાં ચાલ્યો જઇશ.”

“વાહ, કેવા અજાણ્યા બની જાય છે ?! અહીં સુધી આવ્યા ને કહે છે કે રસ્તાની માહિતી નથી!” એક સુંદરીએ મજાકમાં જ કહ્યું.

ત્રીજી એક સુંદરીએ આ સુંદરીના મ્હોં તરફ જોઇને કહ્યું:—
“બ્હેન! એ ચાલાકીથી અહીંથી નાશી જવાને ઇચ્છે છે તેથી જ આમ કહે છે, સમજી ?”

“હવે આપણે તેમને કેદ કરીને લઇ જવા જોઇએ.” ચોથીએ કહ્યું.

“વારું, તમે મ્હને કેદ કરીને ક્યાં લઇ જશો ?” વીરસિંહે અધીરતાથી પૂછ્યું.

“અમારા માલિક પાસે લઇ જઇશું.” એક સુંદરીએ ઉત્તર આપ્યો.

“તમારા માલિકનું નામ શું છે ?” વીરસિંહે વિશેષ ભેદ જાણવા માટે પૂછ્યું;

“અમારા માલિકનું નામ કોઇનાથી પણ ઉચ્ચારી શકાય તેમ નથી.” ઉત્તર મળ્યો.

"શું તમારા માલિકનું નામ કહેવામાં પણ તમને કાંઈ અડચણ છે કે?" વીરસિંહે પૂછ્યું.

"હા, એમનું નામ લેતાં જ જીભ કપાઈ જવાનો સંપૂર્ણ સંભવ છે."

"ત્યારે તમે સર્વ માલિકની સાથે કેવી રીતે વાતચિત કરો છો?"

"અમે માલિકની તસ્વીર સાથે વાતચિત કરીએ છીએ; તેમની પ્રત્યક્ષ મુલાકાત થતી નથી."

"જો તમને કોઈ પૂછે કે તમે કોની સેવિકાઓ છો તો શો ઉત્તર આપો?"

"જે રાજકુમારીજી અમારાં અધીશ્વરી છે તેમની તસ્વીર અમે અમારા ગળામાં લટકાવી રાખીએ છીએ, એ પરથી અમે કોની સેવિકાઓ છીએ એ સહેલાઇથી બીજાને સમજાવી શકાય છે."

"હું ધારું છું કે, અહીં વધારે રાજકુમારીઓ હશે; તેમને ઓળખવામાં દાસીઓથી ભૂલથાપ ન ખવાય એટલા માટે તેઓ રાજકુમારીની તસ્વીર ગળામાં લટકાવી રાખતી હશે."

"ના જી, અહીં માત્ર બે જ રાજકુમારીઓ છે, તથા તેમનો ઉભયનો રિવાજ એક જ પ્રકારનો છે. કોઇ પણ દાસીથી પોતાની રાજકુમારીનું નામ લઇ શકાતું નથી. જ્યારે પિછાનવાની જરૂર પડે છે ત્યારે ગળામાં લટકતી તસ્વીર બતાવવામાં આવે છે."

"ત્યારે મ્હને પણ એ તસ્વીર બતાવો તો ખરાં!"

"તસ્વીર બતાવવામાં અમને કાંઇ વાંધો નથી." આમ કહીને એક સુંદરીએ પોતાના કંઠમાંની માળા સાથે લટકતી તસ્વીર બ્હાર કાઢી વીરસિંહને બતાવી. એ તસ્વીર જોવામાં આવતાં જ વીરસિંહ

અત્યંત વિસ્મિત અને આશ્ચર્યચકિત બની ગયો. તે સ્વગત બોલી ઉઠ્યો:—"કેવો ચમત્કાર ?! આ તસ્વીર તો મ્હારી મનમોહિની મૃગલોચનીની છે. આ બધી શું મૃગલોચનીની જ દાસીઓ છે ? ના ના, રાજકુમારી મૃગલોચની અહીં આવે એ સર્વથા અસંભવ છે. એનું રાજ્ય તો રત્નગઢ છે. ઠીક,' હું પૂછી તો જોઉં કે આ બાગ કયા શહેરમાં આવેલો છે ?" આમ વિચારી તેણે એક સુંદરીને ઉદ્દેશીને પૂછ્યું:—"સુંદરિ ! તું મ્હને એટલું તો કહે કે, આ બાગ કયા શહેરમાં આવેલો છે ?"

"મહાશય ! આ સ્થળે સર્વના કંઠપ્રદેશમાં રાજકુમારીની તસ્વીર લટકતી હોવાથી આ શહેરનું નામ ચિત્રનગર છે." ઉત્તર મળ્યો.

"આ શહેરનું આવું નામ ક્યારથી પડયું છે ?" વીરસિંહે વિચારમગ્ન સ્થિતિમાં પૂછ્યું.

"હજારો વર્ષથી જ આ શહેર ચિત્રનગર નામથી ઓળખાય છે, અને આવા રંગની તસ્વીર બે ચાર પેઢીથી લોકોના ગળામાં પહેરાતી આવી છે. મ્હારા કંઠમાં જે તસ્વીર છે તે મ્હારી દાદીની દાદીને સરકારમાંથી મળી હતી. ક્રમાન્વયે તે હવે મ્હારા કંઠપ્રદેશમાં લટકી રહી છે."

"ત્યારે શું આ રાજકુમારી બે ત્રણ પેઢીથી અહીં રાજ્ય કરે છે ?! એનાં માબાપ નથી કે શું ?!" વીરસિંહે પૂછ્યું.

"અમે એ સંબંધી કાંઇ જાણતાં નથી; કેમકે રાજકુમારી સાથે અમારી પ્રત્યક્ષ મુલાકાત કદાપિ થતી નથી. તેઓ યુવાન્ છે કે વૃદ્ધ તથા તેમનાં સગાં વ્હાલાંમાં કોણ છે એ સમજી શકાતું નથી."

"ત્યારે દરબાર કોણ ભરે છે ?"

"અમારાં રાજકુમારીની એક મ્હોટી તસ્વીર છે. તેમની સ્હામે દરબાર ભરાય છે. તેઓ જે કાંઇ કહે છે એ સઘળું અમે તસ્વીરના મુખમાંથી સાંભળી શકીએ છીએ."

"સુંદરિ! તમારાં સર્વેનાં વચનો સાંભળી હું તદ્દન ચકમ બની ગયો છું. તમે કહો છો એ સઘળું મ્હને સર્વથા અસંભવિત લાગે છે. વારું, તમારા દરબારમાં તમે મ્હને લઇ જઇ શકશો કે?"

"આપને કેદ કરીને અમારે દરબારમાં જ લઇ જવાના છે; એ માટે આપ ચિંતા કરશો નહિ."

"જ્યારે તમારું માલિક એક તસ્વીર સિવાય બીજું કોઇ નથી ત્યારે પછી મ્હને કેદી તરીકે દરબારમાં લઇ જવાથી તમને શો વિશેષ લાભ છે ?"

"અમારાં રાજકુમારી અમારાથી છુપી રીતે સમસ્ત રાજ્યમાં ફર્યા કરે છે; છતાં અમારામાંથી કોઇ તેમને જોઇ શકતું નથી. હું ધારું છું કે તેઓ હજારેક વર્ષની ઉમ્મરનાં હશે!"

બીજી એક સુંદરી આ સમયે બોલી ઉઠી:—"બ્હેન! એમની સાથે વાતો કરવામાં તું કેટલો બધો સમય પસાર કરીશ ? તેઓ આવી રીતે વાતોમાં ને વાતોમાં જીવ બચાવવાને ઇચ્છે છે."

"ના ના—આ તો કોઇ રાજા કિંવા રાજકુમાર હોય એવી મ્હારી દૃઢ માન્યતા છે. જો આપણે તેમના પ્રશ્નોના ઉચિત ઉત્તરો ન આપીએ તો એ આપણી એક પ્રકારની ધૃષ્ટતા જ લેખાય. વળી આપણે તેમનાં માન પ્રતિષ્ઠાનું રક્ષણ કરી તેમને કેદ કરી દરબારમાં લઇ જવાના છે."

ત્રીજી એક સુંદરીએ કહ્યું:—"એમનો કે એમના પિતાનો પરિચય મેળવ્યા સિવાય જ તું એમને રાજકુમાર માની બેઠી છે! (રાજકુમાર તરફ જોઇને) કેમ, આપ કોના પુત્ર છો અને આપનું શું નામ છે?"

"હું વિજયગઢના રાજેન્દ્ર દેવીસિંહનો પુત્ર વીરસિંહ છું." વીરસિંહે પોતાનો પરિચય આપ્યો. તેનું નામ સાંભળતાં જ સર્વે સુંદરીઓ અત્યંત પ્રસન્ન થઇ. એક સુંદરી કહેવા લાગી:— "વાહ! આપને તો જરૂર પકડીને દરબારમાં લઇ જવા જોઇએ. આપને દરબારમાં હાજર કરવાથી અમને સારાં ઇનામો મળે તેમ છે; કેમ કે આપને કેદ કરવાની જ આજ્ઞા આપને મળી હતી. આપે ઘણું ભારે નુકશાન કર્યું છે. સરકારી ખંડેરને તોડી નાખી તેમાંનો ખજાનો આપ આપના રાજ્યમાં લઈ ગયા છે. હવે આપની સાથે વાત પણ કરવી જોઇએ નહિ." પછીથી એ સુંદરીએ બીજી રમણીઓને ઉદ્દેશીને કહ્યું, "સત્વર હાથપગ બાંધી એમને આપણે હમણાં ને હમણાં સરકારની સમક્ષ લઈ ચાલો. અદ્યાપિ મધ્યરાત્રિ થઈ નથી. જો આપણે હવે આ કાર્યમાં વિલંબ કરીશું તો આવતી કાલની રાત્રિ સુધી આપણે આ કેદીની સંભાળ રાખવી પડશે; કેમ કે આપણા સરકારનો દરબાર રાત્રે જ ભરાય છે."

આ સર્વેની વાતો સાંભળી રાજકુમારની અક્કલ તો ગૂમ થઇ ગઈ. આશ્ચર્ય, ભય અને વિચારોની પ્રબળતાથી તેની સ્થિતિ અતિ વિચિત્ર બની ગઇ. તેણે એ સુંદરીઓ તરફ જોઇને કહ્યું:—"વિના કારણ શા માટે વિલંબ કરો છો? એક કેદી તરીકે તમારી સાથે આવવાને હું તૈયાર છું. ચાલો, હું જોઉં તો ખરો કે તમારાં રાજકુમારીજીનો દરબાર કેવો છે.?!"

"જ્યારે આપ પોતે પ્રસન્નતાપૂર્વક અમારી સાથે એક કેદી તરીકે આવવાને તૈયાર છો ત્યારે પછી અમારે આપનાપર કોઇ પણ પ્રકારનો જુલ્મ ગુજારવાની જરૂર નથી."

એ સઘળી સુંદરીઓની સંખ્યા નવની હતી. ચાર વીરસિંહની આગળ અને ચાર તેની પાછળ ચાલવા લાગી. વળી એક સુંદરી રાજકુમારીને ખબર આપવાનું કારણ દર્શાવી આગળ ચાલી ગઇ.

રાજકુમારને સાથે લઇ બીજી સુંદરીઓ બાગના એક ખુણામાં ગઇ; જ્યાં બીજી તરફ નીકળી જવાને માટે એક ન્હાનો દરવાજો નજરે પડયો. એ સ્થળે માત્ર એક સફેદ હાંડીમાં મીણબત્તી સળગી રહી હતી. સઘળી સુંદરીઓ રાજકુમારને સાથે લઇ એ દરવાજામાં ગઇ. થોડે દૂર જતાં એક ઘણો સુસજ્જિત બાગ વીરસિંહની નજરે પડયો. એ સ્થળે ઘણા જ પ્રકાશનો વિસ્તાર થઇ રહેલો હતો. બાગમાં કેટલાક ચોપદારો પોતાના હાથમાં સોના રૂપાની છડીઓ લઇ આમતેમ ફરતા હતા. તેમના સિવાય બીજા પણ કેટલાક માણસોને વીરસિંહ આ બાગમાં જોઈ શકયો. રાજકુમાર સાથે જે સુંદરીઓ હતી તેઓમાંની કોઇએ પણ એ માણસો સાથે કશી વાતચિત કરી નહિ તેમજ કોઇએ તેમને કશી પૂછપરછ કરી નહિ. જ્યારે વીરસિંહ પોતાની સાથેની સુંદરીઓસહ દરબારમાં ઉપસ્થિત થયો ત્યારે ત્યાંનો ઠાઠમાઠ કિંવા શોભાસૌન્દર્ય જોઇ તે આશ્ચર્યચકિત અને વિસ્મિત બની ગયો. દીવાનખાનામાં જતાં જ સ્હામે સુવર્ણના રત્નજડિત સિંહાસન તરફ તેની દૃષ્ટી આકર્ષાઇ. એ સિંહાસનપર મનુષ્યાકાર જેટલી મ્હોટી એક રત્નજડિત તસ્વીર યથાસ્થિત ગોઠવેલી હતી. વીરસિંહ મંત્રમુગ્ધ દૃષ્ટિથી એ મનોહારિણી તસ્વીર તરફ જોઇ રહ્યો. એ તસ્વીર રાજનન્દિની મૃગલોચનીની જ હતી એવી વીરસિંહની ખાત્રી થઇ. એ

અપ્સરાસ્વરૂપિણી કોમળાંગીઓ એ તસ્વીરપર છત્ર ધરીને ઉભી રહી હતી. સિંહાસનની બન્ને બાજુએ ગોઠવેલાં મખમલમંડિત આસનો-પર કેટલાક દરબારીઓ મસ્તક નમાવી બેસી રહ્યા હતા. દરબારમાં અત્યંત શાન્તિનો વિસ્તાર થઇ રહેલો હતો. મૃગલોચનીની તસ્વીર જે સિંહાસનપર હતી એ સિંહાસનની બન્ને બાજુએ બે નરસિંહ બેઠા હતા. આ સર્વ પ્રકાર જોઇ, દિઙ્મૂઢ બની જઇ રાજકુમાર સ્થિર ધીર અને ગંભીર પત્થરના પૂતળા પ્રમાણે ઉભો રહ્યો. તેની આસપાસ પેલી સુંદરીઓ ઉભી રહી હતી. તેઓ જાણે કે તેનાપર પહેરો જ ભરતી હોય એવો ભાસ થતો હતો !

વીરસિંહ દિઙ્મૂઢ બની જઇ ઉભો રહ્યો હતો એવામાં મનોહા-રિણી મૃગલોચનીની છબી પાછળથી પ્રશ્ન થયો:—"આ કોણ છે. ?"

"રાજમહાલયની સાથે આવેલા બાગમાં આ પુરુષ ફરતા હતા. એમને એમનું નામ પૂછવાથી અમને માલૂમ પડયું છે કે સરકારી ભંડેર તોડી તેમાંનો ખજાનો પોતાના રાજ્યમાં લઈ જનાર આ વિ-જયગઢના રાજકુમાર વીરસિંહજી છે. આજ્ઞાનુસાર અમે તેમને કેદ કરી આપની હુઝૂરમાં હાજર કર્યા છે." એક સુંદરીએ તસ્વીરને નમન કરી નમ્રતાપૂર્વક કહ્યું.

પુનઃ તસ્વીર પાછળથી સ્વર આવ્યો કે, "એમનો ગુન્હો ઘણો ગંભીર હોવાથી એકાએક એમના ગુન્હાનો ન્યાય થઈ શકે તેમ નથી. એમની બાબતમાં ઘણો વિચાર કરવો પડશે; માટે હમણાં તેમને લઈ જઇ પૂરતા સંમાનથી રાખો, અને પુનઃ આજ્ઞા મળે એટલે એમને દરબારમાં હાજર કરજો."

તરત જ સેવિકા સુંદરીઓએ વીરસિંહને બીજા એક દીવાન-ખાનામાં લઈ જઇને ત્યાં બેસાડયો; પરંતુ આ સમયે તેને પોતાની સ્થિ-

તેનું સહજ પણ ભાન નહોતું. તેના અંતરમાં પ્રતિ પળે અવનવા વિચારો ઉપજતા હતા. બાગના દેખાવે અને દરબારના પ્રકારે તેના જીવને તદ્દન બેચેન બનાવી દીધો હતો. આ સ્વપ્નનો ચમત્કાર હતો કે સત્યનો સાક્ષાત્કાર હતો તેનો કશો નિર્ણય એ કરી શકતો નહોતો. મખમલમંડિત ગાદીપર બેસી તકીઆને અઢેલી તે અવનત મસ્તકે વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો હતો. પહેલા બાગમાં જે આશ્ચર્યજનક વસ્તુઓ તેના જોવામાં આવી હતી તેનો ભેદ હજી સુધી તે સમજી શક્યો નહોતો. એક પછી એક નવીન રહસ્ય તેના જોવામાં આવતું હતું. મૃગલોચનીની તસ્વીર સમક્ષ ભરાયલા દરબારે તો તેને વિચારોના અગાધ મહાસાગરમાં ડૂબાવી દીધો હતો.

ઘણા સમય સુધી વીરસિંહ આવી વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો. પછીથી તૃષા લાગતાં તેણે ઊંચું જોયું તો એક દાસી હાથ જોડી ઉભી રહેલી તેની નજરે પડી. તેણે પૂછ્યું:– " મહારાજ ! આ સેવિકા આપની સેવા માટે નિયુક્ત થયેલી છે. જે આજ્ઞા હોય તે બેલાશક ફરમાવો."

વીરસિંહે સંકેતદ્વારા પાણી લાવવાની તેને આજ્ઞા કરી, એટલે એ સેવિકા ત્યાંથી ચાલી ગઇ. હવે વીરસિંહ સહજ શુદ્ધિમાં આવ્યો. પોતાની વર્ત્તમાન સ્થિતિનું તેને સ્મરણ થયું. જે દીવાનખાનામાં આ સમયે તે બેઠો હતો એ દીવાનખાનાનું સૂક્ષ્મ દૃષ્ટિથી તે દર્શન કરવા લાગ્યો. આ દીવાનખાનું અત્યંત રમણીય, શોભાપૂર્ણ અને શાન્તિદાયક હતું. આરસપત્થરની જમીનપર સુંદર ગાલિચો બિછાવેલો હતો. ચોતરફ દીવાલની પાસે ગાદી તકીઆની બેઠકો કરવામાં આવી હતી.

અલ્પકાળમાં જ સેવિકા સ્વચ્છ તેમજ શીતળ જળ લઇ આવી.

વીરસિંહે એ સુગંધિત જળ પીધું જેથી તેનો વ્યગ્ર આત્મા અત્યંત શાન્ત અને સ્થિર થયો. ધીમે ધીમે તેનાં નેત્રો પણ નિદ્રાદેવીના આગમનથી ઘેરાવા લાગ્યાં. વિના વિલંબે તે બેશુદ્ધ બની જઇ એ ગાદીપર જ સૂઈ ગયો.

—×—

## પ્રકરણ ૧૬ મું.

### દુશ્મનનો દગો.

છાવણીમાંથી એકાએક રાજકુમાર વીરસિંહના ગૂમ થવાથી ત્યાં ઘણો કોલાહલ થઈ રહ્યો. જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહે વ્યાકુળ બની જઇ ચોતરફ વીરસિંહની શોધ કરી; પરંતુ રાજકુમારનો પત્તો ન જ લાગ્યો. આખો દિવસ શોધ કરીને તેઓ થાકી ગયા એટલે પાછા છાવણીમાં તેઓ એકઠા થયા. વીરસિંહની શોધમાં કેટલાક ઘોડેસ્વારોને દોડાવ્યા હતા તેમણે પણ છાવણીમાં આવી નિરાશાજનક સમાચાર સંભળાવ્યા.

રાજકુમારને હવે કેવી રીતે શોધી કાઢવા એ સંબંધીનો વિશેષ વિચાર કરવા માટે જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથ એક તંબૂમાં એકત્ર થયા. જગન્નાથે ગંભીરતાથી કહ્યું:—"મ્હારી વિદ્યાના પ્રયોગથી મ્હને એમ જણાય છે કે, કેટલીક સુંદરીઓ જ રાજકુમારને ઉપાડી ગઇ છે, તથા વિજયગઢ રાજ્યની સરહદમાં જ આવેલા કોઈ ગુપ્ત સ્થળે તેમણે રાજકુમારને કેદ કરી રાખ્યા છે. એથી વિશેષ હકીકત હું જાણી શકતો નથી."

"એમ બનવું મ્હને અસંભવ લાગે છે. આપણા રાજ્યમાં જ

કોઇ રાજકુમારનો દુશ્મન હોઇ શકે જ નહિ. મહારાણા દેવીસિંહના રાજત્વકાળમાં પ્રજાજનો એટલાં સુખી, સંતોષી અને આનંદી છે કે જેનું વર્ણન થઇ શકે તેમ નથી. સઘળી પ્રજા મહારાણાજી પ્રત્યે પૂર્ણ વફાદાર છે; તેથી રાજકુમારને કોણ ઉપાડી ગયું છે એ સમજી શકાતું નથી!"

આવા પ્રકારની થોડી વાતચિત કર્યાં પછી એ ત્રણે બહુરૂપીઓ વીરસિંહની શોધ કરવા જવાને પુનઃ તૈયાર થયા. જતી વખતે તેમણે મહારાણા કનકસિંહના દીવાનને રામગઢ મોકલી દીધો, કે જે રાણા કનકસિંહ તરફથી ભેટની વસ્તુઓ લઇ રાજકુમાર પાસે આવ્યો હતો. છાવણીની સંભાળ રાખવાનું કાર્ય સેનાપતિ શૂરસિંહને સ્વાધીન કરવામાં આવ્યું, અને જાદુપથ પ્રદર્શક પુસ્તક પણ તેને સોંપવામાં આવ્યું. રાજકુમાર વીરસિંહના ગૂમ થયા પછી પણ એ પુસ્તક તેના પલંગરપરથી જ્યોતિસિંહને યથાસ્થિત સ્વરૂપમાં મળી આવ્યું હતું.

મધ્યરાત્રિ વીતિ ગયા પછી ત્રણે બહુરુપીઓ વિજયગઢ તરફ જવાને નીકળી પડયા, તથા કોઇ પણ સ્થળે રોકાયા સિવાય પાંચ ગાઉ જેટલો માર્ગ તેમણે કાપી નાખ્યો. પછીથી પ્રભાતકાળ થવાથી એક વીચ જંગલમાં રોકાઇ તેમણે ત્રણે જણાએ પોતાનો વેશ બદલી નાખ્યો. ત્યાર પછી તેઓ પુનઃ માર્ગ કાપવા લાગ્યા. આખો દિવસ માર્ગ કાપી, ક્ષુધા અને તૃષાની દરકાર કર્યા સિવાય તેઓ વિજયગઢની સરહદમાં જઇ પહોંચ્યા. ત્યાં જાહિર નહિ થતાં ગુપ્ત રીતે રાજકુમારની શોધ કરવાનો નિશ્ચય કરી ત્રણે જણા જૂદા પડયા. તેમણે કેટલાંક ઘરોમાં ગુપ્ત રીતે પ્રવેશ કરીને, કેટલાક બાગ બગીચાઓમાં શોધ કરીને, તેમ જ તેમને મળેલા કેટલાક માણસોને મળી

વાતચિત કરી કુમારનો પત્તો મેળવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ. બીજે દિવસે ફરીથી સાથે મળી, જૂદું સ્વરૂપ ધારણ કરી તેઓ રાજા દેવીસિંહના દરબારમાં જઇ બેસી ગયા, અને ત્યાં ચાલતી વાતચિત સાંભળવા લાગ્યા. એ સમયે કેટલાક ગુપ્તદૂતોએ વ્યાકુળતાથી દરબારમાં ઉપસ્થિત થઇને કહ્યું:—"મહારાજ! નિરુપાયે અમારે આપને રાજકુમારની છાવણીમાંના ઘણા માઠા સમાચાર સંભળાવવા પડે છે!"

રાણા દેવીસિંહે અધીરતાથી પૂછ્યું:—"જે સમાચાર હોય તે સત્વર કહો એક ક્ષણનો પણ વિલંબ ન કરો."

એક ગુપ્તદૂતે વિષણ્ણવદને કહ્યું:—"રાજેન્દ્ર! રાજકુમાર વીરસિંહજી બે દિવસથી એકાએક છાવણીમાંથી ગૂમ થઈ ગયા છે; તેમની ઘણી શોધ કરી છે; છતાં પત્તો લાગતો નથી!"

"તેઓ ક્યાં ચાલ્યા ગયા છે?" દેવીસિંહે પણ ચિંતામગ્ન બની જઇને પૂછ્યું.

"રાજેન્દ્ર! રાત્રિના સમયે રાજકુમાર પોતાના તંબુમાં નિદ્રાધીન થઈ ગયા હતા. એવી સ્થિતિમાં જ કેટલીક યુવતીઓ તેમને ઉપાડી ગઇ છે. એ યુવતીઓએ તેમને આ રાજ્યની સરહદમાં જ કેદ કર્યા છે. એમ જગન્નાથ જ્યોતિષી પોતાની વિદ્યાના પ્રયોગથી જાણી શક્યા છે. જ્યોતિસિંહજી, લક્ષ્મણસિંહજી અને જગન્નાથજી રાજકુમારની શોધ કરવા ગયેલા છે." એક દૂતે સઘળી હકીકત નિવેદન કરી.

"શું મ્હારા રાજ્યની સરહદમાં જ રાજકુમાર કેદ થએલા છો" રાણા દેવીસિંહે આશ્ચર્ય દર્શાવ્યું.

"આ રાજ્યમાં મહારાજશ્રીનો કોઈ શત્રુ નિવાસ કરતો હોવો જોઇએ નહિ. વળી આપણા સૈનિકોપર બીજું એક આકસ્મિક સંકટ આવી પડયું છે." ગુપ્તદૂતે કહ્યું.

"એવું તે શું સંકટ આવી પડયું છે?" દેવીસિંહે અધીરતા દર્શાવી પૂછ્યું.

"લક્ષ્મણસિંહ, જ્યોતિસિંહ અને જગન્નાથજી રાજકુમારની શોધ કરવા ચાલ્યા ગયા એ પ્રસંગનો લાભ લઇ રાણા કનકસિંહે આપણા સૈનિકોપર હુમલો કર્યો છે." ગુપ્તદૂતે સંકટનો સ્ફોટ કર્યો.

આ વર્ત્તમાન જાણવામાં આવતાં જ એ દરબારના એક ખુણામાં ઉભા રહેલા જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથજી ચમકી ઉઠયા, તથા તેઓ એ દૂતની હકીકત લક્ષ્યપૂર્વક સાંભળવા લાગ્યા.

"પહેલાં તો તમે આવીને એવા સમાચાર કહી સંભળાવ્યા હતા કે, રાણા કનકસિંહે રાજકુમાર સાથે સ્નેહસંબંધ સાંધી પોતાના દીવાન માર્ફત કેટલીક ઉપહાર સામગ્રી મોકલી હતી; છતાં તેણે શું અંતે આવી રીતે વિશ્વાસઘાત કર્યો છે?" દેવસિંહે પૂર્વવાર્ત્તાનું સ્મરણ કરીને કહ્યું.

"પહેલાં આપને અમે જે સમાચાર સંભળાવ્યા હતા તે સત્ય જ હતા; પરંતુ અંતે કનકસિંહે દગાબાજી કરી છે." દૂતે કહ્યું.

"એના આકસ્મિક હુમલાનું શું પરિણામ આવ્યું?" દેવીસિંહે ઉત્સુકતાથી પૂછ્યું.

"એક પ્રહરર સુધી તો સેનાપતિ શૂરસિંહજીએ તથા આપણા સૈનિકોએ બહાદુરીથી યુદ્ધ કર્યું; પરંતુ પછીથી કનકસિંહના હાથે શૂરસિંહજી ઘાયલ થઇ કેદ પકડાયા જેથી સૈનિકો નિરાશ થઇ

જીવ બચાવવાની ઇચ્છાથી પલાયન કરી ગયા.” દૂતે ઉત્તર આપ્યો,

અત્યાર સૂધી મહારાણો દેવીસિંહ લક્ષ્યપૂર્વક આ સઘળી વાતચિત સાંભળતો બેઠો હતો. શૂરસિંહના કેદ પકડાયાના અને સૈનિકોના નાશી ગયાના સમાચાર સાંભળી તે અંતરમાં ઉપજેલા ક્રોધને શમાવી શકયો નહિ. તેનાં નેત્રો લાલચોળ થઇ ગયાં. પોતાના દીવાન અજીતસિંહ તરફ જોઇને તેણે ક્રોધસૂચક ઉચ્ચ સ્વરે કહ્યું:—“આ સમયે જો કે અહીં વિશેષ સૈન્ય નથી; પરંતુ જેટલું સૈન્ય છે તેટલું લઇ હું હમણાં જ કૂચ કરીશ. કનકસિંહ જેવા નામર્દને પરાજિત કરવો એ કાંઇ મહાભારત કાર્ય કરવા જેવું નથી. એના જેવા વિશ્વાસઘાતકને એવી ભયંકર સજા કરવી જોઇએ કે જેથી ભવિષ્યમાં તે કદાપિ આપણી વિરુદ્ધ પોતાનું મસ્તક ઉંચું કરી શકે નહિ.”

“બરાબર જ છે આપના યુદ્ધાર્થે પ્રયાણ કરવાના સમાચાર સાંભળવામાં આવતાં પલાયન કરી ગયેલું સૈન્ય પણ એકત્રિત થઇ જશે.” અજીતસિંહે ગંભીરતાસૂચક સ્વરે આ શબ્દો ઉચ્ચાર્યા.

આવા પ્રકારની વાતો ચાલી રહી હતી એવામાં બીજા બે ગુપ્તદૂત દરબારમાં હાજર થયા. તેમને પૂછતાં તેમણે જણાવ્યું કે, “રાજકુમારના ગૂમ થયાના, બહુરૂપીઓ તેમની શોધમાં જવાના, કનકસિંહના હુમલો કરવાના તથા સેનાપતિ શૂરસિંહજીના કેદ પકડાયાના સમાચાર જાણવામાં આવતાં જ રત્નગઢાધિપતિ જયસિંહજી પોતાના સૈન્યસહ રામગઢ તરફ કૂચ કરી ગયા છે. રસ્તામાં એવા સમાચાર જાણવામાં આવ્યા છે કે, શૂરસિંહજીના કેદ પકડાયા પછી બે પ્રહરના અંતરે કનકસિંહ પણ ગૂમ થઇ ગયો છે. તેના પલંગપરથી એક પત્ર મળી આવ્યો છે. એ પત્રમાં એવી હકીકત લખેલી છે કે, “આ

બેઇમાનને હવે બરાબર સજા કરવામાં આવશે. જીવનપર્યંત તે હવે કેદમાંથી મુક્ત થવાનો નથી." તે સિવાય એમ પણ જાણવામાં આવ્યું છે કે, શૂરસિંહજી પણ શત્રુઓના પંઝામાંથી મુક્ત થઇ ખંડેર પાસેની છાવણીમાં આવેલા છે તથા સૈનિકો સુદ્ધાં પુનઃ એકઠા થવા લાગ્યા છે." આ સમાચાર સાંભળી રાણા દેવીસિંહે પોતાના દીવાન અજીતસિંહના મ્હોં તરફ જોયું, અજીતસિંહે નમ્રતાપૂર્વક કહ્યું:- "મહારાજ! રાણા જયસિંહજીએ આ સમયે રામગઢ તરફ કૂચ કરી છે તેથી આપણે પણ એ તરફ કૂચ કરી એ રાજ્યની પાયમાલી કરી નાખી આપણા ભવિષ્યને નિષ્કંટક કરી નાખવું જોઇએ એવી મ્હારી નમ્ર માન્યતા છે. શત્રુને સબળ રહેવા દેવાથી ભવિષ્યમાં પણ કોઇ પ્રસંગે શિરપર સંકટ આવી પડવાની સંભાવના રહે છે."

"દીવાનજી! તમારાં વચનો યથાર્થ છે. પ્રથમ મ્હારો વિચાર એવો હતો કે, રાજકુમાર જ રામગઢપર વિજય મેળવે; પરંતુ અફસોસ કે હવે હું દુશ્મનોની દગાબાજી જોઇ શકતો નથી."

આ સઘળી હકીકત સાંભળ્યા પછી ત્રણે બહુરૂપીઓ દરબારમાંથી બ્હાર નીકળી પડયા, તથા એકએકાંત સ્થળે જઇ પહોંચ્યા આ વિષયપરત્વે એક બીજાની સાથે સલાહ કરવા લાગ્યા.

"હવે આપણે શું કરવું?" જ્યોતિસિંહે પ્રશ્ન કર્યો.

"ગમે તેમ હોય; પરંતુ પ્રથમ આપણે રાજકુમારનો પત્તો મેળવવો જોઇએ." લક્ષ્મણસિંહે કહ્યું.

"મ્હારું કહેવું એવું છે કે, તું છાવણી તરફ ચાલ્યો જા અને હું તથા જ્યોતિષીજી રાજકુમારની શોધમાં જઇએ છીએ." જ્યોતિસિંહે પોતાનો વિચાર પ્રકટ કર્યો.

"જો મ્હારું કહેવું માનતા હો તો પ્રથમ પેલી ગુફામાં ચાલો, કે જે ગુફામાં આપણે રાણા કનકસિંહને કેદ કરી રાખ્યો હતો." જગન્નાથજીએ કહ્યું.

"ત્યાં જઇને આપણે શું કરીશું? તમે જાણો તો છો કે, એ ગુફાનું દ્વાર હવે આપણાથી ઉઘડતું નથી." જ્યોતિસિંહે સહજ નિરાશામિશ્રિત સ્વરે કહ્યું.

"ત્યાં ચાલો તો ખરા; કદાચ બીજી કોઇ યુક્તિનો પ્રયોગ કરવાથી દરવાજો ઉઘડે પણ ખરો. પ્રયત્ન કરવામાં આપણે શા માટે પાછી પ્હાની કરવી જોઇએ?" જગન્નાથજીએ નિરાશામાં ક્ષીણ આશા દર્શાવી.

"આ શ્રમ નિરુપયોગી થશે એમ જ મ્હને લાગે છે. કદાચ દરવાજો ખુલશે તો પણ તેથી આપણો શો હેતુ સિદ્ધ થશે?" જ્યોતિસિંહે કહ્યું.

"પરંતુ મ્હને તો એક વખત ત્યાં જવું શ્રેયસ્કર લાગે છે." જગન્નાથે પોતાના વિચાર પ્રત્યે દૃઢતા દર્શાવી.

"ભલે ચાલો." જ્યોતિસિંહની સંમતિ મળી.

ત્રણે બહુરૂપીઓ તરત જ પેલી ગુફા તરફ જવા લાગ્યા.

વાંચકબંધુઓ! રાણા દેવીસિંહના દરબારમાં બનેલા પ્રકાર પરથી આપણે જાણી શક્યા છીએ કે, છાવણીમાંથી રાજકુમારના ગૂમ થવાથી અને ત્રણે બહુરૂપીઓ તેની શોધમાં જવાથી રાણા કનકસિંહના અંતરમાં દગો ઉપજ્યો. તેણે આ પ્રસંગનો લાભ લઇ રાજકુમારના સૈન્યપર હુમલો કરવાનો નિશ્ચય કર્યો. આવું અનુચિત તથા વિશ્વાસઘાતક કાર્ય નહિ કરવા માટે કનકસિંહને તેના દીવાને તેમ જ બહુરૂપીઓએ ઘણુંય સમજાવ્યો હતો; કિન્તુ તેણે કોઇની શિખા-

મણ સ્વીકારી નહિ. ક્રૂરસિંહના શયતાન સાથીદારો યુસફખાન અને અકબરઅલ્લીએ કનકસિંહને એવો તો સમજાવી દીધો હતો કે, સારાસારનો વિચાર કરવાની તેની શક્તિ સદંતર ગૂમ થઇ ગઇ હતી. તેણે પોતાના સઘળા સૈન્યસહ વીરસિંહની છાવણીપર આકસ્મિક હુમલો કર્યો. બહાદુર શૂરસિંહે ગફલતમાં રહેલા પોતાના સૈન્યને સાવધાન કરી શત્રુપક્ષનો પરાજય કરવાના ઘણા પ્રયત્નો કર્યા; પરંતુ એક પ્રહર સુધી યુદ્ધ ચાલ્યા પછી તે રાણા કનકસિંહનો કેદી બની ગયો. સેનાપતિ શૂરસિંહ કેદ પકડાયો એટલે તેના સઘળા સૈનિકોના અંતરમાં નિરાશા ઉત્પન્ન થઇ અને તેઓ સર્વે જીવ બચાવવાના ઉદ્દેશથી પલાયન કરી ગયા.

પરિણામે માત્ર છાવણીનો જ સઘળો સરસામાન રાણા કનકસિંહને મળ્યો. ખંડેરમાંથી મળી આવેલો ખજાનો કે જે જ્યોતિસિંહે વિજયગઢ મોકલાવી દીધો હતો તે તેને મળ્યો નહિ. જાદુપથપ્રદર્શક પુસ્તક કે જે સેનાપતિ શૂરસિંહને સ્વાધીન કરવામાં આવ્યું હતું તે યુદ્ધાંતે કનકસિંહને મળ્યું; તેથી તે ઘણો આનંદિત થયો. તેણે સ્વગત એવો વિચાર કર્યો કે, "આ પુસ્તક હવે મ્હને મળી આવ્યું છે તેથી હું ખંડેરનો સઘળો ભેદ ઉકેલી, રાજનન્દિની મૃગલોચનીને તેમાંથી શોધી કાઢીને હું તેની સાથે લગ્ન કરીશ."

રાજકુમારી મૃગલોચનીને મેળવવાના વિચારો કરતો કરતો કનકસિંહ પોતાના શયનગૃહમાં સૂઇ રહ્યો હતો ત્યાંથી જ તે ગૂમ થઇ ગયો હતો. તેના પલંગપરથી એક પત્ર મળી આવ્યો હતો. એ પત્રની હકીકત, રાણા દેવીસિંહના દરબારમાં હાજર રહીને આપણે જાણી શકયા છીએ. વળી કનકસિંહ કેદ પકડાયો તે સાથે જ શૂરસિંહ છૂટી ગયો હતો એ હકીકત પણ આપણા જાણવામાં આવી છે.

જ્યારે શૂરસિંહની આંખો ઉઘડી ત્યારે પોતે એક નિર્જન જંગલમાં પડી રહેલો છે એમ તેને માલૂમ પડ્યું. યુદ્ધ પ્રસંગે તેના શરીરમાં જે ઘા લાગેલા હતા તેનાપર મલમપટ્ટાઓ લગાડેલા હોવાથી તેની વેદના ઓછી થઈ ગઈ હતી. હમણાં તે થોડે દૂર સુધી ચાલી શકવા જેવી સ્થિતિમાં હતો. શૂરસિંહ અત્યંત આશ્ચર્ય પામી ઉઠી ઉભો થયો અને ચાલતો ચાલતો પેલા જાદુકળાપરિપૂર્ણ અદ્દ્ભુત ખંડેર પાસે જઇ પહોંચ્યો. એ સ્થળે યુદ્ધ પ્રસંગે પલાયન કરી ગયેલા કેટલાક સૈનિકો પણ તેને મળ્યા, અને થોડા સમયમાં જ તેનું સઘળું સૈન્ય પુનઃ એકઠું થઇ ગયું.

યથા સમયે રાણા કનકસિંહના ગૂમ થયાના સમાચાર પણ શૂરસિંહના જાણવામાં આવ્યા તેથી તેણે તેની ભયંકર વિશ્વાસઘાતકતાનો બદલો લેવાના હેતુથી રામગઢ પર ચઢાઇ કરી. તેનું સૈન્ય ખંડેરથી લગભગ એએક ગાઉ દૂર ગયું હશે એટલામાં રાણો જયસિંહ પણ પોતાના સમસ્ત સૈન્યસહ રામગઢપર ચઢાઇ કરવા આવે છે એવા વર્ત્તમાન તેના જાણવામાં આવ્યા. તેણે પોતાના સૈન્યની માર્ગમાં જ છાવણી નાખી. સંધ્યાકાળે રાણા જયસિંહનું સૈન્ય પણ ત્યાં આવી પહોંચ્યું. શૂરસિંહે સઘળી હકીકત રાણા જયસિંહને કહી સંભળાવી અને અંતે રામગઢપર ચઢાઇ કરવા જવાનો પોતાનો વિચાર પણ જણાવ્યો. રાણો જયસિંહ પણ સૈન્યસહ એજ ઉદ્દેશથી આવેલો હોવાથી રાત્રે એ જંગલમાં જ તેણે છાવણી નાખી. બીજે દિવસે રાણો જયસિંહ રામગઢપર ચઢાઇ કરવા અગ્રેસર થયો. રામગઢ જઇને તેણે આખા કિલ્લાને પોતાના સૈન્યથી ઘેરી લીધો. રાણા કનકસિંહનું સૈન્ય બ્હાર નહિ નીકળતાં કિલ્લાપરથી જ યુદ્ધ કરવા લાગ્યું. કનકસિંહનું સૈન્ય કિલ્લામાં ખાદ્યસામગ્રી ખૂટશે

એટલે નિરુપાયે પોતાને શરણે આવશે એમ વિચારી રાણા જયસિંહે યુદ્ધને વિશેષ ગંભીરરૂપ આપ્યું નહિ. તે કિલ્લાની આસપાસ ઘેરો ઘાલીને જ પડી રહ્યો.

સંધ્યાકાળનો સમય હતો. શત્રુઓની છાવણી નાખી રહેલી સેનામાં ભંગાણ પાડવાના ઉદ્દેશથી રાણા કનકસિંહના સિપાહીઓ કિલ્લાના બુરજોપરથી તોપોનો મારો ચલાવી રહ્યા હતા; પરંતુ તેમનો ઉદ્દેશ સફળ થતો નહોતો. આ સમયે કિલ્લાની પાછળના ભાગ તરફ આવેલા બે પર્વતોની વચ્ચેથી વહેતા નાળાના કિનારાપર એક નિર્જન સ્થળે કનકસિંહના બહુરૂપીઓ તથા યુસફખાન અને અકબરઅલ્લી વાતચિત કરતા બેઠા હતા.

" ભાઇઓ ! અમારા પાલનકર્ત્તા ક્રૂરસિંહ ખુદાના દરબારમાં ચાલ્યા ગયેલા હોવાથી અમે નિરાધાર બની ગયા છીએ !" યુસફખાને એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું.

" પરંતુ તેમને કોણે મારી નાખ્યા છે એ સંબંધી હજી સુધી આપણે કશો પત્તો મેળવી શકયા નથી. નહિ તો તેમનો ખૂની પણ અત્યાર સુધીમાં કયારનો ય જહન્નમમાં જઇ પહોંચ્યો હોત. " અકબરઅલ્લીએ કહ્યું.

આ સમયે અઘોરનાથે અત્યંત ક્રોધવશ થઇને કહ્યું:—" તમારો નિમકહરામ પ્રતિપાલક તેનાં મહાપાપોના પરિણામે જ મરણને શરણ થયો છે, તથા તમારો બન્નેનો પણ થોડા દિવસમાં જ તેની માફક અકાળે જીવ જશે. જો કે તમે બન્ને જણા પોતાને બહુરૂપી તરીકે ઓળખાવો છો; પરંતુ તમારા જેવા બેઇમાન અને હરામખોર બીજા કોઇ નહિ હોય. "

" શું અમે બેઈમાન છીએ ?" યુસફખાને આશ્ચર્ય પામીને પૂછયું.

"હા, એ માટે સહજ પણ સંદેહ નથી. જ્યારે તમે તમારા માલિક મહારાણા જયસિંહનું કલ્યાણ ન ઇચ્છયું ત્યારે તમે બીજા કોનું કલ્યાણ ઇચ્છશો ? તમારી લુચ્ચાઈના પરિણામે તમારો પાળક કૂરસિંહ અકાળે મૃત્યુને આધીન થયો છે. અમારા મહારાણા કનકસિંહજી કેદમાં પડયા છે અને તમારા બન્નેના મસ્તકપર કાળનો ભયંકર દૂત સવાર થયેલો છે. મ્હારા મનમાં વારંવાર એવો વિચાર ઉપજે છે કે, જોડા મારી મારીને હું તમારો બન્નેનો જીવ લઇ મ્હારા અંતરમાં સળગી ઉઠેલા ક્રોધાગ્નિને શાન્ત કરૂં !" અઘોરનાથે પોતાના અંતરનો અપાર ક્રોધ વાકયોદ્વારા વ્યક્ત કર્યો.

"ભાઈ! જીભ સંભાળીને બોલજો; નહિ તો તમને પહોંચી વળવા જેટલું સામર્થ્ય મ્હારામાં છે." અકબરઅલ્લીએ પણ રોષાવેશમાં જ કહ્યું.

અકબરઅલ્લીએ આટલું વાકય કહ્યું એટલે અઘોરનાથના અંતરમાં સળગી ઉઠેલા ક્રોધાગ્નિમાં ઘૃતાહુતિ થઈ. એ જગ્યાએથી એક પત્થરનો કડકો ઉપાડી તેણે એવા તો જોરથી અકબરઅલ્લીના માથામાં માર્યો કે, અલ્પકાળમાં જ તેના જીવનનો અંત આવી ગયો, તથા તે પોતાનાં પાપોનો જવાબ આપવા પરમકૃપાળુ કિરતારના દરબારમાં ચાલ્યો ગયો. પોતાના દોસ્તની આવી દુર્દશા થયેલી જોઈ, અત્યંત ભયભીત બની જઇને યૂસફખાન ત્યાંથી ત્વરિતગતિથી પલાયન કરી જવા લાગ્યો; પરંતુ અઘોરનાથ પ્રથમથી જ તેમના બન્નેના લોહીનો તરસ્યો બની ગયો હતો. તેણે એક મ્હોટો પત્થર ઊંચકી યૂસફખાનને તાકીને ફેંકયો એ પત્થર વાગતાં જ યૂસફખાન પણ જમીનપર ઢળી પડયો. પછીથી અઘોરનાથ તથા તેના સાથીદારોએ જઇ તેને લાતો મારી અકબરઅલ્લીની સાથે જ ઇશ્વરના દરબારમાં

પહોંચાડી દીધો. એ બન્નેને માર્યાં પછી પાછા ચારે બહુરૂપીઓ, પહેલાં તેઓ જે જગ્યાએ બેસીને વાતચિત કરતા હતા તેજ જગ્યાએ જઈને બેઠા, અને એકબીજાની સાથે વાતચિત કરવા લાગ્યા.

"હવે આપણા રાજ્યની પાયમાલી કરી નાખનાર નરાધમો આ દુનિયાનો ત્યાગ કરી નરકનિવાસી થયા છે." ભૈરવનાથે કહ્યું.

"એ માટે મહારાણાજી સહજ પણ દિલગીર થવાના નથી." અઘોરનાથ બોલ્યો.

"હવે કોઈ પણ રીતે રાજ્યનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. મહારાણા જયસિંહજીએ આવી બંને તરફથી આપણને ઘેરી લીધા છે, તથા મહારાણાની ગેરહાજરીમાં આપણું સૈન્ય જાહિર યુદ્ધમાં ઉતરી શકે તેમ નથી." ભૈરવનાથે કહ્યું.

"કિન્તુ કિલ્લામાં રહીને પણ કયાં સુધી યુદ્ધ કરી શકાશે? માત્ર બે માસ સુધી ચાલી શકે એટલી ખાદ્યસામગ્રી આપણી પાસે છે. ત્યાર પછી આપણે શું કરીશું?" અઘોરનાથે કહ્યું.

"માત્ર એક જ ઉપાય છે. આપણે કોઈ પણ ઉપાય અજમાવીને મહારાણા જયસિંહજીને એમના લશ્કરથી દૂર કરવા જોઈએ. જો એ આપણા પંઝામાં કેદ પકડાય તો આપણું સૈન્ય એમના સૈન્ય સાથે મયદાનમાં યુદ્ધમાં ઉતરી શકશે." અઘોરનાથે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"બરાબર છે—એમજ કરવું જોઈએ. આપણે જેનું અન્ન ખાઈએ છીએ તેના માટે આપણે આપણો પ્રાણ સુદ્ધાં આપવો જોઈએ." ભૈરવનાથે સંમતિ દર્શાવી.

"આપણા મહારાણાજીએ પણ ઘણો ભયંકર વિશ્વાસઘાત કર્યો છે! બિચારા વીરસિંહજીનો શો દોષ છે?" અઘોરનાથે કહ્યું.

"ગમે તેમ હોય, પરંતુ આપણે આપણા મહારાણાજીનું યથાશક્તિ કલ્યાણ કરવું એજ આપણું પરમ કર્ત્તવ્ય છે." ભૈરવનાથે વફાદારી દર્શાવી.

"યૂસફખાન અને અકબરઅલ્લી—એ બન્ને આપણા રાજાપર ક્રૂર ગ્રહ હતા. એ ગ્રહ હવે નીકળી ગયા છે. હવે હું જ્યારે બન્ને રાજાઓ વચ્ચે સ્નેહસંબંધ સંધાવીશ ત્યારે જ વીરસિંહની સેવા ઉઠાવવાનું સૌભાગ્ય આપણને પ્રાપ્ત થશે. વીરસિંહજી બહાદુર અને પાત્રપરિક્ષક છે." અઘોરનાથે પોતાના અંતરનો ભાવ વ્યક્ત કર્યો.

"હવે ઘણી રાત્રિ વીતી ગઇ છે. ચાલો કોઈ પ્રયોગ અજમાવીને આપણે મહારાણા જયસિંહજીને કેદ કરીએ, અને તેમને ગુપ્ત રસ્તેથી કિલ્લામાં લાવીએ." ભૈરવનાથે કહ્યું.

"મ્હેં એક ઉપાયનો વિચાર કરી રાખ્યો છે એ મ્હને ઠીક લાગે છે." અઘોરનાથે ગંભીરતાસૂચક સ્વરે કહ્યું.

"શો ઉપાય વિચારી રાખ્યો છે?" ભૈરવનાથે ઉત્સુકતાથી પૂછ્યું.

"આપણે જઇને પહેલાં મહારાણા જયસિંહજીને ફસાવીએ. હું એક રસોઇઆનો વેશ ધારણ કરીને રસોઈ બનાવીશ અને તમે લોકો રસોઇઆના ખિદમતગારોને ફસાવી એમનો વેશ ધારણ કરી મ્હારી સાથે કામ કરજો. ખાદ્યસામગ્રીમાં બેશુદ્ધ બની જવાય એવું ઔષધ મેળવી સઘળી ખાદ્યસામગ્રી હું મહારાણાને તથા તેમના માણસોને ખવડાવી દઇશ. પછીથી આપણે આપણું કાર્ય સહેલાઈથી સિદ્ધ કરી શકીશું." અઘોરનાથે ઉપાયનું વર્ણન કર્યું.

"તમારું કહેવું યથાર્થ છે. તમે બ્રાહ્મણ છો તેથી તમે જ રસોઇઆ બનો એટલે મહારાણા જયસિંહજી ધર્મભ્રષ્ટ કિંવા જાતિ-

ભ્રષ્ટ થાય નહિ; પરંતુ ખાદ્યસામગ્રીમાં તેઓ અલ્પકાળમાં જ બેશુદ્ધ ન બની જાય એવું ઔષધ મેળવવાની સાવધાનતા રાખજો." ભૈરવનાથે સૂચના કરી.

"તમારી સૂચના સમયોચિત અને વ્યાજબી છે, રાજા લોકો પોતાની ખાદ્યસામગ્રીમાંનો કેટલોક ભાગ પ્રથમ બીજાને ખવડાવ્યા પછીથી જ પોતે ખાય છે એ હું સારી રીતે જાણું છું. હું એવા નમ્ર ઔષધનું ખાદ્યવસ્તુઓમાં સંમિશ્રણ કરીશ કે, ખાધા પછી બે કલાક સુધી તેની સહજ પણ અસર માલૂમ પડે નહિ." અઘોરનાથે કહ્યું.

"બરાબર છે—હવે આપણે અહીંથી ઉઠો."

પછીથી સર્વે જણા ત્યાંથી ઉઠી સ્વકાર્ય સિદ્ધ કરવાને અગ્રેસર થયા.



# પ્રકરણ ૧૭ મું



## રાજકુમારનું મિલન.

રાજકુમાર વીરસિંહ ધીમે ધીમે બેશુદ્ધ બની જઇને ગાદીપર જ સૂઇ ગયો. જ્યારે તે જાગ્રત થયો ત્યારે તેણે પોતાને એક પાષાણશિલાપર સૂઇ રહેલો જોયો. અસ્થિર હૃદયે તે ચોતરફ જોવા લાગ્યો. એ સ્થળે ચોતરફ ઊંચા પહાડો અને પર્વતો આવેલા હતા. કોઇ કોઇ સ્થળે એ પહાડોની વચ્ચે થઇને સુશીતળ સ્વચ્છ જળના ઝરા વહેતા હતા. લક્ષ્યપૂર્વક તપાસ કરતાં વીરસિંહને એમ માલૂમ પડ્યું કે જે ગુફામાં બહુરૂપી લોકોને કેદ કરવામાં આવતા હતા તે જ

એ ગુફા હતી. આ ગુફામાં જ જ્યોતિસિંહે મહારાણા કનકસિંહને કેદ કરી રાખ્યો હતો, તથા આ ગુફામાં આવેલા ગગનચુંબિત પર્વતપર વીરસિંહે રાજનન્દિની મૃગલોચનીનું દર્શન કર્યું હતું.

વીરસિંહ ગભરાઇ જઈ પાષાણુશિલાપરથી ઉઠી ઉભો થયો, તથા એ ગુફાને બરાબર ઓળખવા માટે ચોતરફ ફરી પ્રત્યેક વસ્તુનું લક્ષ્યપૂર્વક અવલોકન કરવા લાગ્યો. અલ્પકાળમાં જ તેનો સંદેહ દુર થઇ ગયો. કેમ કે આ ગુફામાં એક વૃક્ષની નીચે તેણે મહારાણા કનકસિંહને સૂઇ રહેલો જોયો. તેની રાણી આ સમયે પતિની ચરણુસેવા કરતી હતી. તેમનાં બન્નેનાં મ્હોં બીજી તરફ હોવાથી તેઓ કુમારને જોઇ શક્યાં નહિ. રાજકુમારે બીજી તરફ લક્ષ્ય નહિ આપતાં જે ગગનચુંબિત પર્વતશિખરપર તેણે મૃગલોચંની અને કિશોરીને કરુણાજનક સ્થિતિમાં ઊભાં રહેલાં જોયાં હતાં તે પર્વત પાસે એ ગયો તો ‘હમણાં પણ તે તેમને બન્નેને પ્રથમના જેવી જ સ્થિતિમાં ઉભી રહેલી જોઈ શક્યો. બન્નેના અંગપરનાં વસ્ત્રો જીર્ણ થઇ ગયેલાં હોઇ કેટલેક ઠેકાણેથી ફાટી ગયાં હતાં. મસ્તકના વાળ તેલના અભાવે શુષ્ક થઇ જઇ વિખરાઇ ગયેલા હતા.

પુનઃ વીરસિંહનું પ્રેમપૂર્ણ હૃદય ચંચળ બની ગયું. મહવ્યનની બલા તેના શિરપર સવાર થઇ ગઇ. તેનાં નયનયુગલમાં વિરહાશ્રુજળ ભરાઇ આવ્યું. કંઠ રુંધાઇ ગયો, તથા સહજ લજ્જિત બની જઇ એક વૃક્ષના થડ પાછળ ઉભો રહી તે સ્વગત વિચારવા લાગ્યો:—“ અરેરે ! હવે શું મ્હોં લઇને હું રાજનન્દિની પાસે જઉં ? શું મ્હારાથી તેને એમ કહી શકાશે કે, ‘હું તને છોડાવવા માટે ગુપ્ત ભેદભરમોથી ભરપૂર ખંડેર તોડવા ગયો હતો; કિન્તુ મ્હારાથી એ કાર્ય થઇ શક્યું નથી.’ ના ના—મ્હારાથી એવી લજ્જાજનક વાત

કદાપિ કહી શકાશે નહિ, અરેરે! વનલતાના પ્રેમબંધનમાં બંધાઈ અંદેર તોડવાના અને તેનો ભેદ જાણવાના કાર્યમાં મ્હેં ઘણું દુર્લક્ષ્ય કર્યું છે. જ્યારે રાજકુમારી મ્હને એમ પૂછશે કે, તમે અહીં કેવી રીતે આવ્યા તો હું શો ઉત્તર આપીશ? રાણો કનકસિંહ પણ આ ગુફામાં જ છે! છાવણીમાં મ્હેં એમ સાંભળ્યું હતું કે, એ ગુફામાંથી મુક્ત થઈ શકયો છે. તેણે મુક્ત થયા પછી પોતાના દીવાનદ્વારા ભેટની સામગ્રી મોકલી મ્હારી સાથે સ્નેહસંબંધ સાધ્યો હતો; છતાં તેને હું અહીં જોઉં છું તેથી મ્હને અત્યંત આશ્ચર્ય ઉપજે છે. આ અદ્‌ભુત રહસ્યને હું સમજી શકતો નથી!"

રાજકુમાર સ્વગત આવા વિચારો કરતો હતો એવામાં સ્હામેથી તે જ્યોતિસિંહને પોતાના તરફ આવતો જોઇ શકયો. તેની પાછળ પાછળ લક્ષ્મણસિંહ અને જગન્નાથ જ્યોતિષીને પણ પોતાના તરફ આવતા તે જોઈ શકયો. રાજકુમાર જ્યોતિસિંહની સ્હામે આવવા લાગ્યો. વીરસિંહને પોતાના તરફ આવતો જોઈ જ્યોતિસિંહ દોડીને તેની પાસે ગયો, તથા તેના ચરણોમાં નમી પડયો. વીરસિંહે તેને ઉઠાડીને સ્નેહાલિંગન કર્યું. લક્ષ્મણસિંહને ભેટી તથા જ્યોતિષીને પ્રણામ કરી વીરસિંહ તેમને સર્વેને એક પાષાણશિલા પાસે લઇ ગયો. એ શિલાપર સર્વે જણા બેસીને વાતચિત કરવા લાગ્યા. વીરસિંહે સજળનયને ગદ્‌ગદ કંઠે કહ્યું:—"જુઓ જ્યોતિસિંહ! રાજનન્દિની મૃગલોચની પ્રથમની માફક ચિંતાતુર વદને આ સ્હામેના પર્વતશિખરપર બેસી રહી છે. એની પાસે તેની પ્રાણાધિકા સખી કિશોરી પણ આક્રંદ કરતી બેઠેલી છે."

"આપની સાથે એમની કશી વાતચિત થઇ છે?" જ્યોતિસિંહે પૂછ્યું.

"ના, કશી વાતચિત થઇ નથી. હમણાં હું એજ વિચાર્યા કરતો હતો કે, તેમની સ્હામે ઉભો રહીને હું વાતચિત કરૂં કે નહિ?" વીરસિંહે કહ્યું.

"કેટલા દિવસથી આપ આવો વિચાર કર્યા કરો છો?" જ્યોતિસિંહે પૂછ્યું.

"આ ગુફામાં હું થોડા સમયથી જ આવ્યો છું—બે કલાક પણ પૂરા નહિ થયા હોય." વીરસિંહે ઉત્તર આપ્યો.

જ્યોતિસિંહે અત્યંત આશ્ચર્ય પામીને કહ્યું:—"શું માત્ર બે કલાકથી જ આપ આ ગુફામાં આવ્યા છો? ત્યારે આટલા દિવસ સૂધી આપ ક્યાં હતા? છાવણીનો તો આપે ઘણા દિવસથી ત્યાગ કર્યો છે. આપને અહીં જોતાંની સાથે જ મ્હેં એમ વિચાર્યું હતું કે, રાજનન્દિની વિયોગવ્યથા વેઠી નહિ શકાયાથી છાવણીમાંથી ગુપચૂપ નીકળી પડી આપ આ ગુફામાં આવીને રહ્યા છો!"

"ના ના—હું મ્હારી રાજી ખુશીથી છાવણીનો ત્યાગ કરી અહીં આવતો રહ્યો નથી. કોણ જાણે કે કોઇ મ્હને છાવણીમાંથી નિદ્રાધીન સ્થિતિમાં ઉપાડી ગયું હતું!" વીરસિંહે કહ્યું.

આ ઉત્તર સાંભળી વિશેષ વિસ્મિત બની જઇને જ્યોતિસિંહે કહ્યું:—"છાવણીમાંથી આપને કોણ ઉપાડી ગયું હતું એ હજી સૂધી આપ જાણતા નથી.?"

"ના, તત્સંબંધી હું કાંઇ જાણતો નથી."

આમ કહી વીરસિંહે સઘળી હકીકત જ્યોતિસિંહને કહી સંભળાવી.

ત્રણે બહુરૂપીઓ અત્યંત આશ્ચર્ય પામીને વીરસિંહની કર્મકથા સાંભળતા હતા. જ્યારે રાજકુમાર સઘળી હકીકત કહી રહ્યો ત્યારે

જ્યોતિસિંહે જગન્નાથજીને પૂછ્યું:– "આ સઘળા પ્રકાર સંબંધી આપ કશો નિર્ણય કરી શકો છો કે ?"

"ના ના–રાજકુમાર ક્યાં ગયા અને તેમને આવા તમાશા કોણે બતાવ્યા હતા એ સંબંધી હું કશો નિર્ણય પર આવી શકતો નથી."

"અદ્‌ભુત ખંડેરનો ભેદ ઉકેલતાં જે આશ્ચર્યજનક પ્રકારો કિંવા દેખાવો મ્હેં જોયા હતા તેના કરતાં પણ વિશેષ આશ્ચર્યજનક દેખાવો આ પ્રસંગે મ્હેં જોયા છે." વીરસિંહે વિચારમગ્ન મુખે કહ્યું.

"જો કોઈ નિર્બળ મનુષ્યના જોવામાં આવા અદ્‌ભુત દેખાવો આવ્યા હોય તો અત્યંત ભયથી તેનો જીવ જતો રહ્યા સિવાય રહે નહિ." લક્ષ્મણસિંહે કહ્યું.

"એ નિઃસંદેહ છે." લક્ષ્મણસિંહના મતને જ્યોતિસિંહે પુષ્ટિ આપી.

"વળી વિશેષ આશ્ચર્યજનક પ્રકાર તો એ છે કે, રામગઢનો મહારાણો કનકસિંહ અને તેની રાણી આ ગુફામાં છે." વીરસિંહે કહ્યું.

"ક્યાં છે ?" વિસ્મયતાસૂચક સ્વરે જ્યોતિસિંહે પૂછ્યું.

વીરસિંહે હસ્તસંકેત કરીને કહ્યું:–"જુઓ, પેલા વૃક્ષ નીચે દૃષ્ટિ કરો."

"રાજકુમાર ! આપનું કહેવું ખરું છે. ચાલો તેની પાસે જઇને તેને કેટલાક પ્રશ્નો પૂછીશું એટલે આ સઘળું શું રહસ્ય છે તે આપણને માલૂમ પડી જશે." જ્યોતિસિંહે ઉઠી ઉભા થઇને કહ્યું.

"ભાઇ ! એ વૃક્ષની સ્હામે આવેલા ગગનચુંબિત પર્વતશિખરપર રાજનન્દિની મૃગલોચની છે. આપણે પહેલાં તેની ખબર

લેવી જોઇએ. તેની સ્હામે ઉપસ્થિત થતાં તે શું કહેશે અને શું પૂછશે તેની જ ચિંતા હું કર્યાં કરતો હતો." વીરસિંહે અંતરની વાર્ત્તાનો સ્ફોટ કર્યો.

"રાજકુમાર ! આશઙ્કાની સ્થિતિ હમ્મેશાં એવી જ હોય છે. એક ઉર્દુ શાયરની લીટીઓનું આ સ્થળે મ્હને સ્મરણ થાય છે કે

ઇશ્ક કયસી ચીઝ હય કોઇ કામીલસે પૂછા ચાહિયે,
દિલ કયસા દોડ જાતા હય, કોઇ બે દિલસે પૂછા ચાહિયે;
ક્યા તડપનેમેં મઝા હય કત્લ હો પ્યારે કે હાથ,
ઇસકી લહઝ્ઝતકો કોઇ બિસ્મીલસે પૂછા ચાહિયે.

આપ નિશ્ચિંતતાથી અમારી સાથે ચાલો. આપના તરફથી હુંજ રાજાકુમારીની સાથે વાત કરીશ." જ્યોતિસિંહે આશંકાની વ્યથાનું વર્ણન કરીને કહ્યું.

પછીથી ચારે જણા જે વૃક્ષ નીચે રાણો કનકસિંહ અને તેની રાણી હતાં એં વૃક્ષ તરફ જવા લાગ્યા. એ વૃક્ષની સ્હામેના પર્વતશિખરપર રાજકુમારી મૃગલોચની તેની સખી કિશોરી સાથે બેસી રહેલી હતી. રાજકુમારની દૃષ્ટિ તેમના તરફ જ હતી. કિશોરીએ પણ આ ચારે જણાને જોયા. તે ઉઠી ઉભી થઈ રાજકુમારના કુશળવર્ત્તમાન પૂછવા લાગી. એનો ઉત્તર વીરસિંહે પોતે જ આપ્યો તથા તેણે મૃગલોચનીની સ્થિતિના સમાચાર પૂછ્યા. કિશોરીએ કહ્યું:—"રાજકુમાર !. મૃગલોચનીની સ્થિતિ કેવી છે એ તેમનું દર્શન કરીને જ આપ સમજી શકતા હશો. મ્હોડેથી અમારા દુઃખની વાત કહેવાની જરૂર હોય એમ હું ધારતી નથી."

રાજકુમાર વીરસિંહે કહ્યું:—"કુમારી, તમે બીજા થોડા દિવસ સુધી ધીરજ રાખો અદ્ભુત ખંડેરનો ઘણો ખરો ભેદ અમે ઉકેલી

નાખ્યો છે, અને બાકી રહેલું કાર્ય હવે જેમ બને તેમ ત્વરાથી અમે પૂર્ણ કરીશું. કેટલાંક આવશ્યકીય કારણોના લીધે મ્હારે અહીં આવવું પડયું છે. હવે હું એ ખંડેરમાં જઇ મ્હારા વફાદાર સાથીદારોની સહાયતાથી બાકી રહેલું કાર્ય પૂર્ણ કરું છું.”

“ રાજકુમાર ! રાજકુમારીજીનું એવું કહેવું છે કે, આટલા દિવસોમાં તેમના ઉપરનો આપનો આંતરિક પ્રેમ ઓછો થઇ ગયો છે. આપના અંતરમાં તેમના બદલે બીજી કોઇ સુંદરીની પ્રેમપ્રતિમા પ્રતિષ્ઠિત થઇ છે. આપના વિયોગની વ્યથાથી તેઓ અહીં કેવી દયાજનક સ્થિતિમાં દિવસો પસાર કરે છે એ માત્ર હું જ જાણું છું; વળી તેમના પ્રત્યેનો પ્રેમ આપના અંતરમાંથી ઓછો થયેલો હોવાથી તેઓ એટલાં બધાં ચિંતામગ્ન રહે છે કે, તેમની ચિંતાનું વર્ણન હું માત્ર નિર્જીવ શબ્દોથી કરી શકું તેમ નથી.” કિશોરીએ કહ્યું.

“ રાજકુમારીને સમજાવો કે તે પોતાના અંતરમાં કોઈ પણ પ્રકારની ચિંતા કરે નહિ. જો કે જ્યાં સ્નેહની વિશેષતા હોય છે ત્યાં વિશેષ શંકાઓ ઉદ્ભવે છે એ હું જાણું છું; પરંતુ રાજકુમાર તેમને પોતાના જીવ કરતાં પણ વિશેષ વ્હાલ છે.” જ્યોતિસિંહે કહ્યું.

“ તમે સર્વે આજે આ ગુફામાં શા ઉદ્દેશથી આવ્યા છો ?” કિશોરીએ પ્રશ્ન કર્યો.

“ અમે મહારાણા કનકસિંહને જોવા માટે આવેલા છીએ. છાવણીમાં એવા સમાચાર સાંભળવામાં આવ્યા હતા કે, તેઓ ગુફામાંથી છૂટી પાછા રામગઢ આવ્યા હતા.” જ્યોતિસિંહે સર્વથા અસત્ય ઉત્તર આપ્યો.

“ કોઇ બહુરૂપી રાણા કનકસિંહનો વેશ ધારણ કરી રામગઢમાં

આવ્યો હશે; કેમ કે રાણા કનકસિંહને તથા તેમનાં રાણીજીને હું હંમેશાં આ ગુફામાં જ જોઉં છું. " કિશોરીએ કહ્યું.

"હું તેમની સાથે થોડી વાતચિત તો કરી લઉં." જ્યોતિસિંહે પોતાના આશ્ચર્યભાવને છુપાવી રાખીને કહ્યું.

જ્યોતિસિંહ અને કિશોરીની વાતચિત રાણો કનકસિંહ લક્ષ્યપૂર્વક સાંભળી રહ્યો હતો. તે રાજકુમાર પાસે આવી કાંઈ કહેવાને ઇચ્છતો હતો; કિન્તુ એટલામાં મૃગલોચની અને કિશોરી તરફ જોઇ ચૂપ થઇ જઇને તે ઉભો રહ્યો.

જ્યોતિસિંહે કનકસિંહના ભાવને કળી જઇને પૂછયું:—" તમે શું કહેવાને ઇચ્છો છો ? એકાએક અટકી કેમ ગયા ? "

" હવે હું કાંઈ કહેવાને ઇચ્છતો નથી." કનકસિંહે કહ્યું.

"કેમ ?" જ્યોતિસિંહે પ્રશ્ન કર્યો.

" કદાચ હું તમને કશી હકીકત ન કહું તો મ્હારા જીવનનું રક્ષણ પણ થાય." કનકસિંહે કહ્યું.

" અને જો તમે અમને સઘળી હકીકત કહો તો કોણ તમને મારી નાંખે તેમ છે ?" જ્યોતિસિંહે વિસ્મિત બની જઇને પૂછ્યું.

" દિલગીર છું કે, તમારા આ પ્રશ્નનો સદુત્તર હું તમને આપી શકું તેમ નથી." કનકસિંહે સાફ નકારમાં ઉત્તર આપ્યો.

" મ્હારા પ્રશ્નનો ઉત્તર જો તમે મ્હને નહિ આપો તો હું તમને છોડવાનો નથી; માટે સત્વર મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો." જ્યોતિસિંહે સહજ ભય દર્શાવ્યો.

" તમે ફાવે તેમ કરો; પણ હું તમારા પ્રશ્નનો ઉત્તર આપી શકીશ નહિ." કનકસિંહે નિર્ભયતા પ્રદર્શિત કરી.

તરત જ્યોતિસિંહે પોતાના કમરપટ્ટામાંથી એક તેજસ્વી તીક્ષ્ણ ધારવાળું ખંજર બ્હાર ખેંચી કાઢ્યું. તે સાથે જ કિશોરી પર્વતશિખરપરથી ઉચ્ચસ્વરે બોલી ઉઠી:– "ના ના—આવું નીચ કાર્ય કરશો નહિ."

આ સમયે જ્યોતિસિંહે કિશોરીના મુખ તરફ જોયું. કિશોરીએ પૂછ્યું:– "તમે શા માટે કનકસિંહનો જીવ લ્યો છો?"

"એ કાંઇ કહેવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ તમારા તરફ જોઇને ચૂપ થઇ ગયો છે. તે કહે છે કે, 'જો હું કાંઇ બોલું તો મ્હારો જીવ જાય તેમ છે.' આ સઘળું શું રહસ્ય છે એ હું સમજી શકતો નથી." જ્યોતિસિંહે કહ્યું.

"આજકાલ કનકસિંહજી પાગલ બની ગયા છે. તેઓ કોઇ કોઇ સમયે ઉન્મત્ત બની જઇ ચક્રમ માણસની માફક જેમ ફાવે તેમ બોલે છે. એમની વાતોપર તમે સહજ પણ વિશ્વાસ મૂકશો નહિ." કિશોરીએ કહ્યું.

"શું તમે મ્હને ચક્રમ બનાવો છો?" કનકસિંહે કિશોરી તરફ જોઇને પૂછ્યું.

જ્યોતિસિંહે કનકસિંહને પૂછ્યું.—"તમે શું કહ્યું? ફરી કહો જોઇએ?"

"કાંઇ નહિ. તમે કિશોરીની સાથે વાતચિત કરો. આજકાલ હું ચક્રમ બની ગયો છું એમાં કશો શક નથી." કનકસિંહે કહ્યું.

"વાહ! તમે અંતે ચક્રમ બની ગયા કે?!" લક્ષ્મણસિંહે કહ્યું.

"કિશોરી જે કહે છે તે સઘળું સત્ય છે. હું ચક્રમ બની ગયો છું એમાં કશો શક નથી." કનકસિંહે કહ્યું.

"જ્યોતિષીજી, આ નવીન ચક્રમરાજને બરાબર નિહાળજો." વીરસિંહે સ્મિતમુખે કહ્યું.

"આકાશવાણિ થઇ છે તેથી જ કનકસિંહજી ચક્રમ બની ગયા છે એમાં કશો સંદેહ નથી!" જ્યોતિષીએ પણ હસીને કહ્યું.

"મ્હારા મનમાં અનેક તર્કવિતર્ક થયા કરે છે." વીરસિંહે સંશયાધીન થઇને કહ્યું.

"એમાં ઘણો ભેદ રહેલો હોય એમ મ્હને લાગે છે.એ ભેદ ક્યારે ઉકેલી શકાશે તે હું સમજી શકતો નથી. લાચાર છીએ કે, એ સંબંધી આપણે કાંઇ કરી શકતા નથી. રાજકુમાર! હવે આપણે ત્વરાથી છાવણીમાં જવું જોઇએ. મ્હેં એમ સાંભળ્યું છે કે. આપણી સર્વેની ગેરહાજરીનો લાભ લઇ મહારાણા કનકસિંહના સૈન્યે આપણી છાવણીપર હુમલો કર્યો હતો; તેથી આપણને ઘણું નુકસાન થયું છે; હું સમજી શકતો નથી કે, રાણા કનકસિંહ આ સ્થળે કેદમાં પડેલા હોવા છતાં રામગઢમાં તેમનો વેશ ધારણ કરી કોણે આપણા સૈન્યપર હુમલો કર્યો હતો! વળી ત્યાર પછી પાછા રાણા કનકસિંહના પુનઃ ગૂમ થઈ ગયાના સમાચાર પણ અમારા સાંભળવામાં આવ્યા છે."

"આ સઘળા પ્રકારો અત્યંત આશ્ચર્યજનક છે એમાં કશો શક નથી તમે જે કાંઇ જોયું હોય તથા સાંભળ્યું હોય એ સઘળું મ્હને વિસ્તારથી કહી સાંભળાવો." વીરસિંહે કહ્યું.

જ્યોતિસિંહે સઘળી હકીકત વિસ્તારથી વીરસિંહને કહી સંભળાવી. પછી રાજકુમારી મૃગલોચની સાથે કેટલીક વાતચિત કરી તેઓ સર્વ ગુફાની બ્હાર નીકળી પડયા.

જ્યારે તેઓ ચારે જણા ગુફાની બ્હાર નીકળ્યા ત્યારે સંધ્યા-

કાળનો સમય ઉપસ્થિત થયો હતો. જ્યોતિસિંહે લક્ષ્મણસિંહને કહ્યું:— " અમે લોકો અહીં બેસીએ છીએ. તમે વિજયગઢ જઇને દરબારી અશ્વશાળામાંથી એક ઉમદા અશ્વ લઈ આવો. તેનાપર રાજકુમારને બેસાડી આપણે આપણી છાવણી તરફ જઇશું. કિન્તુ અશ્વશાળામાંથી તમે અશ્વ લઈ આવો એ પ્રકાર કોઇ જાણી શકે નહિ એ માટે પૂરતી સાવધાનતા રાખજો."

"એ પ્રકાર જો કોઈ જાણી શકે તો પછી મ્હારી ચતુરાઇપર પાણી ફરી વળ્યું જ સમજજો." લક્ષ્મણસિંહે કહ્યું.

" તમે કેટલા સમયમાં પાછા આવશો ?" જ્યોતિસિંહે પૂછ્યું.

" આ કાંઇ કોઇ મહાન્ કાર્ય નથી. એક પ્રહરમાં તો હું અશ્વસહ પુનઃ અત્રે ઉપસ્થિત થઇશ ." લક્ષ્મણસિંહે ઉત્તર આપ્યો.

આમ કહી લક્ષ્મણસિંહ વિજયગઢ તરફ રવાના થઈ ગયો. તેના ગયા પછી વીરસિંહ, જ્યોતિસિંહ અને જગન્નાથ એક વૃક્ષની છાયા નીચે બેસી વાતચિત્ કરવા લાગ્યા:—

" કેમ જગન્નાથજી, કનકસિંહનો ભેદ આપણાથી નહિ જ જાણી શકાય કે ?" વીરસિંહે વિષણ્ણ વદને પૂછ્યું.

"જે કનકસિંહે ગુફામાંથી છૂટી પોતાના દીવાન માર્ફત આપને ભેટની સામગ્રી મોકલી, આપણી સાથે સ્નેહ સંબંધ સાંધ્યો હતો એ ખરો કનકસિંહ જ હતો, એ ચોક્કસ છે. વળી હમણાં આપણે ગુફામાં જે કનકસિંહને જોયો છે તે પણ ખરો કનકસિંહ છે. વચ્ચે શું બન્યું છે તેની ચોક્કસ માહિતી મળી શકતી નથી." જગન્નાથે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો.

" મ્હારા પિતાજીએ રામગઢપર ચઢાઇ કરી છે. હવે આપણે જોઇએ છીએ કે, એ પ્રકારનું કેવું પરિણામ આવે છે! જો આપણે

પણ ત્યાં સત્વર જઈ પહોંચીએ તો સારું" વીરસિંહે કહ્યું.

"આપ કોઇ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. આપ જાણો છો કે, હમણાં રાણો કનકસિંહ રામગઢમાં નથી; તેથી તેનું સૈન્ય સાહસિકતાથી આપણા પક્ષના સૈન્ય સાથે યુદ્ધ કરી શકશે નહિ." જ્યોતિસિંહે કુમારની ચિંતા દૂર કરી.

"તમારૂં કહેવું ખરું છે; કિન્તુ કનકસિંહના બહુરૂપીઓનો મ્હારા અંતરમાં ભય રહે છે. મ્હને લાગે છે કે, તેઓ કાંઇ નવા-જુની કર્યા સિવાય રહેશે નહિ." જગન્નાથે કહ્યું.

"જો અઘોરનાથ, ભૈરવનાથ વગેરે પણ કેદ પકડાયા હોત તો સારું થાત." વીરસિંહે કહ્યું.

"હવે હું તમને જેમ બને તેમ ત્વરાથી જ કેદ કરીશ." જ્યોતિસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો.

આવા પ્રકારની વાતોમાં ને વાતોમાં એક પ્રહર દિવસ પસાર થયો એટલે એક સુંદર સુચતુર અશ્વસહ લક્ષ્મસિંહ ત્યાં આવી પહોંચ્યો. એ અશ્વપર વીરસિંહ સવાર થયો એટલે સર્વે પેલા અદ્દભુત ખંડેર તરફ જવા લાગ્યા. ત્રણે બહુરૂપીઓ રાજકુમારના અશ્વ પાછળ, એક બીજાની સાથે વાતચિત કરતા માર્ગ કાપતા હતા.



## પ્રકરણ ૧૮ મું.



### અજીતસિંહનું અપૂર્વ કૌશલ.

મહારાણો દેવીસિંહ વિજયગઢથી નીકળી રસ્તામાં કોઇ પણ સ્થળે મુકામ નહિ કરતાં બે દિવસમાં જ રામગઢ જઈ પહોંચ્યો.

સંધ્યા સમયે એ સંબંધીના સમાચાર રાણા જયસિંહના જાણવામાં આવ્યા. તેણે શૂરસિંહને મહારાણા દેવીસિંહ પાસે મોકલ્યો.

શૂરસિંહના મુખે રાણા દેવીસિંહે સઘળી હકીકત સાંભળી. પ્રભાતકાળ થતાં પૂર્વે જ તેણે જયસિંહના સૈન્ય પાસે આવી મુકામ કર્યો. રાણા દેવીસિંહે શૂરસિંહને પુનઃ રાણા જયસિંહને પોતાના તંબૂમાં બોલાવી લાવવા માટે મોકલ્યો.

શૂરસિંહ રાણા દેવીસિંહના તંબૂમાંથી નીકળી થોડે દૂર ગયો એવામાં તેણે સ્હામેથી રાણા જયસિંહના દીવાન હરિસિંહને કેટલાક સરદારો સાથે મલિનમુખે પોતાના તરફ આવતો જોયો. તેમનાં મુખમંડળ મલિન થઈ ગયેલાં જોવામાં આવતાં શૂરસિંહનું હૃદય પણ જોરથી ધબકવા લાગ્યું. એ લોકો જ્યારે તેની પાસે આવી પહોંચ્યા ત્યારે તેણે પૂછ્યું:—"શા માટે તમે લોકો આટલા બધા ગભરાઇ ગયા છો ?"

"ભાઈ! કાંઈ પૂછશો નહિ. એક મહાન્ સંકટ આવી પડયું છે." એક સરદારે કહ્યું.

"કેમ શું થયું છે ?" વ્યાકુળતાથી શૂરસિંહે પૂછ્યું.

"તમે રાજા પાસે ચાલો. ત્યાં અમે સઘળી હકીકત કહીશું." બીજા એક સરદારે કહ્યું.

સર્વેની સાથે શૂરસિંહ પાછો રાણા દેવીસિંહના તંબૂમાં ગયો. સર્વે આસનપર બેઠા એટલે રાણા જયસિંહના દીવાન હરિસિંહે કહ્યું:—"આજે પ્રભાતકાળના અરસામાં કિલ્લાની અંદરથી તોપનો અવાજ સાંભળવામાં આવતાં એ સંબંધીના સમાચાર કહેવા હું મહારાણાજીના તંબૂમાં ગયો ત્યારે તંબૂની આસપાસ જે પહેરેગીરો પહેરો ભરવાનું કાર્ય કરતા હતા તેમને મ્હેં બેશુદ્ધાવસ્થામાં પડી

રહેલા જોયા. આવા પ્રકાર જોવામાં આવતાં હું ઘણું આશ્ચર્ય પામ્યો; પરંતુ વિશેષ તપાસ કરવાના ઉદ્દેશથી હું તંબૂમાં ગયો તો મહારાણાજીનો પલંગ ખાલી પડયો રહેલો મ્હારા જોવામાં આવ્યો. આવો દેખાવ જોઈ મ્હારો જીવ ઉડી ગયો. જ્યારે વૈદ્યરાજને બોલાવી બેશુદ્ધ બની ગયેલા પહેરેગીરોની ચિકિત્સા કરાવી ત્યારે તેમણે એમ કહ્યું કે, પહેરેગીરોને બેહોશીની દવા ખવડાવવામાં આવી છે. ત્યાર પછી કેટલાક ગુપ્તદૂતોને મહારાણાજીની શોધમાં મોકલ્યા છે; પરંતુ હજી સુધી તેમનો પત્તો લાગ્યો નથી.

આ હકીકત સાંભળી મહારાણા દેવીસિંહે પોતાના દીવાન અજીતસિંહ તરફ જોયું. અજીતસિંહે કહ્યું:—"જો માત્ર એકલા મહારાણા જ ગુમ થયા હોત અને પહેરેગીરો સાવધાન હોત તો તેમને દુશ્મનના બહુરૂપીઓ બીજી કોઇ યુક્તિ અજમાવીને લઇ ગયેલા હોવા જોઇએ એમ હું કહેત; પરંતુ પહેરેગીરો બેશુદ્ધાવસ્થામાં પડેલા છે એ ઉપરથી એવી ખાત્રી થાય છે કે, મહારાણાની ખાદ્ય સામગ્રીમાં જ બેશુદ્ધિની દવા ભેળવેલી હોવી જોઇએ. જો તેમનો રસોઇઓ અહીં આવે તો સઘળી સત્ય હકીકત જાણી શકાય."

આ ખુલાસો સાંભળી મહારાણા દેવીસિંહે જયસિંહના રસોઇઆને પોતાની સમક્ષ હાજર કરવાની ચોપદારોને આજ્ઞા કરી.

મહારાણા દેવીસિંહની આજ્ઞા પાળવા કેટલાક ચોપદારો દોડી ગયા. બહુ દૂર જવાની જરૂર નહોતી; કેમ કે બન્ને સૈન્યોએ સાથે સાથે જ છાવણી નાખી હતી. ચોપદારોએ સત્વર જઇ આવીને એવા સમાચાર કહ્યા કે, કોઈ રસોઇઓ ત્યાં નથી. આ સમયે બીજા કેટલાક લોકોએ આવી એવી ખબર આપી કે, મહારાણા જયસિંહજીનો રસોઇઓ તથા તેમના બીજા કેટલાક નોકરો લશ્કરની બ્હાર આ-

વેલા એક સ્થળેથી બેશુદ્ધ સ્થિતિમાં મળી આવ્યા છે જેમને ડોળીમાં નાંખી અહીં લાવવામાં આવે છે.”

અજીતસિંહે એ લોકોને ઉદ્દેશીને કહ્યું:–“ બધી ડોળીઓને બ્હાર રખાવો અને એકલા રસોઇઆની ડોળી અહીં લાવો.”

બેશુદ્ધ બની ગયેલા રસોઇઆને તંબૂમાં લાવવામાં આવ્યો. તેને એક પ્રકારનું ઔષધ સુંઘાડી અજીતસિંહ શુદ્ધિમાં લાવ્યો, તથા તે શાથી બેશુદ્ધ બની ગયો હતો એ સંબંધીની તેણે તેને હકીકત પૂછી તેના ઉત્તરમાં એ રસોઇઆએ કહ્યું કે:–“ પ્રહર રાત્રિ પસાર થઇ ગઇ હશે એવામાં એક મિઠાઈવાળો વિવિધ પ્રકારની મિઠાઇ લઇને અમારા તંબૂ પાસે આવ્યો હતો. તે તેની મિઠાઇની ઘણી પ્રશંસા કરતો હતો; તેથી અમે તેની મિઠાઇ ખરીદીને ખાધી. તે સાથે જ અમારાં મસ્તિષ્ક ભમવા લાગ્યાં. મિઠાઇવાળાને પૈસા આપવાની પણ અમને શુદ્ધિ રહી નહિ. પછીથી શું બન્યું તે હું જાણતો નથી.”

રસોઇઆનાં આ વાક્યો સાંભળી દીવાન અજીતસિંહે કહ્યું:– “ થયું–હવે સઘળી સત્ય હકીકત જાણવામાં આવી ગઇ છે. તું ત્હારા તંબૂમાં ચાલ્યો જા, તથા આ ઔષધ સાથે લઇ જઇને ત્હારી સાથે બીજા જે લોકો બેશુદ્ધ બની ગયા હતા તેમને તું સુંઘાડજે એટલે તેઓ શુદ્ધિમાં આવશે.”

ઔષધ લઇ રસોઇઓ ચાલ્યો ગયો. દીવાન હરિસિંહ સિવાય બીજા સઘળા લોકોને મહારાણા દેવીસિંહના તંબૂમાંથી બ્હાર કાઢી મૂકવામાં આવ્યા. દેવીસિંહે અજીતસિંહ અને હરિસિંહના મ્હોં તરફ જોઇને કહ્યું:–“હવે આપણે મહારાણા જયસિંહજીને સત્વર શત્રુઓના પંઝામાંથી છોડાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.”

"શો પ્રયત્ન કરીએ ? આપણી પાસે હમણાં એકે બહુરૂપી પણ નથી કે જેની સહાયતાથી આપણે કોઈ પ્રયત્ન કરી શકીએ. જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ રાજકુમારની શોધમાં ગયા છે. હજી સુધી તેમનો કાંઇ પત્તો જ નથી." અજીતસિંહે ગંભીરતાથી કહ્યું.

"ત્યારે તમે જ કોઈ ઉપાય અજમાવો." દેવીસિંહે અજીતસિંહને ઉદ્દેશીને કહ્યું.

"હું શું કરું ? ઘણા કાળથી મ્હેં બહુરૂપીના વ્યવસાયનો પરિત્યાગ કર્યો છે. જ્યારથી મ્હેં જ્યોતિસિંહને બહુરૂપીની વિદ્યામાં સર્વ પ્રકારે પ્રવીણ કર્યો છે ત્યારથી જ મ્હને આપે કૃપા દર્શાવીને એ કાર્યવ્યવસાયથી મુક્ત કર્યો છે. મ્હારા અંતરમાં મ્હેં એવો વિચાર કરી રાખ્યો હતો કે, હવે જીવનપર્યંત બહુરૂપીનું કાર્ય કરવાનો પ્રસંગ નહિ આવે, અને તેથી જ હું મ્હારી પાસે બહુરૂપીનો ઉપયોગી સરંસામાન પણ રાખતો નથી."

"તમારું કહેવું વ્યાજબી છે; પરંતુ આ વખતે કોઇ પણ પ્રયત્ન નહિ કરતાં ચૂપ બેસી રહેવામાં કલ્યાણ નથી. વળી તમારી પાસે બહુરૂપીનું કાર્ય કરવા માટેનો થોડો ઘણો સરસાન તો હશે જ એવી મ્હારી ખાત્રી છે." દેવીસિંહે કહ્યું.

"આપ કહો છે તે યથાર્થ છે. (હરિસિંહજી તરફ જોઇને) આપ એક કામ કરો. હમણાં જે પ્રકાર બન્યો છે એ સંબંધીની સહજ પણ હકીકત તમે કોઇને જણાવશો નહિ. સંધ્યા સમયે તમે તથા શૂરસિંહજી યુદ્ધનો આરંભ કરી દેજો. ગમે તેમ થાય પરંતુ રાત્રે એક ક્ષણ માટે પણ યુદ્ધ બંધ કરશો નહિ. આખી રાત યુદ્ધ ચાલવું જોઇએ." અજીતસિંહે દેવીસિંહના વચનોને સંમત થઇને કહ્યું.

"ઘણું સારું. આપની સૂચના પ્રમાણે જ અમે વર્તીશું." હરિસિંહે કહ્યું.

"ત્યારે આપ જઇને યુદ્ધની તૈયારી કરો. હું પણ હવે મ્હારા તંબૂમાં જઉં છું; કેમ કે થોડા સમયમાં મહાન્ કાર્ય કરવાનું છે."

દીવાન હરિસિંહ રાણા દેવીસિંહ પાસેથી વિદાય લઇ પોતાના તંબૂ તરફ રવાના થયો. દીવાન અજીતસિંહે શૂરસિંહને બોલાવી યુદ્ધ સંબંધીની સઘળી હકીકત તેને સમજાવીને વિદાય કર્યો, તથા અંતે પોતે પણ મહારાણા પાસેથી રજા લઈ પોતાના તંબૂમાં ચાલ્યો ગયો. પ્રથમ સ્નાન પૂજા અને ભોજનાદિથી નિવૃત્ત થઇ તે પોતાના બહુરૂપીના સરસામાનને સંશોધિત કરવા લાગ્યો.

દીવાન અજીતસિંહનો એક ઘણો જુનો વૃદ્ધ નોકર હતો કે જેને એ બહુ માનતો હતો. અજીતસિંહનો બહુરૂપીનો સરસામાન એ વૃદ્ધ નોકરની સંભાળમાં જ રહેતો હતો. વિજયગઢથી નીકળતી વખતે પોતાનો બહુરૂપીનો સરસામાન સંશોધિત કરી સાથે લઇ લેવાની સૂચના અજીતસિંહે પોતાના એ વૃદ્ધ નોકરને કરી હતી. જો કે અજીતસિંહે બહુરૂપીના કાર્યવ્યવસાયનો ત્યાગ કર્યો હતો; પરંતુ જ્યારે તેણે પોતાના મહારાણાને યુદ્ધાર્થે પ્રયાણ કરતો જોયો, અને એમ તેના જાણવામાં આવ્યું કે, પોતાના પક્ષના સઘળા બહુરૂપીઓ રાજકુમાર વીરસિંહની શોધમાં ગયા છે ત્યારે તેણે વખત વિચારી બહુરૂપીનો સરસામાન પોતાની સાથે લેવાની વ્યવસ્થા કરી હતી.

એક પ્રહર દિવસ બાકી રહ્યો એટલે અજીતસિંહ એક જમીનદારનો વેશ ધારણ કરી પોતાના તંબૂની બ્હાર નીકળી પડયો. લશ્કરમાંથી નીકળી કિલ્લાની દક્ષિણે આવેલા એક પહાડ તરફ તે જવા લાગ્યો, તથા દૂર ગયા પછી એક મયદાનમાં એક પાષાણશિલાપર

તે બેઠો, અને પોતાના સઘળા સરસામાનના વાટવામાંથી કલમ, ખડીઓ, કાગળ આદિ લેખનસામગ્રી બ્હાર કાઢી એક નિમ્નલિખિત ભાવાર્થનો પત્ર તે લખવા લાગ્યો:—

"તમારી ચાલાકી કશા કામમાં આવી નથી. અંતે હું કિલ્લામાં આવી પહોંચ્યો છું. હવે હું કેવું તોફાન મચાવું છું એ તમે જોજો. તમે ચારે જણા બહુરૂપીઓ છો અને હું બહુરૂપીની વિદ્યાથી સર્વાંશે અજ્ઞાત છું; છતાં તમે મ્હને કેદ કરી શકતા નથી તેથી તમારી જાતને ધિક્કાર છે!"

આવા ભાવાર્થના ઘણા પત્રો લખીને તથા થોડો ગુંદર તૈયાર કરીને અજીતસિંહે એ સઘળું પોતાના વાટવામાં મૂકી દીધું, તથા તે કિલ્લા તરફ રવાના થયો, કિલ્લા પાસે જઇ પહોંચતાં સ્હાંજ પડી. અજીતસિંહ કિલ્લાની આસપાસ ફરવા લાગ્યો. જ્યારે અત્યંત અંધકારનો દેવી વસુંધરાપર વિસ્તાર થયો ત્યારે એક ઠેકાણે કિલ્લાની તૂટી પડેલી નીચી દિવાલને જોઇને, તેનાપર ચંદનઘો ફેંકી અજીતસિંહ ચઢી ગયો, તથા અનાયાસે કિલ્લામાં પ્રવેશ કરી ફરવા લાગ્યો.

યથા સમયે કિલ્લાની બહારથી સેનાપતિ શૂરસિંહ અને હરિસિંહે યુદ્ધનો આરંભ કર્યો. તોપોના ભયંકર અને રોમાંચકર અવાજ પ્રતિ ક્ષણે સાંભળવામાં આવતા હતા કિલ્લામાંની સેના બુરજો અને મિનારાઓપર ચઢી શત્રુઓનો હુમલો પાછો વાળવાના ઘણા પ્રયત્ન કરતી હતી. ઘણા માણસો ગભરાઇ જઇ દરવાજા પાસે ઉભા રહી આ યુદ્ધના ભયંકર દેખાવને જોઇ રહ્યા હતા; આથી અજીતસિંહને ઇચ્છાનુસાર ફરવાનો ઉત્તમ સુયોગ મળ્યો.

જે પત્રો ઉપર દર્શાવ્યાનુસાર અજીતસિંહે પ્રથમથી લખી રાખ્યા

હતા તે તેણે કિલ્લાની દિવાલપર ચોંટાડવા માંડયા. તે જો કોઇ માણસને પોતાના તરફ આવતો જોતો તો આજુબાજુમાં છુપાઈ જતો હતો અને પુનઃ એકાન્ત મળતાં તે પોતાના આ કાર્યમાં પ્રવૃત્ત થતો હતો, આવી રીતે તેણે થોડા સમયમાં તો સઘળા પત્રો ગુંદર ચોપડી કિલ્લાની દિવાલપર જૂદે જૂદે ઠેકાણે ચોંટાડી દીધા.

કિલ્લાના દરવાજા પાસે પ્રચંડ યુદ્ધ ચાલતું હતું. સઘળા બહુરૂપીઓ કિલ્લાના દરવાજા પાસે જ યુદ્ધનો રંગ જોતા ઉભા હતા. અજીતસિંહે કિલ્લામાં પ્રવેશ કર્યો હશે એવી કલ્પના તેમના અંતરમાં ઉપજી જ નહોતી. આ લાંબા કિલ્લામાંથી મહારાણા જયસિંહજીનો પત્તો મેળવવાનો, તથા તેમને છોડાવી કનકસિંહના સઘળા બહુરૂપીઓને કેદ કરી જવાનો અજીતસિંહનો વિચાર હતો.

શૂરસિંહ સેનાપતિના બહાદુર સૈનિકોએ કિલ્લાવાળાઓનો સંહાર કરી નાખ્યો. જો આવી ભયંકરતાથી જ સમસ્ત રાત્રિપર્યંત યુદ્ધ ચાલુ રહેશે તો કિલ્લો શત્રુઓના હાથમાં જશે એવો ભય કનકસિંહના સૈનિકો, સરદારો અને બહુરૂપીઓના અંતરમાં ઉપજ્યો હતોઃ અઘોરનાથ, ભૈરવનાથ વગેરે બહુરૂપીઓ ગભરાઇ જઇને એટલામાં ફર્યા કરતા હતા એવામાં એક ચોપદારે આવી શોરબકોર કરવા માંડયો, જેથી એ બહુરૂપીઓ વિશેષ ગભરાઇ ગયા. આ ચોપદાર ઘણો જખમી થયો હતો. એના ચ્હેરાપર એટલા બધા જખ્મ થયા હતા કે, લોહીના નીકળવાથી તેને પીછાની શકવાનું કાર્ય પણ ઘણું મુશ્કેલ હતું.

અઘોરનાથે ગભરાઈ જઇને પૂછ્યું:– “ આ શું ? તને કોણે જખમી કર્યો છે ? ”

“ આપ સર્વે યુદ્ધના વિચારોમાં એટલા બધા મશગુલ બની ગયા છો કે, બીજી કોઇ ચિંતા આપના અંતરમાં રહી નથી. કિલ્લાની

પાછળના ભાગમાંથી રાજકુમાર વીરસિંહના કેટલાક માણસો કિલ્લામાં આવ્યા છે, અને કિલ્લામાં ફરીને તેઓ કાંઈ નવીન કારસ્થાન કરતા હોય એમ મ્હને લાગે છે. મ્હેં એક માણુસની કાર્યવ્યવસ્થા જાણુવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ એ માણુસ ઘણો સાહસિક અને બળવાન્ હતો. તેણે મ્હને એટલા બધા જખ્મ કર્યા કે, બે કલ્લાક સુધી હું બેશુદ્ધાવસ્થામાં જ પૃથીવીપર પડી રહ્યો. મહામુશિબતે હું તમને આ સમાચાર જણાવવા આવી શકયો છું. આવતી વખતે મ્હેં એ માણુસને કિલ્લાની દિવાલપર કાગળો ચોંઢતાં જોયો છે; પરંતુ એને પહોંચી વળવા જેટલું સામર્થ્ય મ્હારામાં નહિ હોવાથી હું લાચારીથી આપની પાસે ચાલ્યો આવ્યો છું." ચોપદારે કહ્યું.

"આ તો ઘણા માઠા સમાચાર સાંભળવામાં આવ્યા." ભૈરવનાથે કહ્યું.

"બધા મળીને એ કેટલા માણુસો છે તે તું જાણે છે?" અઘોરનાથે પૂછયું.

"જો કે, મ્હારે એક જ માણસની સાથે કામ પડયું હતું; પરંતુ એ માણસોની સંખ્યા વધારે હોય એમ મ્હને લાગે છે." ચોપદારે કલ્પનામિશ્રિત ઉત્તર આપ્યો.

"જે માણુસે તને જખ્મી કર્યો હતો તેને તું ઓળખી શકીશ?" અઘોરનાથે પૂછયું.

"હા—અવશ્ય ઓળખી શકીશ; કેમકે મ્હેં એનું મ્હોં બરાબર જોઇ લીધું છે." ચોપદારે ઉત્તર આપ્યો.

"હું એ લોકોને શોધવા જઉં છું; તું મ્હારી સાથે આવે છે?" અઘોરનાથે પ્રશ્ન કર્યો.

"હા—આવું છું. એણે મ્હને અધમુઓ કરી નાખ્યો હતો. એને ગિરફતાર કર્યા સિવાય મ્હને ચેન પડવાનું નથી." ચોપદારે

રોષમાં જ ઉત્તર આપ્યો.

પછીથી એ ચોપદાર સાથે અઘોરનાથ, ભૈરવનાથ, બદ્રીનાથ અને કપટશંકર અંતઃપુર તરફ જવા લાગ્યા. ત્યાં જતાં તેમણે એક માણુસને પૃથિવીપર પડી રહેલો જોયો, થોડે દૂર એક મશાલ પડી રહી હતી. એ મશાલ હજી થોડી થોડી સળગતી હતી. એ માણુસની પાસે તેલ ભરવાની કુપ્પી પણ પડી રહેલી હોવાથી એ મશાલચી હોવો જોઇએ એવો સર્વેને ભાસ થયો. ચોપદારે ચમકીને કહ્યું:—"જુઓ જુઓ, એ રાક્ષસે બીજા પણ એક માણુસને જખ્મી કર્યો છે!" આમ કહી, તેણે મશાલ ઉપાડી લઇ, કુપ્પીમાંથી તેનાપર તેલનું સિંચન કર્યું; જેથી મશાલ બરાબર સળગી ઉઠી. પછી એ ચોપદાદ હાથમાં મશાલ લઇ પેલા માણુસ પાસે ગયો. અઘોરનાથ એ માણુસને જોતાંની સાથે જ તેને ઓળખી ગયો કે, એ તેમનો જ મશાલચી હતો. મશાલચીના અંગની તપાસ કરતાં તેને બેશુદ્ધિની દવા સુંઘાડી બેશુદ્ધ બનાવી દેવામાં આવ્યો છે એવી સર્વેની ખાત્રી થઇ.

વખત વધારે વીતી જતો જોઇને ચોપદારે અધીરતાથી કહ્યું:—હમણાં આ મશાલચીને અહીં જ રહેવા દઈ આપણે એ શયતાનના સાથીને શોધી કાઢવો જોઇએ; નહિ તો કદાચ એ મહારાણા જયસિંહજીને આપણી કેદમાંથી છોડાવી આપણી આંખોમાં ધૂળ નાખી પલાયન કરી જશે."

સર્વેને ચોપદારની આ સલાહ વ્યાજબી લાગી એટલે તેઓ, જે સ્થળે મહારાણા જયસિંહને કેદ કરી રાખેલો હતો એ સ્થળે ગયા તો તેમણે જયસિંહને સૂઈ રહેલો જોયો. તેના હાથપગમાં લોઢાની મજબુત બેડી હમણાં પણ હતી. ચોપદારે લક્ષ્યપૂર્વક એ ઓરડી તથા તેના દ્વારને તપાસીને કહ્યું:—"એ શયતાન તથા તેના

સાથીદારો અહીં આવ્યા હોય એમ લાગતું નથી. ચાલો આપણે હવે અન્ય સ્થળે શોધ કરીએ."

પછીથી તેઓ કિલ્લામાં ફરી પાછા શત્રુની શોધ કરવા લાગ્યા. શોધ કરતાં કરતાં કિલ્લાની દિવાલોપર અજીતસિંહે જે પત્રો ચોંઢયા હતા તે તેમના જોવામાં આવ્યા. એ પત્રોને મશાલનાં પ્રકાશથી વાંચી જોતાં સર્વેના હોશ ઉડી ગયા. તેઓ ઉભા ઉભા વિવિધ પ્રકારના તર્કવિર્તક કરતા હતા એવામાં એક ઓરડી તરફ ઇશારો કરી વિકટ સ્વરે ચોપદાર બોલી ઉઠ્યો:--"જુઓ જુઓ, હમણાં જ એક માણસ પેલી ઓરડીમાં પેઠો છે. જેણે મ્હને જખ્મી કર્યો હતો તે જ એ માણસ હોય એમ મ્હને ચોક્કસ લાગે છે." આમ કહીને ચોપદાર એ ઓરડી તરફ દોડયો; પરંતુ તેના દ્વાર પાસે જઇ ભયની ભાવનાથી થોડે દૂર ઉભો રહ્યો. ત્યાં સુધીમાં સઘળા બહુરૂપીઓ પણ એ સ્થળે જઈ પહોંચ્યા.

અઘોરનાથે ચોપદારને ઉદ્દેશીને કહ્યું:--"ચાલો-અંદર ચાલો."

"પહેલાં તમે તમારા હાથમાં ખંજર અને તલ્વાર લઇ લ્યો; કેમ કે એ શયતાન પાસે પણ આવશ્યકીય અસ્ત્રશસ્ત્રાદિ હશે જ." ચોપદારે સૂચના કરી.

"અમે સર્વ પ્રકારે સાવધાન છીએ. પ્રથમ તું અંદર ચાલ; કેમ કે, મશાલ ત્હારી પાસે છે." અઘોરનાથે કહ્યું.

"ના ભાઇસાહેબ! એક વખત તો હું મરતો મરતો બચ્યો છું તેથી હવે જાણી જોઇને યમ દૂતના પંઝામાં ફસાઈ પડું એવો હું મૂર્ખ શિરોમણિ નથી." ચોપદારે અત્યંત ભયથી કંપતાં કંપતાં કહ્યું.

"આવો નાર્મદ થઈને જ તું મહારાણા કનકસિંહનો પગાર ખાય છે કે ? લાવ—ત્હારા હાથમાંની મશાલ મ્હારા હાથમાં લાવ." અઘોરનાથે ચોપદારનો તિરસ્કાર કર્યો.

"લ્યો, મશાલ લ્યો. હું તો ડરપોક છું—નાર્મદ છું; પરંતુ આટલા બધા જખ્મ તમને લાગ્યા નહોતા તેથી મ્હારા કષ્ટની કલ્પના તમારાથી થઈ શકે તેમ નથી જ. મ્હેં તમને આટલી બધી મદદ કરી છે; છતાં તમે મ્હારો તિરસ્કાર કરો છો એ વ્યાજબી નથી." ચોપદારે કહ્યું.

આમ કહીને ચોપદારે મશાલ તથા કુપ્પી અઘોરનાથના હાથમાં આપી, અને તે દૂર ખસી ગયો. ચારે બહુરૂપીઓએ એ ઓરડીમાં પ્રવેશ કર્યો. તે સાથે જ ચોપદારે ઘણી જ સાવધાનતાથી ઓરડી પાસે જઈ તેનાં દ્વાર બંધ કરી દઈને સાંકળ વાસી દીધી। પછી પોતાની કમરમાંથી એક ચકમકનો પત્થર બ્હાર કાઢી તેની સહાયતાથી બત્તી સળગાવી. અને એ ઓરડીના દ્વાર નીચે પ્રથમથી તેણે જે બેહોશીના દારુનો પલિતો રાખ્યો હતો તે સળગાવી દીધો. ધીમે ધીમે એ પલિતો સળગી ઉઠયો એથી આખી ઓરડી અલ્પકાળમાં ધુમાડાથી ભરાઇ ગઈ.*

વાંચકબંધુઓ હવે સમજી શકયા હશે કે, એ ચોપદાર કોણ હતો ? એ ચોપદાર સઘળા બહુરૂપીઓનો શિરતાજ અજીતસિંહજ હતો. તેણે યુક્તિ અજમાવી બહુરુપીઓની સાથે ફરીને જે સ્થળે મહારાણો જયસિંહ કેદમાં પડયો હતો એ સ્થળ જોઇ લીધું. અને

* બેશુદ્ધિના દારૂથી આગ લાગતી નથી; તેથી માત્ર ધુમાડો જ થાય છે, તથા જો એ ધુમાડો માણસના સુંઘવામાં આવે છે તો તે સત્વર બેશુદ્ધ બની જાય છે

પછીથી તેણે શત્રુના બહુરૂપીઓને ઉપર જણાવ્યા પ્રમાણે કેદ કરી દીધા. આ કાર્ય કર્યા પછી જે ઓરડીમાં શત્રુઓએ મહારાણા જયસિંહને કેદ કરી રાખ્યો હતો એ ઓરડી પાસે અજીતસિંહ ગયો. ત્યાં આગળ અત્યારે અન્ય એક પણ મનુષ્ય નહોતું. ઓરડી ઉઘાડી અજીતસિંહે મહારાણા જયસિંહના હાથપગમાંની બેડી એક સુતીક્ષ્ણ હથિયારની સહાયતાથી કાપી નાખી, અને મહારાણા જયસિંહને બ્હાર કાઢી પોતાની ઓળખાણ આપીને કહ્યું:—"મહારાજ! જેમ બને તેમ ત્વરાથી આપણે આ સ્થાનનો ત્યાગ કરવાની જરૂર છે."

જે સ્થળેથી અજીતસિંહ ચંદનઘો નાખીને કિલ્લામાં આવ્યો હતો એ રસ્તેથી તેણે મહારાણા જયસિંહને કિલ્લાની બહાર ઉતાર્યો, તથા તેણે તેને કહ્યું કે:- "મહારાજ! આપ અહીં જ ઉભા રહેજો. શત્રુના સઘળા બહુરૂપીઓને પણ મેં કેદ કર્યા છે. તેમને સર્વેને ક્રમાન્વયે આપણે આ કિલ્લાની બ્હાર ઉતારવાના છે. હું એક દોરડા સાથે એક એકને બાંધી આપના તરફ ઉતારીશ એટલે આપ તેમને છોડી લેજો. અંતે હું પણ કિલ્લાની બ્હાર આવીશ એટલે પછી આપણે આપણા સૈન્યમાં જઇશું." મહારાણો જયસિંહ અત્યંત પ્રસન્નતાપૂર્વક અજીતસિંહનાં આ વચનોને સંમત થયો.

પછી અજીતસિંહે જે ઓરડીમાં અઘોરનાથ, ભૈરવનાથ વગેરે બહુરૂપીઓને કેદ કરી રાખ્યા હતા એ ઓરડી પાસે જઇ તેની સાંકળ ઉઘાડી. પોતે એ ઓરડીના ધુમાડાથી બેશુદ્ધ બની જાય નહિ એવું એક ઔષધ રૂમાં ભેળવી એ રૂ નાકમાં રાખી તેણે એ ઓરડીમાં પ્રવેશ કર્યો. આખી ઓરડીમાં ધુમાડો ભરાઇ ગયો હતો. એક બત્તી સળગાવીને અજીતસિંહે એક પછી એક સઘળા બહુરૂપીઓને બ્હાર કાઢ્યા, અને તેમને કિલ્લાની દિવાલ પાસે લઈ જઇને કિલ્લાની

બ્હાર ઉતાર્યા. પછી ચારે બહુરૂપીઓને એક નિર્જન સ્થાને રાખી મહારાણા જયસિંહને સાથે લઈ અજીતસિંહ પોતાના લશ્કરમાં ગયો, અને કેટલાક માણસોને સાથે લઇ આવી સઘળા બહુરૂપીઓને પણ પોતાના લશ્કરમાં ઉપાડી ગયો. સઘળા બહુરૂપીઓના હાથપગમાં લોઢાની બેડીઓ નાખી, તેમને એક તંબુમાં કેદ કરી તેમનાપર સખ્ત પહેરાની તેણે વ્યવસ્થા કરી.

મહારાણો જયસિંહ અને દેવીસિંહ પ્રેમપૂર્વક એક બીજાને ભેટયા, તથા અજીતસિંહની પુષ્કળ પ્રશંસા કરીને બન્ને રાજાઓએ કેટલોક પ્રદેશ તેને અર્પણ કર્યો.

રાત્રિ વીતી ગઇ. પૂર્વાકાશમાં ભગવાન સૂર્યનારાયણનાં રંગબેરંગી કિરણો ધીમે ધીમે પ્રકાશવા લાગ્યાં, અને યુદ્ધ બંધ થયું.

---

## પ્રકરણ ૧૯ મું.

### વિજયપ્રાપ્તિ અને રાજસિંહાસનારૂઢ થવું.

જ્યોતિસિંહ વગેરે બહુરૂપીઓની સાથે ગુફામાંથી બ્હાર નીકળી રાજકુમાર વીરસિંહ અદ્‌ભુત ખંડેર તરફ રવાના થયો. એક રાત્રિ રસ્તામાં પસાર કરી બીજા દિવસે સ્હવારે જ્યારે રાજકુમાર રવાના થયો ત્યારે દૂરથી એક બુરખાવાળા સવારને તેણે પોતાના તરફ આવતો જોયો. જ્યારે એ સવાર તદ્દન પાસે આવી પહોંચ્યો ત્યારે ઘોડાપરથી ઉતરી કોઇ વસ્તુ પૃથિવીપર મૂકી તે થોડે દૂર જઇને ઉભો રહ્યો. રાજકુમારે ત્યાં જઇને જોયું તો પોતાનું જાદુપથપ્રદર્શક પુસ્તક ત્યાં પડેલું તેની નજરે પડયું. એ પુસ્તક સાથે એક

પત્ર પણ હતો. વીરસિંહે એ પુસ્તક તથા પત્રને ઊંચકી લઇ અત્યંત પ્રસન્ન થઈ, જ્યોતિસિંહને ઉદ્દેશીને કહ્યું:—"જ્યોતિસિંહ! આ વનલતા મ્હારાપર અનેક ઉપકારો કર્યા કરે છે. જે બુરખાવાળો સવાર આ પુસ્તક અને પત્ર મૂકી દૂર જઇને ઊભો રહ્યો છે એ વનલતાનો જ અનુચર છે એમાં સંદેહ નથી. અરેરે! એ મનોહારિણીના પ્રેમથી હું અસ્થિર બની ગયો છું." આમ કહી વીરસિંહ એક ગઝલ મૃદુ સ્વરે ગાવા લાગ્યો:—

પ્રીતિના કેદખાનામાં, પ્રિયા! નિવાસ મ્હારો છે;
કર્યો કેદી પ્રિયા પ્યારી, કહે શો દોષ મ્હારો છે?
નચાવ્યો નેત્રનાં બાણે, રચીને સ્નેહની સૃષ્ટિ;
અમીની પ્રેમ દૃષ્ટિમાં, ચમકતો ચંદ્ર ત્હારો છે.
અમારા પ્રેમનો વ્હાલી, ઇજરો તો તમારો છે!
રીસાશો કે નહિ બોલો, છતાં આ પ્રાણ પ્યારો છે.
લગાડી પ્રેમની લગની, ભૂલ્યો જંજાળ આ જગની
ખરેખર વિશ્વમાં વ્હાલી, પ્રીતિનો માર્ગ ન્યારો છે.
વસી જે અંતરે પ્રતિમા, કદાપિ દૂર નહિ થાશે;
અરે રે! સ્નેહસાગરનો, જણાતો ના કિનારો છે.
સૂતાં કે બેસતાં ત્હારું, હવે સંગીત હું ગાતો;
ચઢ્યો છે પ્રેમનો નીશો, હવે ના કંઇ ઉતારો છે!
શરાબી પ્રેમના પ્યાલા, ભરીને આપ તું લા-લા
હૃદયમાં હું કરું ઠાલા, અજબ બસ સ્વાદ ભાળ્યો છે.
મ્હને આ કેદખાનું ને, પડેલી હાથમાં જંજીર,
અતિશય લાગતી વ્હાલી, અરે આ કેદી ત્હારો છે!"

જ્યોતિસિંહે વીરસિંહને ઉદ્દેશીને કહ્યું:—"રાજકુમાર! સ્વસ્થ

થાઓ. આ પત્રમાં વનલતાએ શું લખ્યું છે એ તો આપ પ્રથમ વાંચી જુઓ."

તરત જ વીરસિંહ સાવધાન થઈ એ પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો:–

"પ્રિયતમ,

આપનું જાદુપથપ્રદર્શક પુસ્તક કોઇ ઉપાયથી મ્હને મળી આવ્યું હતું તે હું આપને પાછું પહોંચાડું છું. હવે ખંડેરનો ભેદ ઉકેલી રાજનન્દિની મૃગલોચનીને સત્વર તેમાંથી છોડાવો; કેમકે તે બિચારી અપાર દુઃખ ભોગવતી હશે. રામગઢમાં યુદ્ધનો આરંભ થયેલો છે; માટે તમે પણ ત્યાં જાઓ, અને આપનું અપાર વીરત્વ પ્રદર્શિત કરી વિજયકીર્ત્તિને વરો. લિ. આપની સેવિકા

વિયોગિની."

"જ્યોતિસિંહ! તમે પણ આ પત્ર વાંચી જુઓ." વીરસિંહે વનલતાનો પત્ર જ્યોતિસિંહના હાથમાં આપતાં કહ્યું.

જ્યોતિસિંહે પણ એ પત્ર વાંચી જોઇને કહ્યું:—"આ વનલતા મૃત્યુલોકની સુંદરી છે કે સ્વર્ગલોકની અપ્સરા છે એ સમજી શકાતું નથી. એ કેવાં અત્યાશ્ચર્યજનક કાર્યો કરે છે?!"

"મ્હારી નમ્ર સલાહ એવી છે કે, આપ હમણાં અહીં જ રોકાઓ. હું રામગઢ જઇ ત્યાંના સમાચાર થોડા સમયમાં જ લઇ આવું છું." લક્ષ્મણસિંહે કહ્યું.

"બરાબર છે. અહીંથી રામગઢ લગભગ પાંચ માઇલ દૂર છે. તમે ત્યાંની ખબર લઇ આવો, એટલે આપણે ત્યાં જઇને કોઇ બહાદુરીનું કાર્ય કરીને જ સર્વને મળીશું." વીરસિંહે કહ્યું.

લક્ષ્મણસિંહ રામગઢ તરફ રવાના થયો. રાજકુમારને માર્ગમાં

એક દિવસ વચ્ચારે રોકાવું પડયું. બીજે દિવસે લક્ષ્મણસિંહ પાછો ફરીને કુમારની પાસે આવ્યો, તથા તેણે રામગઢની લઢાઇના મહારાણા જયસિંહના કેદ પકડાયાના, અને અજીતસિંહદ્વારા તેમના મુક્ત થયાના તથા શત્રુઓના સઘળા બહુરૂપીઓ કેદ પકડાયાના વર્ત્તમાન વિસ્તારથી કહી સંભળાવ્યા તથા કહ્યું કે, "હજી સુધી યુદ્ધનો અંત આવ્યો નથી. આપણું સૈન્ય ઘણી વખત હુમલો કરી બહાદુરીથી કિલ્લા સૂધી પહોંચ્યું હતું; પરંતુ અદ્યાપિ તેનાથી કિલ્લો તોડી શકાયો નથી. કિલ્લાની તોપોએ પણ આપણા સૈન્યનું ઘણું નુકસાન કર્યું છે."

આ સઘળી હકીકત સાંભળી રાજકુમારે જ્યોતિસિંહને કહ્યું:—"જો કોઇપણ રીતે આપણે કિલ્લાના દરવાજાને ઉઘાડી શકયા હોત તો આપણો પરિશ્રમ સત્વર સફળ થાત અને નિષ્પ્રયોજન આટલા બધા સૈનિકોનો સંહાર ન થાત."

જ્યોતિસિંહે થોડા સમય સૂધી પોતાના મન સાથે કાંઇ વિચાર કરીને કહ્યું:—"ત્યારે આ કાર્ય જો કે ઘણું સાહસિક છે તો પણ તે આપણે કરીશું, નહિ તો યુદ્ધમાં મરણને શરણ થઇ પરલોકમાં પહોંચી જઇશું."

"આપણા માટે રણસંગ્રામમાં જ મૃત્યુ નિર્માણ થયું હોય તો એના જેવું મહદ્ સૌભાગ્ય બીજું કયું કહી શકાય? આપણે ગમે તો રામગઢપર વિજય મેળવીશું યા તો યુદ્ધમાં આપણી જીવનલીલા પૂર્ણ કરી સ્વર્ગવાસી થઇશું." વીરસિંહે પણ સાહસ દર્શાવતાં કહ્યું.

"શાહબાશ! આથી વિશેષ બહાદુરી બીજી કયી હોઇ શકે? હવે ચાલો, વિના વિલંબે વેશ બદલી આપણે કિલ્લામાં પ્રવેશ કરીએ

કિન્તુ દિવસે આપણે આપણું કામ કરી શકીશું નહિ." જ્યોતિસિંહે કહ્યું.

"દિવસે નહિ કરી શકીએ તો રાત્રે કરીશું. આખી રાત આપણે કિલ્લામાં છુપાઇ રહીશું. સ્હવારે—પ્રભાતકાળે જ્યારે યુદ્ધનો રંગ બરાબર જામશે એ સમયે આપણે દરવાજાપર તૂટી પડીશું. શત્રુપક્ષના સઘળા લઢવૈયાઓ કિલ્લાના બુરજપર ચઢેલા હશે. દરવાજા પાસે પચાસ સાઠથી વિશેષ સૈનિકો નહિ જ હોય. એટલા માણસોમાં પ્રવેશ કરી દરવાજો ઉઘાડી નાખવાનું કાર્ય કાંઇ વિશેષ મુસ્કિલ નથી." રાજકુમારે કહ્યું.

"આપનું કહેવું યથાર્થ છે; કિન્તુ મ્હારા નમ્ર મતાનુસાર જ્યોતિષીજીને કિલ્લાની બ્હાર રાખવામાં જ કલ્યાણ છે." લક્ષ્મણસિંહે વિચારપૂર્વક કહ્યું,

"કારણ?" જ્યોતિષીએ પૂછ્યું.

"આપ બ્રાહ્મણ છો. અમે આપને ત્યાં લઇ જઇએ અને કદાચ દૈવયોગે આપનું મૃત્યુ થાય તો અંતકાળે અમને મહાપાપ લાગે. ક્ષત્રિયો બ્રાહ્મણોના રક્ષણકર્ત્તા છે એ આપ કયાં નથી જાણતા?" લક્ષ્મણસિંહે ખુલાસો કર્યો.

"બરાબર છે જ્યોતિષીજી, આપ કિલ્લામાં ન આવશો." રાજકુમારે પણ લક્ષ્મણસિંહના વિચારને સંમતિ દર્શાવી.

"જો હું બહુરૂપીની વિદ્યા ન જાણતો હોત તો આપનાં વચનો મ્હને વાસ્તવિક લાગત. જે બહુરૂપી છે તેણે બહાદુરીનાં કાર્યો કરવામાં કદાપિ પાછી પ્હાની કરવી જોઇએ નહિ." જ્યોતિષીજીએ કહ્યું.

"ત્યારે ભલે પધારો. મ્હેં તો આપના ભલાને માટે જ આમ કહ્યું હતું." લક્ષ્મણસિંહે કહ્યું.

"જ્યોતિષીજી આપણા દોસ્ત છે તેથી તેઓ આપણી સોબતનો ત્યાગ નહિ કરે એ તો ચોક્કસ છે. વળી આપણી સાથે વીરત્વનાં કાર્યો કરતાં કરતાં જો કદાચ દૈવયોગે તેમનું મૃત્યુ નિપજશે તો તેઓ બ્રહ્મરાક્ષસ થશે, અને તેથી આપણાં કાર્યોમાં તેઓ નિરંતર આપણને સહાયતા કર્યા જ કરશે." લક્ષ્મણસિંહે વિનોદ કરતાં કહ્યું.

"જો એમ થશે તો તો હું તમને સર્વેને છોડવાનો જ નથી; કેમ કે આપણો અરસ્પરસ પ્રત્યે અપાર પ્રેમ છે!" જ્યોતિષીએ પણ વિનોદાત્મક ઉત્તર આપ્યો.

આ ઉત્તર સાંભળી વીરસિંહ હસી પડયો, તથા ઘોડાપર સવાર થઈ સઘળા બહુરૂપીઓ સાથે રામગઢ તરફ રવાના થયો. સંધ્યાકાળના અરસ્સામાં તેઓ સર્વ રામગઢ જઈ પહોંચ્યા, અને રાત્રે સુયોગ મળતાં જ છુપી રીતે તેમણે સર્વેએ કિલ્લામાં પ્રવેશ કર્યો.

સ્હવારે પુનઃ યુદ્ધનો આરંભ થયો. બરાબર દિવસનો એક પ્રહર પસાર થયો હશે એવામાં શૂરસિંહનું સૈન્ય કિલ્લાની પાસે જઈ પહોંચ્યું. કનકસિંહનું સૈન્ય કિલ્લાના બુરજોપરથી તોપોના ગોળા મારી એ સૈન્યને નસાડવાનો પ્રયત્ન કરતું હતું; કિન્તુ એવામાં એકાએક કિલ્લાનો દરવાજો ઉઘડી ગયો, અને તેમણે તપખીરીઆ રંગનાં ચાર નિશાનો જોયાં. આ નિશાનો જોઈ મહારાણો દેવીસિંહ, જયસિંહ અને તેમના સઘળા સેનાધિપતિઓ તથા સૈનિકો અત્યંત આનંદિત બની ગયા. તેમણે ક્ષણ માત્રમાં જ કિલ્લામાં પ્રવેશ કર્યો. ધીમે ધીમે સઘળા સૈન્યે પણ કિલ્લામાં પ્રવેશ કર્યો. આવો પ્રકાર જોઈ શત્રુપક્ષના સૈનિકો જીવ બચાવવાની આશાથી જે દિશા તરફ માર્ગ જણાય તે દિશા તરફ પલાયન કરી જવા લાગ્યા. સેનાપતિ શૂરસિંહે બુરજપરથી મહારાણા કનકસિંહનું લીલા રંગનું રાજનિશાન જમીનદોસ્ત કરી નાખી એ

સ્થળે પોતાનું તપખીરીઆ રંગનું રાજનિશાન સ્થાપિત કર્યું. એ સાથે જ ચોતરફથી મહારાણા દેવીસિંહ અને જયસિંહનું સૈન્ય ઉચ્ચ સ્વરે જયગર્જનાઓ કરવા લાગ્યું. આવી રીતે વીરસિંહ અને તેના બહુરૂપીઓની અદ્‌ભુત યુક્તિથી કનકસિંહનું સૈન્ય અલ્પકાળમાં જ પરાજિત થયું.

વીરસિંહે અદ્‌ભુત પરાક્રમ પ્રદર્શિત કરીને કિલ્લાના દરવાજા પાસે ચાળીસ માણસોને કાપી નાખ્યા હતા; પરંતુ પોતાના બહુરૂપીઓની સાથે તે પોતે પણ ઘણો જખમી થયો હતો. જેવો મહારાણા દેવીસિંહે કિલ્લામાં પ્રવેશ કર્યો કે તરતજ વીરસિંહ, જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ તેના ચરણોમાં નમી પડયા. જ્યોતિષીએ શુભાશીર્વાદ આપ્યો. પછીથી તરત જ જખમોની અપાર વેદનાથી તેઓ ચારે જણા બેશુદ્ધ બનીને જમીનપર ઢળી પડયા. તેમને થયેલા જખમોમાંથી પુષ્કળ લોહી વહી જવા લાગ્યું. અજીતસિંહે ત્વરાથી તેમના સર્વેના જખમોપર પટ્ટીઓ બાંધી દીધી. ચ્હેરા ધોવામાં આવતાં એ ચારે જણા ઓળખાયા. થોડા સમયમાં જ તેઓ શુદ્ધિમાં આવ્યા. રાણા દેવીસિંહે પોતાના પ્રાણાધિક પુત્રને પ્રેમાલિંગન કર્યું, તથા ત્રણે બહુરૂપીઓપર ઘણી મહેરબાની કરી. મહારાણો જયસિંહ વીરસિંહના અપૂર્વ વીરત્વનું દર્શન કરી મુગ્ધ બની જઇ તેની પ્રશંસા કરવા લાગ્યો. રાજકુમારે તેને પણ નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા.

રામગઢનો કિલ્લો સ્વાધીન કરવામાં આવ્યો. મહારાણા દેવીસિંહ અને જયસિંહે મળી તે જ દિવસે રાજકુમારને રામગઢના રાજ સિંહાસનપર બેસાડયો. ચોતરફ આનંદ કોલાહલ થવા લાગ્યો. ગરીબ મનુષ્યોને મિષ્ટાન્નની પ્રાપ્તિ થવા લાગી. અમીર ઉમરાવોમાં ગાનતાનના જલસા થવા લાગ્યા. આ સઘળી ધામધૂમ સાત દિવસ સુધી

ચાલી. મહારાણા કનકસિંહના સમસ્ત સૈન્યે વીરસિંહની આધીનતા પ્રસન્નતાપૂર્વક કબૂલ કરી.

થોડા દિવસ પછી મહારાણો દેવીસિંહ અને જયસિંહ રાજકુમાર વીરસિંહને ત્વરાથી અદ્ભુત ખંડેરનો ભેદ ઉકેલવાની ભલામણ કરી આનંદથી વિજયગઢ અને રત્નગઢ તરફ—યથાસ્થાને વિદાય થઇ ગયા. તેમના વિદાય થયા. પછી રાજકુમાર વીરસિંહ પોતાના બહુરૂપીઓ અને થોડા સૈન્યને સાથે લઈ અદ્ભુત ખંડેરમાં ગયો.

——×——

## પ્રકરણ ૨૦ મું.

——:——

### અદ્ભુત યોગી મહાત્મા.

અદ્ભુત ખંડેરના દરવાજા પાસેજ રાજકુમાર વીરસિંહે પોતાનો તંબૂ નાખ્યો. ખજાનો તો પ્રથમથી જ કાઢી લેવામાં આવ્યો હતો; હવે બાકી રહેલું ખંડેર તોડવાનું કામ જ કરવાનું હતું. એ કાર્યો માત્ર બે જ હતાં. જે ચબુતરાપર પત્થરનો માણસ સૂઇ રહ્યો હતો એ ચબુતરો તોડવાનું, તથા અજગરવાળો દરવાજો તોડી જે સ્થળે રાજનન્દિની મૃગલોચની અને કિશોરી હતાં એ સ્થળે જવાનું—એ બે કાર્યો બાકી રહ્યાં હતાં. જાદુપથ પ્રદર્શક પુસ્તક વનલતાદ્વારા વીરસિંહને પ્રાપ્ત થયું હતું. તેમાંનો જે છેવટનો ભાગ રાજકુમારે વાંચ્યો નહોતો તે સઘળો આજે તેણે વાંચી નાખ્યો. રાજનન્દિની મૃગલોચની પાસે જતાં પૂર્વે માર્ગમાં જે જે કાર્યો કરવાનાં હતાં એ સઘળાં તેણે બરાબર યાદ કરી લીધાં; પરંતુ પેલો ચબુતરો તોડવાની યુક્તિ એ જાદુપથપ્રદર્શક પુસ્તકમાંથી તેના જોવામાં આવી નહિ. એ સંબંધી પુસ્તકમાં માત્ર એટલું જ લખેલું હતું કે, એ ચબુતરો એક બીજા અદ્ભુત ભેદનો દરવાજો હતો. એ દરવાજો ખોલતાં તેમાં આ ભયં-

કર ખંડેર કરતાં પણ વિશેષ વિસ્મયકર દશ્યો જોવામાં આવે તેમ હતાં. વળી એ ભેદી દરવાજો ઉઘાડી તેનો સઘળો ભેદ જાણતાં અસામાન્ય રત્નભંડાર મળી આવે તેમ હતો. એ ચબુતરો તૈયાર કરવામાં અપાર બુદ્ધિસામર્થ્યનો ઉપયોગ થયેલો હોવો જોઇએ એવો વીરસિંહને ભાસ થયો. જાદુપથપ્રદર્શક પુસ્તકમાં એમ પણ લખેલું હતું કે, એ ચબુતરાનું દ્વાર ઉઘાડવાની કુંચી ચબુતરાપર સૂઇ રહેલા માણસ પાસે જ છે.

વીરસિંહે જગન્નાથજીના મ્હોં તરફ જોઇને કહ્યું:—"કેમ જ્યોતિષીજી, આ ચબુતરાનો સઘળો ભેદ મ્હારાથી નહિ ઉકેલી શકાય કે?

"પ્રથમ આપ રાજનન્દિની મૃગલોચનીને તો છોડાવો. બીજું બધું પછીથી જોઈ લેવાશે." જગન્નાથજીએ કહ્યું.

"વારું ચાલો, એ કાર્ય તો ઇશ્વરકૃપાથી જ આજે જ પૂર્ણ થઇ જશે એમ મ્હને લાગે છે." કુમારે ઉત્સાહિત થઇને કહ્યું.

ત્રણે બહુરૂપીઓને સાથે લઇને રાજકુમારે એ ખંડેરમાં પ્રવેશ કર્યો, અને પછી પુસ્તકમાં કરેલી સૂચનાઓને અનુસરીને પોતાના સાથીદારોસહ તે કાર્યમાં પ્રવૃત્ત થયો.

ખંડેરમાં જઇને વીરસિંહે જે દરવાજાની કુંચી જ્યોતિસિંહ પાસે હતી તે દરવાજો ઉઘાડયો, અને તેઓ સર્વ જે સ્થળેથી તેમને ખજાનો મળી આવ્યો હતો એ સ્થળે ગયા. એ સ્થળેથી તેમને એક શિલાલેખ પણ મળેલો હતો. એ શિલાલેખને હસ્તસ્પર્શ કર્યાથી જ કિશોરી બેહોશ બની ગઇ હતી. એ શિલાલેખ માટે એવું લખેલું હતું કે, એ એક જાતની ગુપ્ત પેટી છે, અને તેમાં આશ્ચર્યજનક વસ્તુ રાખેલી છે! બાગમાં જઇને જે નહેરના રસ્તે કિશોરી તેને ફરતી દિવાલની પેલી બાજૂએ નીકળી ગઇ હતી તેજ નહેરમાં ડૂબકી મારીને તેઓ પણ

બ્હાર નીકળ્યા, અને નહેરના કિનારે ચાલતા ચાલતા જે અજગર કિશોરીને ગળી ગયો હતો એ સ્થળે તેઓ જઇ પહોંચ્યા. એ ચબુતરાની એક તરફની દિવાલમાં માણસના કદ જેવડી એક કાળા પત્થરની શિલા જડી લીધેલી હતી. એ શિલાપર વીરસિંહે બળપૂર્વક લત્તાપ્રહાર કર્યો એટલે એક ગંભીર અવાજ થયો અને પેટીના ઢાંકણાની માફક એ પત્થર ઊંચો થઇને એક બાજૂએ ખસી ગયો, તથા તેમાં નીચે ઉતરવાનાં પગથીઆં જણાયાં. લક્ષ્મણસિંહે સત્વર પોતાના હાથમાંની મશાલ સળગાવી. પછીથી ચારે જણા એ પગથીઆં ઉતરવા લાગ્યા; એટલે એ અજગરની સઘળી કારિગરી માલૂમ પડી આવી. અજગરની નીચે કેટલાંક ચક્રો અને કમાનોનું જોડાણ કરેલું હતું. તે સર્વની નીચે ચરખા જેવો એક મ્હોટા પંખો હતો. એ પંખો નજરે પડતાં સર્વે સમજી ગયા કે જ્યારે અજગરની સ્હામે પડેલા પત્થરપર કોઇ પગ મૂકે છે ત્યારે દબાણ થવાથી એ ચરખો ફરવા માંડે છે, અને જોરથી હવાને ખેંચે છે; એથી સ્હામેના માણસ અજગરના મ્હોંમાં ખેંચાઇ જાય છે.અજગરના નીચેના ભોંયરામાં એક બાજૂએ એક બંધ બારી જણાતી હતી. તેની સ્હામે એક ચાવી પણ ટાંગેલી હતી. એ ચાવીથી બારી ઉઘાડી સર્વેએ તેમાં પ્રવેશ કર્યો. ત્યાંથી આગળ વધતાં ઉપર જવા માટે એક સીડી તેમની નજરે પડી. સીડી ચઢી તેઓ અગાસીમાં ગયા. એ અગાસીમાંથી એક ગલી જેવી ગુફા તેમના જોવામાં આવી. એ સાંકડી ગુફામાંથી જ રાજનન્દિની મૃગલોચની અને કિશોરી પાસે જવાય તેમ હતું. હવે અલ્પકાળમાં જ પ્રિયતમાની સાથે પોતાનું પુનર્મિલન થશે એવા આનંદાવેગથી વીરસિંહનું હૃદય ત્વરાથી ધબકવા લાગ્યું. કિશોરીને મળવા માટે જયોતિસિંહ પણ અધીરો બની ગયો. અત્યંત આતુરતાથી તેઓ આગળ વધ્યા. આજે આવા એકાન્ત સ્થળે મૃગલોચનીને શી વાતચિત કરવી એ સંબંધી વીરસિંહ

પોતાના અંતરમાં અનેકવિધ તર્કવિતર્ક કરવા લાગ્યો. તે સ્વગત વિચાર કરવા લાગ્યો:—"કેટલા બધા સમય પછી આજે મ્હારો પુનઃ મ્હારી મૃગલોચની સાથે મેળાપ થશે ? મ્હારા દર્શનથી એને કેટલો બધો આનંદ થશે ? મ્હારા વિયોગમાં પણ એ મ્હારું જ સ્મરણ કર્યા કરતી હશે એવો મ્હને દૃઢ વિશ્વાસ છે.

પ્રેમાળ પ્યારી સુંદરી, નિજ હૃદયમાં ચિંતવન કરે,
જળના વિયોગે માછલી, અહીં આવીને ઝૂરી મરે;
રાત્રિ દિવસ ને સ્વપ્નમાં, બસ ધ્યાન એ મ્હારું ધરે,
પામે જગતમાં સુશીલ પ્રમદા, સફળ જીવન તે ઠરે.

હવે વિલંબ થતો હું વેઠી શકતો નથી." આવા વિચારો કરી વીરસિંહ ત્વરાથી એ સાંકડી ગુફામાં અગ્રેસર થયો. જ્યારે તે એ ગુફાના નાકાપર જઇ પહોંચ્યો ત્યારે પર્વતની ખુલ્લી જગ્યામાં તેણે બે જંગલી રીંછોને એકબીજાની સાથે લઢતાં જોયાં. આવો પ્રકાર જોવામાં આવતાં વીરસિંહ ચિંતામગ્ન બની ગયો. તે જ્યોતિસિંહને કાંઇ કહેવા જતો હતો; પરંતુ એ એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહિ. મૃગલોચનીની છેક નજીક આવી પહોંચ્યા છતાં આવું સંકટ આવી પડેલું જોઇને વીરસિંહ પોતાના ભાગ્યનો તિરસ્કાર કરવા લાગ્યો. વીરસિંહ, જ્યોતિસિંહ વગેરે એ ચોગાનમાં ગયા; કિન્તુ ત્યાં તેઓ મૃગલોચનીને કે કિશોરીને જોઈ શકયા નહિ. બરાબર તપાસ કરતાં થોડે દૂર એક વૃક્ષ નીચે બે મૃતદેહ પડેલા તેમના જોવામાં આવ્યા. એ બન્ને મૃતદેહોમાં લોહીનો સર્વથા અભાવ હોવાથી એ દેહો હાડપિંજર જેવા જણાતા હતા. વળી બંન્ને મૃતદેહોનાં મ્હોં એટલાં બધાં વિકૃત થઇ ગયાં હતાં કે, તે ઓળખી શકવાનું કાર્ય અત્યંત મુશ્કેલ હતું.

પાઠકબંધુઓ ! આવો હૃદયવિદારક દેખાવ જોવામાં આવતાં વીરસિંહની કેવી સ્થિતિ થઇ તેનું વર્ણન આ નિર્જીવ લેખિની-દ્વારા થઈ શકે તેમ નથી જ. તેના હોશ ઉડી ગયા. ઉન્માદગ્રસ્ત બની જઇ તે ઉચ્ચસ્વરે આક્રંદ કરવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે, "હે પ્રિયતમા ! તને કોણ લઇ ગયું ? ત્હારી જીવતદોરી કયા નિષ્ઠુર પિશાચે હરી લીધી? જંગલી રીંછોએ જ ત્હારા અને કિશોરીના પ્રાણનો વિનાશ કર્યો હોવો જોઇએ ! અમારું લોહી પીવાને બદલે એ રીંછોએ તમારું લોહી પી ઘણું અનુચિત કાર્ય કર્યું છે. મ્હારા શરીરના લોહીમાં પ્રેમની મધુરતા ભરેલી હોવાથી મ્હારું લોહી પીને તેઓ વિશેષ તૃપ્ત થાત. ! પ્રિયતમા ! અમે ભૂલથી અન્ય સ્થળે તો નથી આવી ચઢયા ને ?" આમ બોલી સજળનયને વીરસિંહે એ સ્થાનની સૂક્ષ્મ તપાસ કરી તો તેની ખાત્રી થઇ કે, જે સ્થળે મૃગલોચની અને કિશોરી નજરે પડયાં હતાં એ સ્થળે જ તેઓ આવ્યા હતા. નીચે આવેલી ગુફામાં એક વૃક્ષ નીચે રાણા કનકસિંહને ચિંતાતુર સ્થિતિમાં બેસી રહેલો જોઇને તે કહેવા લાગ્યો:—" આ એ જ સ્થાન છે. સ્હામે એક વૃક્ષ નીચે નરાધમ કનકસિંહ બેસી રહેલો છે. અરેરે ! મ્હારા અંતરની આરાધ્યા દેવી સદાને માટે મ્હારો ત્યાગ કરી સ્વર્ગમાં ચાલી ગઇ ! હે નિષ્ઠુર ભાગ્યદેવિ! મ્હારાપર જુલ્મ ગુજારવામાં તેં બાકી રાખી નથી. મૃગલોચની સિવાય આ તુચ્છ જીવન શા કામનું છે ?

પ્રમદા કરું હું રટણ ત્હારું, માળ જપું છું નામની,
ત્હોયે અરે હતભાગીપર, તું થાય શું અભિમાનિની ? !
ત્હારા વિના ના કોઈ બાળા, થાય આ વીરસિંહની;
મનમોહિની મૃગલોચની, હમ્મેશ બંસીલાલની.

હે : પ્રેમજ્યોતિ ત્હારી વ્હાલી, હૃદયમાંહી પ્રકાશતી,
હું છું મદન ત્હારો સદા, બસ તું જ છે મ્હારી રતી;
ત્હારા વિના આ હૃદયને ના, વિશ્વમાં આરામ છે,
મૃગલોચની જ્યાં જઇ રહી, તે જીવનનું સુખધામ છે.

પ્રિયા ! ત્હારા સિવાય રાજવૈભવ અને સુખ ઐશ્વર્ય તુચ્છ છે. તને મેળવવા માટે મહાભારત પ્રયત્નો કર્યાં છતાં ત્હારું મિલન ન જ થયું ! પ્રિયા ! ત્હારા સિવાય મ્હને આ સમસ્ત જગતમાં અંધકારનો વિસ્તાર થયો હોય એવો ભાસ થાય છે. હું પણ આવું દુઃખમય જીવન ગુજારવા કરતાં ત્હારી પાસે જ આવું છું." આમ કહીને શોકાવેગથી અસ્થિર બની ગયેલો વીરસિંહ એ પર્વતશિખરપરથી નીચે કૂદી પડી પ્રાણ ત્યાગવાની તૈયારી કરતો હતો એવામાં એક મ્હોટો અવાજ થયો, તથા એક બાજુનો સીધો ખડક ફાટી જતાં તેમાંથી એક વૃદ્ધ મહાપુરુષે પ્રકટ થઇ રાજકુમારનો હાથ પકડી લીધો. વીરસિંહે પાછા ફરીને જોયું તો, એક એંશી વર્ષના વયોવૃદ્ધ અને પ્રભાવશાળી મહાત્માને તેણે પોતાની પાસે ઉપસ્થિત થયેલા જોયા. એ મહાત્માને જોતાં જ ત્રણે બહુરૂપીઓ પણ વિસ્મિત અને આશ્ચર્યચકિત બની ગયા. મહાત્માની સફેદ દાઢી તેમના નાભીપ્રદેશ સુધી પહોંચેલી હતી. મસ્તિષ્કપ્રદેશની લાંબી જટા છેક જમીન સુધી ઝુલી રહી હતી. તેમણે પોતાના સર્વાંગને ભસ્માચ્છાદિત કર્યું હતું. નેત્રો લાલચોળ હતાં. જમણા હાથમાં ત્રિશૂળ હતું. આ મહાત્માએ વીરસિંહનો એક હાથ પકડીને ક્રોધસૂચકસ્વરે અને પ્રભાવસૂચક દૃષ્ટિથી કહ્યું:—" મૂઢ યુવક ! આત્મઘાત કરી વિના કારણ મહાપાપનો સંચય શા માટે કરે છે ? જો તું આત્મહત્યા કરીશ તો એક સતી સાધ્વી સુંદરીને વૈધવ્યનું દારુણ દુઃખ ભોગવવું પડશે. ધૈર્ય ધા-

રણ કરી સાવધાન થા."

મહાત્માના વાક્યધ્વનિથી એ સ્થાન ગાજી ઉઠયું. ત્રણે બહુરૂપીઓ પણ કંપવા લાગ્યા. અસ્થિર બની ગયેલા વીરસિંહનું મન સ્થિર થયું. થોડા સમય સુધી એ મહાત્માના મુખમંડળનું એકાગ્રદૃષ્ટિથી દર્શન કર્યા પછી વીરસિંહ સંકોચાતાં સંકોચાતાં કહેવા લાગ્યો:– "મહાનુભાવ ! આપ સાક્ષાત ભક્તરક્ષક ભગવાન કિંવા કોઈ મહાપ્રતાપી યોગિરાજ અમારું કલ્યાણ કરવાની કામનાથી જ પ્રકટ થયા છો. આપશ્રીએ અમને અધર્મના માર્ગે અગ્રેસર થતા અટકાવ્યા છે; કિન્તુ હું આપને એક પ્રશ્ન પૂછું છુ તેનો જો સદુત્તર આપશો તો આ દીન દાસપર આપનો મહદુપકાર થશે. આપે જણાવ્યું કે, 'હું આત્મઘાત કરીશ તો એક સતી સાધ્વી સુંદરીને વૈધવ્યનું દારુણ દુઃખ ભોગવવું પડશે.' કિન્તુ હજી સુધી કોઈ પણ સુંદરીના સાથે મ્હારો વિવાહ થયો નથી તેથી આપનું એ વાક્ય સાંભળી હું ઘણો વિચારમગ્ન બની ગયો છું. !"

"રાજકુમાર ! તું ક્ષત્રિય થઇને ત્હારી પ્રતિજ્ઞા ભૂલી જાય છે ? ત્હેં કોઇની સાથે લગ્ન કરવાની પ્રતિજ્ઞા નથી કરી કે ? ઠીક છે, જો જાણે કે, આ હકીકત કોણે લખેલી છે ?" આમ કહી એ મહાત્માએ પોતાની જટામાંથી એક કાગળ બ્હાર કાઢી વીરસિંહના હાથમાં આપ્યો. એ પત્ર વાંચી જોઇ અત્યંત વિસ્મય પામીને તેણે કહ્યું:—"આ પત્ર જો કે, મ્હેં જ લખેલો છે, કિન્તુ એમાં વિવાહ સંબંધીની કશી હકીકત નથી. મ્હેં માત્ર એટલું જ લખ્યું છે કે, 'તમારી સર્વ શર્તો અમને મંજૂર છે."

"અરે, અદ્યાપિ અસત્ય બોલો છો ? એ પત્રની પાછળ શું લખેલું છે તે વાંચી જો.!" આમ કહીને મહાત્માએ વીરસિંહનો હાથ છોડી દીધો.

વાંચકબંધુઓ જાણતા જ હશે કે, વનલતાએ પોતાની સાથે લગ્ન કરવાની કબૂલત માગનારો પત્ર વીરસિંહને લખ્યો હતો. તેના ઉત્તરમાં તેણે પ્રસન્તાપૂર્વક તેની માગણી કબૂલ કરી હતી; કિન્તુ આ મહાત્માના હાથમાં એ પત્ર કયાંથી આવ્યા હશે તથા વનલતાનો આ મહાત્મા સાથે શો સંબંધ હશે તેનો કશો નિર્ણય એ કરી શકયો નહિ. એ સઘળો ગુપ્ત ભેદ જાણવાના ઉદ્દેશથી વીરસિંહે પૂછયું:—"અદ્ભુત શક્તિશાળી મહાત્મન્! આપ વનલતાને ઓળખો છો કે શું ?"

"જો તેને હું ન ઓળખતો હોઉં તો તેનો પત્ર મ્હારી પાસે કેવી રીતે આવે ? ત્હારી ઇચ્છા હોય તો હમણાં જ હું વનલતાને અહીં ઉપસ્થિત કરૂં." મહાત્માએ પૂર્વવત્ સ્વરે કહ્યું.

રાજકુમારે વનલતાનું દર્શન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી એટલે મહાત્માએ પૃથ્વીપર પોતાનો પગ પછાડયો. તેમના પગ પાસેની જમીન સત્વર ફાટી ગઇ અને તેમાંથી વનલતાએ બ્હાર આવી વીરસિંહના ચરણો પકડી લીધા આ પ્રકારનું દર્શન કરી વીરસિંહ કિંકર્તવ્યમૂઢ બની ગયો. આ સ્થળે વનલતા કેવી રીતે આવી પહોંચી તથા મહાત્મા સાથે તેનો શો સંબંધ હશે તેની કશી કલ્પના તે કરી શકયો નહિ. જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથજી મૌનાવલંબન કરી આશ્ચર્યસૂચક દૃષ્ટિથી વનલતા તથા મહાત્મા તરફ જોઇ રહ્યા. અંતે મૌનનો ભંગ કરી વીરસિંહે કહ્યું:—"આ બાળાને હું ઓળખું છું. એમણે અમારાપર ઘણા ઉપકારો કર્યા છે તેથી અમે પણ તેમની કેટલીક શર્તો માન્ય કરી છે; કિન્તુ મૃગલોચનીનો પત્તો નહિ મળે ત્યાં સુધી મ્હારા અંતરને શાન્તિ મળવાની નથી જ." આમ કહી પોતાના હાથમાંનો પત્ર મહાત્માને બતાવીને તેણે કહ્યું, "જુઓ, આ પ-

ત્રમાં વનલતાએ જ લખ્યું છે કે, 'મૃગલોચની અને મ્હારી સાથે તમારે એક જ દિવશે, એક જ સ્થાને અને એક જ સમયે લગ્ન કરવાં !' આ શર્ત મ્હેં આનંદપૂર્વક સ્વીકારી છે; કિન્તુ મ્હારી મૃગલોચનીએ આ માયાવી મૃત્યુલોકનો હમ્મેશાંને માટે ત્યાગ કર્યો છે, તેથી હું મ્હારી આં શર્ત પાળી શકું તેમ નથી."

આ હકીકત સાંભળી, ક્રોધે ભરાઇને મહાત્માએ વનલતાના મ્હોં તરફ જોઇને પૂછ્યું:–"તું મ્હને અસત્યવાદી ઠરાવવાને ઇચ્છે છે કે શું ?"

"ના મહારાજ ! પ્રથમ આપ રાજકુમારને એટલું તો પૂછી જુઓ કે, રાજનન્દિની મૃગલોચની સ્વર્ગવાસિની થયાં છે એમ તેઓ શા ઉપરથી કહે છે ?" વનલતાએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

યોગી મહાત્માએ વીરસિંહ તરફ જોઇને ઉપરોક્ત ભાવનો પ્રશ્ન પૂછ્યો એટલે તેણે કહ્યું:—"ત્યારે મ્હારી મૃગલોચની આ વિશ્વસંસારમાં હયાત છે કે ?"

"પ્રથમ તમે મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો." મહાત્માએ કહ્યું.

"મહાપ્રભુ ! થોડા દિવસપર અમે જ્યારે નીચેની ગુફામાં આવ્યા હતા ત્યારે ત્યારે આ સ્થળે જ અમે મૃગલોચની અને કિશોરીને જોઇ હતી. અમે તેમની બન્નેની સાથે કેટલીક વાતચિત સુદ્ધાં કરી હતી; કિન્તુ આજે જ્યારે અમે અહીં આવ્યા ત્યારે અહીં બે સુંદરીઓના......" રાજકુમારથી વિશેષ બોલી શકાયું નહિ. તેનો કંઠસ્વર રુંધાઈ ગયો. તેનાં નયનયુગલમાં પુનઃ વિયોગાશ્રુજળ ભરાઇ આવ્યું.

"વાહ ! તું તથા ત્હારા સાથીદારો તો બહુ જ ચાલાક જણાઓ છો ! તમે સર્વેએ આ હાડપિંજરોને મૃગલોચની અને કિશોરીના મૃતદેહ ધાર્યા હતા ? વળી તમે એટલું પણ ન સમજી શકયા કે, આ હા-

ડપિંજરો પુરુષનાં છે કે સ્ત્રીઓનાં ?" મહાત્માએ આશ્ચર્ય પામીને કહ્યું.

આ વચનો સાંભળી જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને જગન્નાથજી ચમકીને એ હાડપિંજરો પાસે ગયા. બન્ને હાડપિંજરોની સૂક્ષ્મ તપાસ કર્યા પછી જ્યોતિસિંહે શરમાઇ જઇને કહ્યું:– "અરે ! આ બન્ને તો પુરુષનાં હાડપિંજરો હોય એમ લાગે છે. રાજકુમાર વીરસિંહજીની માફક આપણે પણ અધીરા બની ગયા તેથી જ આપણાથી આવી ગંભીર ભૂલ થઈ છે !"

"તમારા જેવા બહુરૂપીઓના હાથે આવી ભૂલ થાય એ ઘણો શરમ ભરેલો પ્રકાર કહેવાય. તમારી આવી ભૂલથી રાજકુમાર કદાચ પોતાનો જીવ ગૂમાવી બેઠો હોત !" મહાત્માએ આમ કહીને પોતાના હસ્તસંકેતથી સ્હામેની દિશા બતાવીને કહ્યું:—"તમે સ્હામેના પેલા બે ખડકો તરફ જુઓ. જ્યોતિસિંહ ! તું ઘણો હોશિયાર છે તેથી તને વિશેષ કાંઈ કહેવાની જરૂર નથી; કેમ કે, આ ગુફાની હકીકત તું ત્હારા ગુરુના મુખેથી સાંભળી શકયો છે."

જે દિશા તરફ મહાત્માએ હસ્તસંકેત કર્યો હતો તે તરફ જ્યોતિસિંહે જોયું. રાજકુમાર પણ અત્યંત આશ્ચર્ય પામીને તે તરફ જોવા લાગ્યો. લક્ષ્મણસિંહ અને જગન્નાથજીની દષ્ટિ પણ તે તરફ આકર્ષાઈ. થોડા સમય સુધી એ તરફ જોયા પછી જ્યોતિસિંહના મુખમાંથી એકાએક એટલા શબ્દો બ્હાર નીકળી પડયા કે, "અરે ! આ શું થઇ ગયું ? !" આ શબ્દો સાંભળી સર્વેની દષ્ટિ એ તરફ વિશેષ આકર્ષાઇ. થોડા સમય પછી એ સબંધીની મહાત્મા સાથે વાતચિત કરવા માટે જ્યોતિસિંહે તેમના તરફ જોયું તો મહાત્મા ત્યાં નજરે પડયા નહિ. તેઓ કયા માર્ગેથી આવ્યા હતા અને કયાં અદ્રશ્ય થઇ ગયા તેની કોઇ કશી કલ્પના કરી શકયું નહિ. જ્યાં સુધી વનલતા અને મહાત્મા એ

સ્થાને હતાં ત્યાં સુધી તેમના આગમનનો માર્ગ ખુલ્લો હતો. ખડકમાં ફાટ સુદ્ધાં જણાતી હતી; પરંતુ તેમના અદ્રશ્ય થવાની સાથે સઘળું યથાસ્થિત થઇ ગયું હતું. મહાત્મા નજરે નહિ પડવાથી આશ્ચર્ય પામીને જ્યોતિસિંહ બોલી ઉઠયો:—" અરે ! મહાત્મા અને વનલતા ક્યાં અદ્રશ્ય થઇ ગયાં ?"

આ પ્રશ્ન સાંભળવામાં આવતાં વીરસિંહ વગેરેએ પણ જ્યોતિસિંહ તરફ જોયું. મહાત્મા અને વનલતા જોવામાં નહિ આવ્યાથી તેઓ પણ વિસ્મિત બની ગયા. તેમણે એ ખડકમાંના માર્ગની ઘણી તપાસ કરી; કિન્તુ માર્ગ સૂઝયો નહિ. વીરસિંહનું મ્હોં પણ પુનઃ ચિંતામગ્ન બની ગયું. તેણે જ્યોતિસિંહને પૂછ્યું:—" ભાઇ સ્હામેના ખડક તરફ હસ્તસંકેત કરી મહાત્માએ તને શું બતાવ્યું છે ? વળી એ દેખાવ જોવામાં તું આટલો બધો નિમગ્ન કેમ બની ગયો ? આ સઘળો અદ્ભુત ભેદ શો છે તે હું સમજી શકતો નથી."

" રાજકુમાર ! મહાત્મા અને વનલતા અદ્રશ્ય થઇ ગયેલાં હોવાથી હવે તેમની પાસેથી આપણે કશી હકીકત જાણી શકીએ તેમ નથી. સઘળું સત્ય રહસ્ય જાણવાને માટે આપણે ઘણો પરિશ્રમ કરવો પડશે. " જ્યોતિસિંહે નિરાશાસૂચકસ્વરે કહ્યું.

" પરંતુ એવો તે શો દેખાવ ત્હારા જોવામાં આવ્યો છે ? " વીરસિંહે અધીરતાથી પૂછ્યું.

" જે દેખાવ મ્હારા જોવામાં આવ્યો છે એ સંબંધીની સઘળી હકીકત કહેતાં ઘણો સમય વીતી જાય તેમ છે; માટે પ્રથમ આપણે આ ખંડેરમાંથી બ્હાર નીકળો એટલે પછી સઘળી હકીકત હું આપને કહી સંભળાવીશ. " જ્યોતિસિંહે કહ્યું.

" આપનું કહેવું બરાબર છે. " જમનાથે કહ્યું.

"ભલે ત્યારે ચાલો." વીરસિંહે સંમતિ દર્શાવી.

"કિન્તુ આપણે આ સ્થાનેથી ચાલ્યા જઇએ તે પૂર્વે હું જે ખડક તરફ જોઇ રહ્યો હતો એ ખડકને એક વખત બરાબર જોઇ લેવાની જરૂર છે. જુઓ, પેલા બે ખડકો વચ્ચે જે દરવાજો હમણાં ખુલ્લો જણાય છે તે પહેલાં બંધ હતો. એકાએક એના ઉઘડી જવાથી જ હું અત્યંત આશ્ચર્યમગ્ન બની ગયો છું." જ્યોતિસિંહે કહ્યું.

"એ દરવાજો શાનો છે?" વીરસિંહે પ્રશ્ન કર્યો.

"રાજકુમાર! એ દરવાજામાં જ સઘળો ભેદ છુપાઇ રહેલો છે. આ ખંડેર એટલી બધી ચાલાકીથી બનાવવામાં આવ્યું છે કે, અંદરને અંદરથી આવતાં પણ અહીં સુધીમાં આપણને પાંચ ગાઉ જેટલો માર્ગ કાપવો પડે છે. જો બહારના રસ્તેથી આ ગુફા સુધી આવીએ છીએ તો પંદર ગાઉ જેટલો માર્ગ કાપવો પડે છે. હવે વખત ઘણો વીતી ગયો છે, અને આવતી કાલે આપણે અહીંનો સઘળો ભેદ જાણવા આવવાનું છે, માટે ચાલો, હવે આપણે બ્હાર નીકળીએ." જ્યોતિસિંહે કહ્યું.

તરતજ સર્વે પાછા ફર્યાં, તથા જે રસ્તેથી આવ્યા હતા તે જ રસ્તેથી બ્હાર નીકળ્યા. હમ્મેશાં એક પ્રહર દિવસ બાકી રહેતો હતો અને તેઓ પુસ્તકમાં સૂચવ્યા પ્રમાણે ખંડેરમાંથી બ્હાર નીકળી જતા હતા; પરંતુ આજે મધ્યરાત્રિ જેટલો વખત ખંડેરમાં જ થયેલો હોવાથી છાવણીમાં ઘણો ગરબડાટ થઇ રહ્યો હતો. રાજકુમારના માટે છાવણીના માણસોના અંતરમાં પ્રત્યેક ક્ષણે વિવિધ પ્રકારની આશંકા ઉપજતી હતી; પરંતુ કોઇએ ખંડેરમાં પ્રવેશ કરવો નહિ એવી રાજકુમારની આજ્ઞા થયેલી હોવાથી ઘણા સૈનિકો રાજકુમારની રાહ જોતા ખંડેરના દરવાજા પાસે ઉભા રહ્યા હતા.

છાવણીમાં ગયાં પછી પેલા ખડકોમાંના દરવાજાનો ભેદ જણાવવા માટે વીરસિંહે જ્યોતિસિંહને આગ્રહ કર્યો; પરંતુ રાત્રિ ઘણી વીતી ગયેલી હોવાથી સર્વેએ તેને વિશ્રાન્તિ લેવાની વિનંતિ કર્યાથી રાજકુમારને નિરુપાયે શય્યાવશ થવું પડયું. જો કે વીરસિંહ એટલું તો જાણી શકયો હતો, મૃગલોચની જીવતી છે; કિન્તુ તે કયાં છે તથા એ ગુફામાંથી કેવી રીતે બ્હાર નીકળી ગઇ છે, વનલતા કોણ છે? યોગીરાજ કયાંથી આવ્યા, જ્યોતિસિંહને તેમણે શું બતાવ્યું એ સઘળા વિષયોના વિચારો કરવામાં જ વીરસિંહની રાત્રિ વ્યતીત થઇ ગઈ. રાત્રે એક ક્ષણના માટે પણ તે નિદ્રાધીન થઈ શકયો નહિ. પ્રભાતકાળ થતાં ન થતાંમાં તો તેણે શય્યાનો ત્યાગ કર્યો, અને તે ત્વરાથી જ્યોતિસિંહના તંબૂમાં ગયો. જ્યોતિસિંહ હજી સુધી સુઇ રહ્યો હતો. વીરસિંહે અત્યંત અધીરતાથી તેને જાગ્રત કર્યો.

જ્યોતિસિંહે ઉઠીને વીરસિંહને સલામ કરી. વીરસિંહના આગમનનું કારણ તે જાણતો જ હતો; છતાં તેણે અજ્ઞાતભાવ દર્શાવીને પૂછ્યું:—"રાજકુમાર! કહો જોઇએ કે શા કારણથી અત્યારમાં આપનું અત્રે આગમન થયું છે?"

"જ્યોતિસિંહ! આજની રાત્રિ મ્હેં ઉજાગરામાં જ પસાર કરી છે. તમે હવે સઘળી હકીકત સત્વર કહી સંભળાવો. જેમ જેમ વિશેષ વખત વીતી જાય છે તેમ તેમ મ્હારા અંતરની અધીરતા અતિ વૃદ્ધિંગત થાય છે." વીરસિંહે કહ્યું.

"વારું, આપ બેસો; હું કહું છું." જ્યોતિસિંહે કહ્યું.

રાજકુમાર જ્યોતિસિંહ પાસે પડેલા એક આસનપર બેઠો. લક્ષ્મણસિંહ અને જ્યોતિષીજીને પણ ત્યાં બોલાવીને બેસાડવામાં આવ્યા. જ્યારે તેઓ આવીને આસનપર બેઠા ત્યારે જ્યોતિસિંહે કહ્યું:—"રા-

જકુમારી મૃગલોચનીને કોણ લઇ ગયું છે, એ યોગી મહાત્મા કોણ હતા, તેઓ વનલતાને કેમ મદદ કરતા હતા એ વિષયોનું સત્ય રહસ્ય હજી સુધી હું જાણી શક્યો નથી; કિન્તુ એમણે મ્હને જે દેખાવ બતાવ્યો હતો તે એટલો બધો આશ્ચર્યજનક હતો તથા હું તેનું દર્શન કરવામાં એટલો બધો તલ્લીન બની ગયો હતો કે યોગી મહાત્માને હું કશી હકીકત પૂછી શક્યો નથી.

"પહેલ વહેલાં હું આપને પેલી ગુફામાં લઇ ગયો હતો ત્યારે એ ગુફા સંબંધીની જેટલી હકીકત મ્હેં મ્હારા ગુરુજીના મુખે સાંભળી હતી એ આપને કહી હતી. આપને એ હકીકત યાદ છે કે ?"

"હા—બરાબર યાદ છે." વીરસિંહે ઉત્તર આપ્યો.

"મ્હેં શું કહ્યું હતું ?"

"તમેં એમ કહ્યું હતું કે, એમાં ઘણો ખજાનો છે; કિન્તુ એના-પર એક પ્રકારનું જાદુઇ કામ કરવામાં આવ્યું છે. એ કામનો ભેદ ઉકેલવાની યુક્તિ પણ તમને તમારા ઉસ્તાદે બતાવેલી છે." વીરસિંહે પૂર્વકથાનું સ્મરણ કરીને કહ્યું. "હા બરાબર છે. કાલે એ ગુફામાં મ્હેં આપને એ પહાડોની વચ્ચે જે એક દરવાજો બતાવ્યો હતો એ દરવાજો ખુલ્લો જોવામાં આવતાં જ મ્હને એમ માલૂમ પડી ગયું કે, એ કામનો ભેદ કોઇએ ઉકેલી નાખ્યો છે, અને ખજાનો પણ કોઇએ મેળવી લીધો છે. વળી યોગી મહાત્માએ મ્હને એ ખુલ્લો દરવાજો બતાવ્યો તેથી મ્હારા અંતરમાં એવી કલ્પના ઉપજી કે, એ જાદુઇ કામનો ભેદ ઉકેલી જેણે ખજાનો મેળવ્યો હોય તે જ રાજકુમારી મૃગલોચનીનું હરણ કરી ગયેલો હોવો જોઇએ. એ ચિંતામાં હું એ તરફ જોઇ રહ્યો એવામાં યોગી મહાત્મા અદ્રશ્ય થઇ ગયા."

આ હકીકત સાંભળી વીરસિંહ અડધા કલાક સુધી ચિંતા-

એમ મુખે બેસી રહ્યો. તેનું અંતર અતિ વ્યાકુળ બની ગયું. ત્યાર પછી આત્મસંવરણ કરીને તેણે કહ્યું:—"ત્યારે મ્હારી મૃગલોચની પાછી એક નવીન સંકટમાં ફસાઇ પડી છે ?"

"મ્હને તો એમજ લાગે છે." જ્યોતિસિંહે કહ્યું.

"હવે એનો પત્તો આપણે કેવી રીતે મેળવી શકીશું ?"

"પહેલાં આપણે સર્વેએ એ ગુફામાં જવું જોઇએ. ત્યાં જઇ પેલા ખજાનાની શોધ કરવી જોઇએ. જો ત્યાંથી ખજાનો લઇ જનારનું કોઇ પણ ચિહ્ન આપણને મળી આવે તો આપણે સત્વર તેને શોધી શકીએ." જ્યોતિસિંહે વાસ્તવિક સલાહ આપી.

"વારું ચાલો, આ સમયે મ્હારા અંતરમાં બીજો એક વિચાર ઉપજ્યો છે" વીરસિંહે વિચારમગ્ન વદને અને ચિંતાતુર ચિત્તે કહ્યું.

"શો વિચાર ઉપજ્યો છે ?" જ્યોતિસિંહે જીજ્ઞાસા દર્શાવી.

"જ્યારે તમે ભૈરવનાથને કેદ કરવા એ ગુફામાં ગયા હતા અને દરવાજો નહિ ઉઘડી શકયાથી પાછા આવ્યા હતા એ દરવાજો જેણે એ ગુફાનું જાદુઈ રહસ્ય જાણ્યું છે તેણે જ અંદરથી બંધ કરી દીધેલો હોવો જોઇએ. તમે ગયા એ સમયે તે એ ગુફામાં જ હોવો જોઇએ." વીરસિંહે પોતાની પ્રખર કલ્પનાશક્તિનો પરિચય કરાવ્યો.

"આપની કલ્પના યથાર્થ હોય એમ લાગે છે; કિન્તુ એ માણસે રાણા કનકસિંહને પણ છોડાવેલો હોવો જોઇએ."

"એમ બનવું કાંઇ અશકય નથી; કિન્તુ ગુફામાંથી છૂટયા પછી કનકસિંહે કમર કસી વિશ્વાસઘાત કરીને મ્હારી ગેરહાજરીનો લાભ લઇ મ્હારા સૈન્યપર આક્રમણ કર્યું હતું; પરંતુ પાછળથી પાછો

તે કેદ પકડાયો હતો. ત્યારે શું ખજાનો લઇ જનાર માણસે જ પુનઃ એને કેદ કર્યો હશે ? વળી રાણા કનકસિંહના પુનઃ કેદ પકડાયા પછી તેના પલંગપરથી જે પત્ર પ્રાપ્ત થયો હતો તે પત્ર પણ એ માણસે જ લખ્યો હશે !"

"હા, મ્હને તો સઘળું કારસ્થાન એ માણસનું જ હોય એમ લાગે છે." જ્યોતિસિંહે ગંભીરતાસૂચક સ્વરે કહ્યું.

"ત્યારે એ ઉપરથી એ માણસ આપણો હિતૈષી હોય એમજ લાગે છે; પરંતુ આ સ્થળે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જો એ આપણો હિતૈષી હોય તો એ રાજકુમારીને કેમ ઉપાડી જાય ?" વીરસિંહે પ્રશ્ન કર્યો.

"આ પ્રશ્નનો ઉત્તર હું આપી શકતો નથી. આ સ્થળે મ્હારી બુદ્ધિ કાંઇ કામ કરી શકતી નથી. એ સિવાય કનકસિંહના ગુફામાંથી છૂટી ગયા પછી પુનઃ એ ગુફામાં જવાનો પ્રસંગ આપને પ્રાપ્ત થયો હતો અને અમે પણ આપને શોધતા શોધતા એ સ્થળે આવી પહોંચ્યા હતા. એ સમયે કિશોરીએ કહ્યું હતું કે, એ ગુફામાં કોઈ આવીને કનકસિંહને એક વખત મુક્ત કરી પુનઃ કેદ કરી ગયું હતું; કિન્તુ તેણે કહ્યું હતું કે, અમે કનકસિંહને બરાબર આ ગુફામાં જ જોઇએ છીએ." જ્યોતિસિંહે કહ્યું.

"આ પ્રકાર ઘણો રહસ્યમય જણાય છે; વળી તમે પણ એક ભૂલ કરી છે." વીરસિંહે કહ્યું.

"શી ભૂલ કરી છે ?" જ્યોતિસિંહે પૂછ્યું.

"કાલે પેલા યોગીએ જમીનમાંથી નીકળીને મ્હને આત્મઘાત કરતો અટકાવ્યો અને ત્યાર પછી તેમણે જમીનપર લાત મારી એટલે જમીન ફાટી જઇને તેમાંથી વનલતા બ્હાર નીકળી આવી

હતી; પરંતુ એ યોગી કાંઇ દેવતા નહોતા, એ સ્થળે જમીનમાં કાંઇ યુક્તિ કરેલી હોવી જોઇએ. તમારે પણ ત્યાં લાત મારીને એ જમીન પુનઃ ફાટે છે કે નહિ એ જોવાની જરૂર હતી.” વીરસિંહે કહ્યું.

“આપનું કહેવું ખરું છે; પરંતુ જે વાર્ત્તા બની ગઇ તેને માટે શોક કરવો વૃથા છે.” જ્યોતિસિંહે પોતાની ભૂલ કબૂલ કરી;

“આજે પુનઃ આપણે ત્યાં જઇને આ વિષય સંબંધીની ચોકસાઇ કરીએ. જો ત્યાંથી કામ થઇ જાય તો ગુફામાં જવાની માથાકૂટ મટી જાય.” વીરસિંહે કહ્યું.

“ભલે ત્યારે ચાલો.” જ્યોતિસિંહે સંમતિ દર્શાવી.

આજે પણ રાજકુમાર અને ત્રણે બહુરૂપીઓ એ ખંડેરમાં ગયા. યથાસમયે જે સ્થળે યોગી ઉપસ્થિત થયા હતા એ સ્થળે તેઓ જઇ પહોંચ્યા. ત્યાં જતાં જે સ્થળે તેમણે ગઇ કાલે બે મૃતદેહ જોયા હતા એ મૃતદેહ આજે તેમના જોવામાં આવ્યા નહિ. એ સ્થળની જમીન આજે ઘણી સ્વચ્છ જણાતી હતી. થોડા સમય સુધી વીરસિંહ અને તેના બહુરૂપીઓ વિસ્મિત બની જઇને એ સ્થળે ઉભા રહ્યા. પછીથી થોડી તપાસ કરીને ગઇ કાલે જે સ્થળે યોગીએ પગ પછાડ્યો હતો એ સ્થળે જ્યોતિસિંહે પગ પછાડ્યો. તે સાથે જ ત્યાંની જમીન ફાટી ગઇ, તથા નીચે ઉતરી શકાય એવી ન્હાની ન્હાની પગથીઓ નજરે પડી. ચારે જણા ત્યાંથી નીચે ઉતરવા લાગ્યા. ત્યાં એક અંધારી ઓરડીમાં ગયા પછી તેઓ સર્વ દરવાજો શોધવા લાગ્યા; પરંતુ દરવાજો જડ્યો નહિ. લાચાર બની જઇને તેઓ પુનઃ બ્હાર નીકળ્યા; પરંતુ પેલી ફાટી ગયેલી જમીન પુનઃ બંધ થઇ નહિ. આવો પ્રકાર જોઇ જ્યોતિસિંહે કહ્યું:—“ આ દરવાજો બંધ કર-

વાની યુક્તિ અંદરના ભાગમાં હોય એમ મ્હને લાગે છે; ગમે તેમ હો; પણ આ સ્થળે આપણો એકે હેતુ સફળ થાય એમ લાગતું નથી. આપણે બ્હારથી જ આ ગુફામાં જવું પડશે. ”

વિના વિલંબે ચારે જણા એ ભયંકર અને રહસ્યમય ગુપ્ત ખંડેરમાંથા બ્હાર નીકળ્યા. બ્હાર નીકળી જ્યોતિસિંહે તાળું બંધ કરી દીધું. ચબુતરાપર પત્થરનો જે માણસ સૂઇ રહ્યો હતો તેની પાસે પત્થર મૂકીને તાળું બંધ કરી દેવામાં આવતું હતું. એ તાળું બંધ થતાં ખંડેરનો સઘળો ગુપ્ત માર્ગ બંધ થઇ જતો હતો.

એક દિવસ રામગઢમાં રોકાઇ સેનાપતિ શૂરસિંહને રામગઢનો કારભારી બનાવી, પછીથી વિજયગઢ તરફ કૂચ કરવામાં આવી. ત્યાં જઇને રાજકુમાર વીરસિંહ તેના પિતાને મળ્યો. થોડા દિવસ પછી મહારાણા દેવીસિંહના કહેવાથી દીવાન અજીતસિંહ રાત્રિના સમયે એકાન્તમાં રાજકુમાર વીરસિંહને ખંડેર સંબંધીની હકીકત પૂછી. વીરસિંહે અજીતસિંહને સઘળી સત્ય હકીકત વિસ્તારપૂર્વક કહી સંભળાવી.

અજીતસિંહે એ સ્થળે જ્યોતિસિંહને બોલાવીને કહ્યું:—“તમે ત્રણે બહુરૂપીઓ રાજકુમારને સાથે લઇ ગુફામાં જાઓ, તથા પેલા ન્હાના જાદુઇ રહસ્યનો ભેદ કુમારના હાથે ઉકેલાવો. મ્હને લાગે છે કે, હવે સત્વર એ જાદુઇ રહસ્યનો ભેદ કુમાર ઉકેલી શકશે; પરંતુ એ કાર્ય કરતાં પહેલાં એક બે કામ કરો. તમે થોડાં માણસોને તમારી સાથે લઇ જાઓ, તથા મહારાણા કનકસિંહને એની મહારાણીસહ અહીં પહોંચાડી દ્યો. બીજું કાર્ય એ કરજો કે, જ્યારે તમે ગુફામાં જાઓ ત્યારે ગુફાના પ્રવેશદ્વારને અંદરથી બંધ કરી દેજો. હવે મહારાણાજી સાથે તમારે મુલાકાત કરવાની કિંવા તેમની સલાહ પૂછવાની કશી જરુર નથી. તમે સર્વ સત્વર અહીંથી ગુફા

તરફ જાઓ, અને મહારાણી માટે એક ડોળી પણ સાથે લેતા જાઓ."

રાજકુમાર વીરસિંહ પોતાના ત્રણે બહુરૂપીઓ અને બીજા કેટલાક માણસો સાથે ગુફા તરફ ગયો. પ્રભાતકાળ થતાં ન થતાંમાં તો એ લોકો ગુફા પાસે જઇ પહોંચ્યા. સિપાહીઓને ગુફાથી થોડા અંતરે રાખી વીરસિંહ અને તેના સાથીદારો ગુફા ઉઘાડી અંદર ગયા.

પ્રભાતકાળ થયો હતો. જ્યોતિસિંહે રાણા કનકસિંહને તથા તેની રાણીને ગુફાની બ્હાર કાઢી તેમને બન્નેને પોતાના સિપાહીઓને સ્વાધીન કર્યાં, તથા રાણીને ડોળીમાં બેસાડી. કનકસિંહ પગે ચાલવા લાગ્યો. પછી જ્યોતિસિંહે ગુફામાં પ્રવેશ કરી, ગુફાનું દ્વાર અંદરથી બંધ કરી દીધું.



## પ્રકરણ ૨૧ મું



### ક્ષમાપ્રાપ્તિ અને સંસારત્યાગ !

મહારાણા દેવીસિંહના સિપાહીઓએ રાણા કનકસિંહને તથા તેની રાણી કળાવતીને નિજયગઢ પહોંચાડયાં. અજીતસિંહની સલાહથી તેમને બન્નેને રહેવા માટે એક સુંદર મકાન આપવામાં આવ્યું, તથા કનકસિંહના હાથપગમાંની બેડીઓ કાઢી નાખવામાં આવી. મકાનની ચોતરફ તેમનાપર દેખરેખ રાખવા માટે સખ્ત પહેરાનો બંદોબસ્ત કરવામાં આવ્યો.

બીજે દિવસે મહારાણો દેવીસિંહ દીવાન અજીતસિંહ સાથે કશી મસલત કરીને બદ્રીનાથ, અઘોરનાથ, ભૈરવનાથ અને કપટશંકર નામના ચાર બહુરૂપીઓને સાથે લઇ જે મકાનમાં રાણા કનકસિંહ-

ને રાખ્યો હતો એ મકાનમાં ગયો.

રાણો દેવીસિંહ પોતાની પાસે આવે છે એવા સમાચાર સાંભળી કનકસિંહ પોતાની રાણીસહ તેને સંમાન આપવા માટે દરવાજા સુધી ગયો. દેવીસિંહને મકાનમાં લાવી તેને તેમણે એક આસનપર બેસાડ્યો. ચારે બહુરૂપીઓને એક તરફ ઉભા રાખવામાં આવ્યા. તેમના હાથપગમાં બેડીઓ નાખેલી હતી.

રાણા કનકસિંહે નમ્રતાપૂર્વક પૂછ્યું:—"રાજેન્દ્ર! આપે શા પ્રયોજનથી અહીં આવવાનો શ્રમ લીધો છે?"

આ પ્રશ્નના ઉત્તરમાં મહારાણા દેવીસિંહે કહ્યું:—"આજ સુધીમાં તમે અમારો વિનાશ કરવાના અનેક પ્રયત્નો કર્યા છે. નરાધમ, વિશ્વાસઘાતક ક્રૂરસિંહના તથા તેના નિમકહરામ નોકરોના સમજાવ્યાથી તમે અમને અનેક પ્રકારનું દુઃખ દીધું છે; અમારા અસંખ્ય નિરપરાધ સૈનિકોનો તમે તમારા અધર્મ યુદ્ધમાં જીવ લીધો છે; છતાં પરમકૃપાળું પરમાત્માએ જ અમારું રક્ષણ કર્યું છે. ક્રૂરસિંહ, યુસફખાન અને અકબરઅલીને પણ તેમનાં કર્મોનું ઉચિત ફળ મળ્યું છે. હવે તમારો શો વિચાર છે? શું જીવનપર્યંત તમારો અમારી કેદમાં પડી રહીને જ દિવસો પસાર કરવાનો વિચાર છે?"

મહારાણા કનકસિંહે કહ્યું:—"આપની તથા રાજકુમાર વીરસિંહજીની બહાદુરીની હું મુક્તકંઠે પ્રશંસા કરું છું. આપને ઈશ્વર પૌત્રદર્શન કરાવે અને તેને આપ આપના ખોળામાં રમાડી સુખી થાઓ એવી જ હવે મ્હારી ઇચ્છા છે. રાજેન્દ્ર! આપ કૃપા કરીને મ્હને મ્હારા સકળ અપરાધોની ક્ષમા આપો. હવે રાજ્યસુખ ભોગવવાની મ્હારી અભિલાષા નથી. રામગઢપર આપે કેવી રીતે વિજય મેળવ્યો છે તથા ત્યાં શું શું બન્યું છે એ સઘળી હકીકત હું જાણું છું. આપને હું માત્ર એક જ વાત કહેવાને ઇચ્છું છું. આપ આ-

પની જવાંમર્દી અને બહાદુરીનો વિચાર કરી મ્હારી ઇચ્છા પૂર્ણ કરશો એવી મ્હારી માન્યતા છે." આમ કહી પોતાના બન્ને હાથ જોડી રાણો કનકસિંહ મહારાણા દેવીસિંહ સ્હામે ઉભો રહ્યો.

"તમારા મનમાં જે કાંઇ હોય તે બેલાશક કહો. મ્હારાથી બની શકશે ત્યાં સુધી હું તમારી ઈચ્છા પૂર્ણ કરીશ."

"સાંભળો રાજેન્દ્ર ! મ્હારો એક પણ પુત્ર નથી કે જેના ભવિષ્ય માટે મ્હને ચિંતા હોય ? હા, રામગઢના કિલ્લામાં મ્હારા સંબંધીઓની કેટલીક વિધવાઓ છે. તેમના માટે આપ એવો કોઇ બંદોબસ્ત કરો કે જેથી એ બિચારીઓને પોતાના જીવનનિર્વાહ માટે બિલકુલ દુઃખ ભોગવવું પડે નહિ. જે લોકો પુરુષ છે તેમના માટે મ્હારે કશી ભલામણ કરવાની નથી; કેમકે તેઓ પોતાનો નિર્વાહ કોઈ પણ પ્રકારે કરશે. વળી આપ મ્હારા સર્વ અપરાધો ભૂલી જઇ મ્હને કેદમુક્ત કરો જેથી હું મ્હારી સાધ્વી સહધર્મિણી સાથે જંગલમાં જઇને રહીશ, અને ઇશ્વરસ્મરણ કરવામાં મ્હારું અવશિષ્ટ આયુષ્ય પસાર કરીશ. હવે હું મ્હારું મ્હોં કોઇને પણ બતાવવા ઇચ્છતો નથી. આ સિવાય આપના પ્રત્યે મ્હારી બીજી કશી વિનંતિ નથી." કનકસિંહે કહ્યું.

"તમારી સાથે જેમનો સંબંધ હોય એવી જેટલી વિધવા સ્ત્રીઓ રામગઢમાં હશે તેમના જીવનનિર્વાહાર્થે સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપવામાં મ્હને વાંધો નથી; પરંતુ તમને કેદમુક્ત કરતાં મ્હારો જીવ સંકોચ પામે છે." દેવીસિંહે કહ્યું.

કનકસિંહે પોતાની જનોઈને હસ્ત સ્પર્શ કરીને કહ્યું:—"હું ધર્મના સોગન ખાઇને કહું છું કે, હવે મ્હારા અંતરમાં કોઈ પણ

પ્રકારની દુષ્ટ વાસના નથી. હવે હું આ જીવનપર્યંત કદાપિ આપની વિરુદ્ધતા કરનાર નથી."

"હજી તમે તપસ્યા કરો એટલી તમારી ઉમ્મર થઇ નથી." દેવીસિંહે કહ્યું.

"મ્હારું લાગ્યું હું ભોગવી લઇશ. આપ બહાદુર છો તેથી મ્હને બંધનમુક્ત કરો."

"જો કે, તમારા સોગનપર હું વિશ્વાસ મૂકી શકતો નથી; પરંતુ તમારાપર દયા ઉપજવાથી હું તમને કેદમુક્ત કરું છું. તમે તમારી ઇચ્છા હોય ત્યાં જાઓ, તથા તમારા ખરચ માટે જે કાંઇ જોઇતું હોય તે બેલાશક લઇ જાઓ."

"ખરચની મ્હને કશી જરૂર નથી; ઉલટો હું રાણીનું જે કાંઇ જવાહિર છે તે પણ અહીં જ રાખી જઉં છું." કનકસિંહે કહ્યું.

આમ કહીને કનકસિંહે રાણી તરફ જોયું. રાણીએ ત્વરાથી પોતાના અંગપરના સઘળા મૂલ્યવાન્ અલંકારો ઉતારી ત્યાં મૂકયા.

"તમે રાણીજીના અંગના અલંકારો ઉતરાવ્યા છે એ સારું કાર્ય કર્યું નથી." દેવીસિંહે વિચારપૂર્વક કહ્યું.

"અમારો બન્નેનો હવે વનજંગલમાં રહેવાનો જ વિચાર છે; તેથી આ જંજાળની અમને કશી જરૂર નથી. જો જંગલમાં અમે આ અંલકારો અમારી પાસે રાખીએ તો પાછું અમારે ચોર લૂંટારાઓથી દુઃખી થવું પડે." કનકસિંહે કહ્યું.

દેવીસિંહના અંતરમાં ઘણી દયા ઉપજી. તેણે કહ્યું:—'કનકસિંહજી! તમે એક વખતે મહારાણા હતા. આજે તમને આવી સ્થિતિમાં વિદાય કરતાં હું ઘણો દુઃખિત થઉં છું. વળી તમારા કરતાં તમારાં આ સતી સાધ્વી રાણીજી માટે મ્હારું અંતર અતિ વ્યથિત થાય છે. જો તમારે અહીં મ્હારા રાજ્યમાં રહેવું હોય તો હું

તમને મ્હોટા અધિકારીની જગ્યા પ્રસન્નતાપૂર્વક આપી શકું તેમ છું.”

“આપની કૃપા માટે હું અંતઃકરણપૂર્વક આપનો આભાર માનું છું. મ્હારાં પૂર્વકૃત્યોનો હવે મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે. બીજાઓનું અનિષ્ટ કરવા જતાં મ્હેં મ્હારું પોતાનું જ અનિષ્ટ કર્યું છે. મહારાજ! કૃપા કરીને આપ હવે મ્હને રજા આપો. આ મકાનપર આપે જે પહેરેગીરો રાખેલા છે તેમને પાછા મોકલી દ્યો. રાત્રે હું મ્હારી ઇચ્છામાં આવશે એ સ્થળે ચાલ્યો જઇશ.” કનકસિંહે કહ્યું.

“જેવી તમારી મરજી.” દેવીસિંહે સંમતિ દર્શાવી.

અત્યાર સુધી કનકસિંહના ચારે બહુરૂપીઓ મૌન ધારણ કરી ઉભા રહ્યા હતા. બન્ને રાજાઓની વાર્તા પૂર્ણ થયા પછી અઘોરનાથે મૌનનો ભંગ કરી રાણા કનકસિંહના મ્હોં તરફ જોઇને કહ્યું:—“મહારાજ! આપ તો હવે તપસ્યા કરવા જાઓ છો તેથી અમને શી આજ્ઞા છે?”

“તમે તમારી ઇચ્છા હોય ત્યાં જાઓ અને ફાવે તેમ કરો. આજથી હું તમને મ્હારી તાબેદારીમાંથી છુટા કરું છું; છતાં મ્હારી માન્યતા એવી છે કે, જો તમે રાજકુમાર “વીરસિંહ” સાથે રહેવાનું પસંદ કરશો તો તેથી તમારું ભવિષ્યમાં ઘણું કલ્યાણ થશે.” કનકસિંહે ઉત્તર આપ્યો.

“જગન્નિયંતા નારાયણ આપને સુખી રાખો. આજથી જ અમે સર્વ રાજકુમાર વીરસિંહજીની આધીનતામાં રહીશું. આપ આપના હાથે જ અમારા હાથપગમાંની લોઢાની બેડીઓ કાઢી નાંખો.’ અઘોરનાથે કહ્યું.

મહારાણા કનકસિંહે પોતાના હાથે જ ચારે બહુરૂપીઓના હાથપગમાંની બેડીઓ કાઢી નાખી તેમને બંધનમુક્ત કર્યા. આ કાર્યમાં મહારાણા દેવીસિંહે કોઇ પણ પ્રકારની બાધા કરી નહિ. બરાબર આ સમયે દીવાન અજીતસિંહ પણ ત્યાં આવી પહોંચ્યો અને

મહારાણા દેવીસિંહ પાસે પડેલા એક આસનપર બેઠો. મહારાણા દેવીસિંહે તેને સઘળી હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી એટલે તેણે ચારે બહુરૂપીઓ પાસે પ્રમાણિક અને નિમકહલાલ તરીકે રહેવાની પ્રતિજ્ઞા કરાવી. પ્રતિજ્ઞાઓ થઈ ગયા પછી અઘોરનાથે કહ્યું:—"હવે આપ અમારા કોઇનાપર સહજ પણ અવિશ્વાસ રાખશો નહિ. લક્ષ્મણસિંહ, જ્યોતિસિંહ અને જગન્નાથજીને આજથી અમારા શુભાકાંક્ષી બંધુઓ જ અમે સમજીશું.

અજીતસિંહ ચારે બહુરૂપીઓને ક્રમાન્વયે ભેટયો. પછી એ ચારે બહુરૂપીઓ મહારાણા દેવીસિંહની પાછળ જઇને ઉભા રહ્યા. દેવીસિંહે કનકસિંહને ઉદ્દેશીને કહ્યું:—"હવે હું અહીંથી વિદાય થાઉં છું. આ મકાનના પ્રવેશદ્વાર પાસે જે પહેરેગીરો પહેરો ભરે છે તેઓ પણ હવે ચાલ્યા જશે; માટે રાત્રે તમે તમારે જ્યાં જવું હોય ત્યાં બેશકક જજો. આવો, એક વખતે તમે મ્હને અગાઉના બનાવો ભૂલી જઇને ભેટો."

કનકસિંહે લજ્જિત બની જઇને કહ્યું:—"ના ના—આપને ભેટવા જેટલી યોગ્યતા મ્હારામાં નથી."

કિન્તુ મહારાણા દેવીસિંહે કનકસિંહના વાકય પ્રતિ દુર્લક્ષ્ય કરી બળપૂર્વક તેને સ્નેહાલિંગન કર્યું, તથા ઉદાસ ચિત્તે એ ત્યાંથી વિદાય થયો, અને મકાનની ચારે તરફથી પહેરો ઉઠાવી ગયો.

અજીતસિંહ તથા કનકસિંહના સર્વ બહુરૂપીઓને સાથે લઇ મહારાણો દેવીસિંહ પોતાના બેઠકખાનામાં ગયો ઘણા સમય સુધી તેમણે રાણા કનકસિંહ સંબંધીની અફસોસ ભરેલી વાતચિત કરી. પછીથી સુયોગ પ્રાપ્ત થતાં અજીતસિંહે એવી અર્જ કરી કે, "રાજેન્દ્ર! ઇશ્વરકૃપાથી આપણા દરબારમાં બીજા ચાર બહુરૂપીઓ આવેલા છે; માટે જો આ તાબેદારને હવે માત્ર પંદર દિવસની રજા આપશો તો

ઘણી કૃપા થયેલી સમજીશ. મ્હારે એક જરૂરી કાર્ય પ્રસંગે અન્ય સ્થળે સત્વર જવાની આવશ્યકતા છે."

"પરંતુ પંદર દિવસની રજા લેવાની શી જરૂર છે. બે ચાર દિવસની રજા જોઇતી હોય તો હું આપવા તૈયાર છું." દેવીસિંહે કહ્યું.

"મહારાજ ! આ વખતે મ્હારે ઘણે દૂર આવેલા સ્થળે જવાનું છે; તેથી જ હું પંદર દિવસની રજા માગું છું. મ્હારી જગ્યાએ અઘોરનાથ કાર્ય કરશે તેથી કોઇ પણ પ્રકારની અડચણ પડશે નહિ એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે." અજીતસિંહે કહ્યું.

"ભલે જાઓ; પરંતુ જેમ બને તેમ જલદી પાછા આવજો." દેવીસિંહે અનુમતિ આપી.

મહારાણા દેવીસિંહ પાસેથી વિદાય લઇ અજીતસિંહ પોતાને ઘેર ગયો તથા અઘોરનાથ, ભૈરવનાથ વગેરે બહુરૂપીઓને થોડી ઘણી જરુરી હકીકત સમજાવી દીધી.

## પ્રકરણ ૨૨ મું.

### ચિત્રનગરનો અલૌકિક ચમત્કાર.

રાજકુમાર વીરસિંહ ત્રણે બહુરૂપીઓની સાથે ગુફામાં ઘુમવા લાગ્યો. જ્યોતિસિંહ આજુબાજુનાં કેટલાંક ચિહ્નો જોઇ રાજકુમારને કહ્યું:—"ખરેખર ! અહીંનો છુપો ભેદ ઉકેલી કોઇ ખજાનો લઇ ગયું છે. રાજનન્દિની મૃગલોચનીને પણ એ ખજાનો લઇ જનારે કેદ કરી રાખી હશે. મ્હેં મ્હારા ઉસ્તાદજીના મુખે સાંભળ્યું હતું કે, આ ગુફામાં કેટલીક ઇમારતો અને બગીચાઓ જોવા જેવા તેમજ રહેવા જેવા છે. જો એ ચોર એમાં મળી આવે તો તેથી આશ્ચર્ય પામવા જેવું નથી."

